# સાચાં સહોદર

લેખક

ઇશ્વરલાલ વીમાવાળા




૭૦

શ્રી સાહિત્ય મંદિર સુરત.

આવૃત્તિ પહેલી

પ્રત ૧૦૦૦

ઈ. સ. ૧૯૩૧

સંવત ૧૯૯

તમારી

સખીઓ

બહેનો

પુત્રીઓ

વહુઓ

સૌ કોઈને સ્ત્રીશક્તિ

ગ્રંથમાળાનાં પુસ્તકોજ

ભેટ આપો.



ઈશ્વરલાલ વીમાવાળાનું

સ્ત્રીશક્તિ કાર્યાલય

કેળાપીઠ, સુરત.



દેશબંધુ મુદ્રણાલય કેળાપીઠ સુરતમાં ઈશ્વરલાલ એમ. વીમાવાળાએ છાપ્યું અને ત્યાંથીજ પ્રગટ કર્યું.

# બે બોલ

ગુજરાતમાં વાર્તાઓ તો ઘણી લખાય છે. પરંતુ ભાઈ બ્હેનના પ્રેમનો આદર્શ રજુ કરે એવી વાતો બહુ ઓછી લખાય છે. નથી લખાતી એમ કહીએ તોયે ચાલે. ભાઈ બહેનનો પ્રેમ પણ આલેખવા જેવો હોય છે અને જેવા રસિક અને પ્રેરક પ્રસંગો દમ્પતી પ્રેમની અન્ય વાર્તાઓમાં આવે છે તેવાજ રસિક અને પ્રેરક પ્રસંગો આવી વાર્તાઓમાં પણ આવી શકે છે એ હકિકતનો ખ્યાલ પણ આપણે ત્યાં ઘણાને નથી. એક માત્ર ગુજરાતના જાણીતા નટ-કવિ શ્રી ચંદ્રવદન મહેતા- એમણેજ ભાઈ બ્હેનના પ્રેમને આલેખતાં કાવ્યો લખ્યાં છે-યમલ, હલાકાવ્યો વગેરે. તેમને બાદ કરતાં ભાઈ બ્હેનના પ્રેમને કોઈ લેખકે સ્પર્શ સુદ્ધાં કર્યો નથી એમ કહીએ તો ચાલે.

આ વાર્તામાં મેં એ પ્રયાસ કર્યો છે અલબત્ત વસ્તુ તો પરભાષામાંથી આવી છે. પરંતુ તેને આપણાં રૂપરંગ આપી પૂર્ણપણે અપનાવી લેવાનો મેં પ્રયાસ કર્યો છે એ પ્રયાસ કેટલે અંશે સફળ થયો છે તે તો વાંચકોજ નક્કી કરી શકે.

આશા છે કે આ નવલકથાની ક્ષતિઓ હોય તે પ્રત્યે દુર્લક્ષ કરી વાંચક જગત એનો સત્કાર કરશેજ.

ઈ. વી.

# પ્રકરણ પહેલું

## પુત્રની નિમણૂંક

વિનોદરાયના પિતા મુકુંદરાય સૂર્યપુરમાં એક આગેવાન અને વતનદાર સદ્‌ગૃહસ્થ થઈ ગયા. તેમનો મુખ્ય ધંધો શરાફીનો હતો. પરંતુ તેમની પાસે જમીન પણ પુષ્કળ હતી. આથી થોડા સમયમાં તેમણે ઠીક દ્રવ્યસંચય કરી લીધો હતો. જ્યારે તેમનો સ્વર્ગવાસ થયો ત્યારે તેમની પાસે ઓછામાં ઓછી લાખ-પચાસ હજારની મિલકત હતી, એમ લોકોમાં કહેવાતું.

પરંતુ મુકુંદરાયના મૃત્યુને એક વર્ષ પણ પૂરું થયું ન હશે એટલામાં સૂર્યપૂરની સ્થાનિક કોર્ટમાં વિનોદરાય વિરુદ્ધ એક ફરિયાદ નોંધાઈ. તે દાવાનો હેતુ એ હતો કે વિનોદરાયને તેના પિતા તરફથી મળેલી પચીસ હજારની કીંમત જેટલી જાગીર મારી વડસાસુની હોવાથી મને વાદીને-મળવી જોઈએ, મુકુંદ

રાયને એ વતન–જાગીર પોતાની કાકી તરફથી મળેલી હતી. અને આ ફરિયાદ માંડનાર એ કાકીનો ભાણેજ જમાઈ થતો હતો.

એ જમાઈરાજે જ્યારે આ મિલકત માટે મુકુંદરાય પર દાવો માંડયો ત્યારે સૂર્યપૂરના લોકો તો તેના તરફ હસવા લાગ્યા. બધાને ખાત્રી હતી કે આ દાવામાં એ જમાઈનું કાંઈ વળવાનું નથી.

થયું પણ તેમજ. બંને સ્થાનિક કોર્ટમાં તો થોડા-એટલે ન્યાયકોર્ટની દૃષ્ટિએ થોડા–દિવસોમાં એ દાવાનો વિનોદરાયની તરફેણમાંજ ચુકાદો મળ્યો.

પરંતુ પેલો જમાઈ પણ કાંઈ એમ હારી જાય એવો ન હતો. કોર્ટની સાથે કેવી રીતે કામ પાડવું અથવા કામ પડે ત્યારે કેવી યુક્તિઓ વાપરવી એ શીખવનારા તેને એક બે કજીયા દલાલો મળ્યા અને "હાર્યો જુગારી બમણો રમે" તેવું શુર તેને ચઢાવ્યું. આવા વંશપરંપરાની કમાઈના પચીસ હજારના દાવા પાછળ હજાર વેરવા પડે તોપણ કાંઈ ખોટું નહિ એમ તેને શીખવ્યું. એટલે સ્થાનિક ચુકાદો મળ્યા પછી થોડેજ દિવસે તેણે હાઈકોર્ટમાં અપીલ કરી. સાથે સાથે તેણે "યોગ્ય યુક્તિઓ" વાપરવી શરૂ કરી દીધી. આ સમયે ઘણા લોકોએ સમજાવી, તેને વિનોદરાય પાસેથી થોડું વર્ષાસન આપવા હા પડાવી, પણ તેનો લોભ અને મમત વધુ હતા.

હાઈકોર્ટમાં દાવો જાય એટલે શું, તે તો કોર્ટના અનુભવવાળાઓને સારી પેઠે માલમ છે. ઉપલી કોર્ટોના વકીલ બારીસ્ટરોની ફી અને જવા આવવાનાં ભાડાંતોડા વગેરે સહન કરતાંજ ભલ ભલા માણસનો દમ નીકળી જાય. હજાર–દોઢ હજારમાં પચીસ હજારનાં વતન ઝુંટવવા ઈચ્છનારને પાંચ હજાર તો જોતજોતામાં થઈ ગયા. કહેવત છે કે "જે જાય સરકાર, તેનાં જાય ઘર-

બાર !" છતાં ખોટી શીખવણી અને આશાથી તેણે દાવો ચાલુજ રાખ્યો અને જોતજોતામાં છ મહિના નીકળી ગયા !

દરમ્યાન પાકની મોસમ આવી ગઇ. જમીન મૂળમાંથીજ તકરારી થયેલી હોવાથી તેની ગણોતની આવક–જે આશરે ચાર પાંચ હજારની ગણાતી–તે બધી સરકારી તિજોરીમાં જમે થઇ ગઇ અને થોડી તકરારી ખેડુતોએ વિવિધ વાંધા ઉઠાવી ભરી પણ નહિ.

સૂર્યપૂરમાં આ સમયે વેપાર ઉદ્યોગની દિવસે દિવસે ચઢતી થયેલી હોવાથી મુંબાઇની કેટલીક બેંકોએ એ શહેરમાં પોતાની શાખાઓ સ્થાપી દીધી. આની સ્વાભાવિક અસર એ થઇ કે ગામના કેટલાક શરાફોનો ધંધો પડી ભાગ્યો અને બીજાઓને સખત ધોકો લાગ્યો. પિતાના મૃત્યુ પછી વિનોદરાય પણ થોડું થોડું સરાફીનું કામ કરતા, પરંતુ અત્યારે ઉપર પ્રમાણે એ ધંધાની પરિસ્થિતિ બદલાયલી જોઇને તેણે શરાફી બીલકુલ બંધ કરી; કેમકે તેનો ઘણો વખત વતનના દાવાની અથડામણમાં પણ જતો. સૂર્યપુરમાં નીકળેલી એક બેંકની શાખાના મેનેજર માટે માણસની આ વેળા જરૂરજ હતી. વિનોદરાયે તે જગા માટે અરજી કરી અને સદભાગ્યે તેમને એ પદવી મળી.

વિનોદરાયને નોકરી લેવાનું બીજું પણ કારણ હતું. એક તરફથી સરાફીની આવક બંધ થઈ હતી અને બીજી તરફથી જાગીરની ઉપજ સરકારે તથા ખેડુતોએ રાખી હતી. દાવાને માટે ઠરાવ પર ઠરાવ પડયા જતા હતા. તેને માટે હાઇકોર્ટમાં જવા આવવાનો તેમજ બીજો સહોદર ખર્ચ વધ્યો હતો. વખત જતો ગયો તેમ તેમ દાવાની મુદત લંબાતી ચાલી. Hope deferred maketh the heart sick "દુર જતી આશા-

થી હૃદય શંકાશીલ બનતું જાય છે." એ પ્રમાણે વિનોદરાયને પણ વિચાર થયો કે "કદાચ વતન જાય તો?" અને જો એવું થાય તો ગમે તે પ્રકારે આવકનું બીજું સાધન ઉત્પન્ન કરવાની વિનોદરાયને જરૂરજ હતી. આથી તેમણે સ્વીકારેલી સવાસો રૂપિઆની પદવી અત્યારે તો કુટુંબના પાંચ છ મનુષ્યનું પોષણ કરવાને માંડ માંડ પૂરતી પણ ઘણે દરજ્જે સહાયરૂપ થઈ પડી.

દાવાની મુદતમાં વળી બીજા પણ છ મહિના વહી ગયા, તો પણ તેનો નિકાલ આવ્યો નહિ. ધીમે ધીમે દોઢ વર્ષ થયું, બે થયાં, ત્રણ થયાં! પણ અંત દેખાયો નહિ. એ બધો વખત જાગીરની ઉપજ સરકારી તિજોરીમાં જમે થયા કરતી હતી. જોતજોતામાં પાંચ વર્ષ વહી ગયાં.

વતનની આવકને અભાવે વિનોદરાયના કુટુંબને કાંઇ ઝાઝી અગવડ પડે એમ ન હતું. ઘરનો સાધારણ ખર્ચ તો રાયજીના પગાર ઉપર અને કેટલીક બીજી પરચુરણ આવક ઉપર નભતો હતો. પરંતુ છોકરાંઓને કેટલીક નિર્દોષ મોજશોખની ટેવો પડેલી હતી. ઉપરાંત તે સર્વને હુન્નર કળાની વસ્તુઓ માટે અત્યંત પ્રીતિ હતી તેથી વિનોદરાયનાં પત્ની એવી વસ્તુ ઉમંગથી ખરીદતાં. તેમાંની કેટલીક તો ઉધાર પણ આવતી. સરકારી તિજોરીમાં જમે થયેલી રકમની આશાએ વિનોદરાય એવા જુજ કરજ માટે કાંઇ બોલતા નહિ.

આ સ્થળે વિનોદરાયનાં છોકરાંઓની થોડી ઓળખાણ આપવી જરૂરની છે. તેમનો મોટો છોકરો હસમુખ આ સમયે આશરે એકવીસ વર્ષનો હતો. એના જેવો દેખાવડો બીજો કોઇ છોકરો આખા સૂર્યપુરમાં ભાગ્યેજ હશે. તેના નામ પ્રમાણે તેનું મુખ હમેશાં હસતુંજ હતું, એટલુંજ નહિ પણ તેના બોલવા ચાલવામાં પણ તે એવો તો હાસ્ય પ્રગટાવનારો હતો કે સૌ

કોઇ તેને જોતાંવાર મોહ પામી જતું. તેનો સ્વભાવ મશ્કરો પણ હતો. ગમે તેવા સંકટ સમયે પણ તેને એ મીઠી ટચાક કરી લેવાનું મન થઇ જતું. એણે સૂર્યપૂરની અંગ્રેજી શાળામાં મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો. યુનિવર્સિટીની પરીક્ષા આપવા માટે તે મુંબઇ જવાનો હતો, એટલામાંજ સંજોગોને લઇને તેને અભ્યાસને તિલાંજલિ આપવી પડી.

વિનોદરાયે વખત વિચારીને બેંકમાં મેનેજરની પદવી સ્વીકારી લીધી અને થોડાજ વખતમાં પોતાના શરાફીના અનુભવની સહાયથી તેણે બેંકનું કામકાજ વધારી દીધું. હેડ ઓફીસવાળાને તેના કામથી અત્યંત સંતોષ થયો. શાખાની ઓફીસના માણસોનો 'સ્ટાફ' પણ વધારવાની જરૂર પડી. એ વખતે નાનકડી પુત્રીના જન્મથી, વિનોદરાયના ઘરમાં ખર્ચ વધ્યું હોવાથી, મુંબાઇની હાઇકોર્ટમાં ચાલી રહેલા દાવા વિષે હૃદય શંકાશીલ બનેલું હોવાથી અને હસમુખે મેટ્રીક સુધીનો અભ્યાસ પૂરો કરેલો હોવાથી વિનોદરાયે તેને તરતજ પોતાની ઓફીસમાં એક કારકુન તરીકે ગોઠવી દીધો

દરમ્યાન એક દિવસ વિનોદરાયને સખત ટાઢ વાઇને તાવ ચઢી આવ્યો અને ત્યારથી તેઓ પથારીમાં સૂતા તે હજુ ઉઠી શકયા ન હતા. ઔષધોપચારથી તાવ તો બે ચાર દિવસમાં ઉતરી ગયો, પરંતુ પોતાના વારસ તરીકે સંધિવાનો વ્યાધિ પાછળ મૂકતો ગયો. વિનોદરાયે અનેક વૈદ્ય ડાકટરોની સલાહ લીધી અને દવાઓ કરી—ઘણા ઘરગથ્થુ ટુચકાઓ અને ઉપાયો અજમાવી જોયા; પરંતુ સંધિવા જરા પણ મટ્યો નહિ. બે મહિના સુધી સતત ઔષધોપચાર ચાલૂ રહેવા છતાં જ્યારે રોગમાં જરા પણ ફેર દેખાયો નહિ, ત્યારે વિનોદરાયે દવાઓ પડતી મૂકી. શિયાળાના શીતળ પવનના ઝેરી ફળરૂપ આ વ્યા-

ધિને પોતાનો આમરણાંત સહચર થયેલો ધારી, પ્રારબ્ધ પ્રભુને હાથ સોંપી વિનોદરાય આવેલી આપત્તિને મૂક ભાવે સહન કરવા લાગ્યા. સંસારમાં કહેવત છે કે સંકટો સામટાંજ આવે છે.

વિનોદરાયનો એ સંધિવા હવે તો જડ ઘાલી બેઠો હતો. આ બધા દિવસો તેમનાથી ઓફીસે બીલકુલ જવાતું નહિ. બે વર્ષના અનુભવવાળો હસમુખ તેમનું કામ સંભાળતો, રોજ ઓફી-સનો બધો પત્રવ્યવહાર તે ઘેર લાવતો અને પિતાને પૂછીને કાગળોના ઉત્તરો લખતો. હિસાબના મુખ્ય ચોપડા પણ તે સાંજે ઘેર લાવતો અને બાપ આગળ રોજ જમે ઉધારના આંકડા વાંચી જતો.

એ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યું. પછી વિનોદરાયે વેળા-સર મુંબાઇની હેડ ઓફીસને તે વિષે લખી જણાવ્યું અને પો-તાની અશકિત જ્યાં સુધી રહે ત્યાં સુધી હસમુખનેજ તે જગા પર કામ કરવા દેવાની વિનંતિ કરી. વિનોદરાયનું કામ જોઇને સંતોષ પામેલા એક ડાયરેકટરોએ પણ તે વિનંતિ માન્ય રાખી.



## પ્રકરણ બીજું

### વતન કેસનો ચુકાદો

વિનોદરાયનો બીજો છોકરો રણજીત બહુજ ઉંડા વિચાર-વાળો અને પ્રેમાળ હૃદયનો હતો. તેનામાં પરોપકારનો ગુણ ઘણે અંશે વ્યાપ્ત હતો. બીજાને સંકટમાંથી બચાવવા તે તત્પર રહેતો ને એમ કરતાં અનેક કષ્ટ વેઠતો. તેણે સૂર્યપુરની અંગ્રેજી શાળામાં પાંચેક ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો. તે પછી તેણે પિતાનાં–સંકટો–સંજોગો જોઇને તેમને જલદી સહાય કરતા થઇ જવાની ઇચ્છાથી સૂર્યપુરના એક વકીલને ત્યાં નોકરી લઇ લીધી હતી. નાનપણમાંથીજ તેને સંગીતનો જબરો શોખ હતો. શાળાના સંગીત કલાસમાંજ તેણે ગાતાં અને હારમોનિયમ વગાડતાં શીખી લીધું હતું.

વિનોદરાયને હસમુખ કરતાં નાની અને રણજીત કરતાં મોટી એક કન્યા હતી. તેનું નામ કુસુમ. ખરેખર આ ભાગ્યશાળી કુટુંબને કુસુમ એક સુશોભિત કુસુમ સમાનજ હતી. સહનશીલતા, સ્નેહાર્દ્રતા, કરૂણાળુતા, વિદ્વત્તા અને આત્મભોગના સદ્‍ગુણો તેનામાં પુર્ણ અંશે દીપતા હતા, ગમે તેના માણસને પણ તેના સહવાસમાં આવતાં સંતોષ થતો.

કુસુમનું વય અત્યારે આશરે સત્તર વર્ષનું હશે. વિનોદરાય પોતે સુધરેલા વિચારના સુશિક્ષિત હોવાથી અને પુત્રી ખરેખર

સદ્‌ગુણી હોવાથી રાયજીએ તેને સ્નેહી—સંબંધીઓમાં તથા સમાજના જાહેર સમારંભોમાં જવા આવવાની છુટ આપી હતી. અનંતરાય નામના પોતાનીજ જ્ઞાતિના એક યુવક સાથે કુસુમનો વિવાહ થોડા વખત પરજ થયો હતો. પણ અનંતરાય કંઇક અંશે અભિમાની હતો અને જો કે તે ઘણી વાર વિનોદરાયને ઘેર આવતો પણ ઘરમાં કોઈની સાથે બહુ હળી જતો નહિ. હસમુખના કરતાં તે ચારેક વર્ષે મોટો હતો અને તેનો શાળામિત્ર પણ હતો. રણજીત કરતાં નાનો મધુસુદન અને તેનાથી નાનો તે તનસુખ. વળી વિનોદરાયને સૌથી નાની એક છોકરી હતી, જેને વાંચનાર કલા નામથી ઓળખશે.

વખત પાણીની માફક વહેતો ચાલ્યો વતનના દાવાનો નિકાલ હજુ થયો નથી, રાયજીની નાની છોકરી કલા ઘરમાં ચાલતી અને કાલું કાલું બોલતી થઇ છે. એક દિવસ બપોરે આવેલી તાજી ટપાલ ઉછાળતી ઉછાળતી તે ઘરમાં લઈ ગઇ. જઇને સંધિવાથી પીડાતા પિતાના શરીર પર કાગળો નાંખ્યા અને તે નિર્દોષ નાની બાળા હસવા—નાચવા લાગી.

વિનોદરાયે કાગળો લીધા. તેમાં ટાઇપરાઇટરથી છાપેલા શીરનામાવાળા કાગળે તેમનું પ્રથમ ધ્યાન ખેંચ્યું. એક મિત્ર વકીલની સૂચનાથી વિનોદરાયને ખાત્રી હતી કે પોતાના દાવાનો નિકાલ આજકાલમાં આવી જવો જોઇએ. છાપેલા શીરનામાવાળો કાગળ કોર્ટ તરફથી આવેલો હોવો જોઇએ. તેમણે ઘણી આશા અને ચિંતા વચ્ચે તે ઉઘાડ્યો—વાંચ્યો—વાંચતાં વારજ તેમણે એક ઉંડી હાય મારી અને તેમના હાથમાંથી તે કાગળ સરી પડ્યો.

પ્રિય વાંચકો ! એ પત્ર ખરેખર વકીલ તરફથીજ આવેલો હતો. એમાં દાવાનો ચુકાદો વિનોદરાયની વિરૂદ્ધમાં અપાયો હતો,

તે વિષે સમાચાર હતા! વિનોદરાયને મળતી—ન્યાયથી પણ મળવી જોઈતી—જાગીર સામા પક્ષને મળી હતી.

સંધિવાથી પીડાતા પતિએ પત્ર વાંચતાં મોટેથી દુઃખની હાય મારી, તે તરફ તેમની પત્નીનું ધ્યાન ખેંચાયું અને તે પણ તરત ગભરાઈ ત્યાં આવી, એટલે વિનોદરાયે રડી પડી તે માઠા સમાચાર તેને પણ કહી દીધા.

એ સાંભળતાં તે બાઈના ચિંતાતુર મુખ પરની થોડીક આશાભરી મીઠાશ હતી, તે પણ ઉડી ગઈ અને તેને સ્થાને શોક પ્રસરી રહ્યો. જાગીરની ખોટ તેમને એવી તો કારમી લાગી કે પળ વાર તો તેને પણ શું બોલવું—શું કરવું—તે પણ સમજાયું નહિ. ભાવિ સંકટ ચિત્રથી દિગ્મુઢ બની તે પતિના પગ પાસે બેસી ગઈ. વિનોદરાય પણ કાંઈક બોલવાનો પ્રયત્ન કરતા હતા, પરંતુ જાણે અવાજ તેમના ગળામાંજ ગુંગળાઈ જતો હોય એમ લાગતું હતું.

તે જોઈ તેમની સ્ત્રી બોલ્યાં:—"શું જાગીર હંમેશને માટે ગઈ?"

"હા હંમેશ માટે." વિનોદરાયે ટુંકો ઉત્તર આપ્યો.

"હવે તે કદિ નહિ મળે?"—તેમની સ્ત્રીએ પૂછ્યું.

"ના. કદી નહિ. આશા રાખવી વ્યર્થ છે. એના ઉપર એક અપીલ છે, પણ કાઉંસિલમાં લડવા આપણી પાસે પાઈ પણ રહી નથી."

"હાય હાય! હવે આપણું શું થશે?" તેમનાં પત્નીએ દુઃખનો ડુંગર માથે પડ્યો હોય તેવો ઉદ્‌ગાર કાઢ્યો. "મેં તો આપણી જાગીર ઉપર કેટલીએ આશા બાંધી હતી."

"તે બધી વ્યર્થ, બીજું શું!"

"પરંતુ દેવું કર્યું છે તે? વતનકેસ લડવામાં—ઘરખર્ચમાં

અને કાચા કુંવારા સંસારમાં કરજ ઘણું થયું છે અને હજુ ઘણું કરવાનું બાકી છે.''

“હેં ? હું નહોતો કહેતો કે આટલું બધું ખર્ચ કરવું ન જોઇએ...? પરંતુ જાગીરની આશામાં તમે માનતાં ન હતાં અને હું પણ તમને ખોટું લાગે તેથી દાબીને કહેતો ન હતો ! હવે તો તે સદાને માટે ગઇ...”

“પણ એ આપણી જાગીર તેના હાથમાં જાયજ કેમ ?”

“અન્યાય ! દીવાની જોત જેવો અન્યાય ! બીજું શું ?”

“સરકારની કોર્ટમાં પણ શું આટલો બધો અન્યાય ચાલે છે ?”

“આનાથી વિશેષ ! જે પૈસા વેરે તેને સરકારી કોર્ટમાં ન્યાય મળે છે. ન્યાયાધીશ પણ આજકાલ બહુ લાંચીયા થઇ ગયા છે. અને ખટપટીયા લોકો તે દ્વારા જીતી જાય છે.” વિનોદરાયે કહ્યું.

“એ મૂઆ ન્યાયાધીશને તે પ્રભુનો કાંઇ ડર હશે કે નહિ ?” ઘરના ઘણાં વર્ષની નોકર લક્ષ્મી જે તે ખંડમાં આ કલ્પાંત સાંભળીને આવીને ઉભી હતી, તે ક્રોધથી વચમાં બોલી ઉઠી.

“તે દુષ્ટોને શું આવોજ ન્યાય આપતાં આવડતો હશે ? આપણી વંશપરંપરાની કુટુંબની જાગીર તે બીજાના—ભાણેજ જમાઇના—વંશમાં !”

“શું કરીએ ? લક્ષ્મી ! જાગીર તો ગઇજ છે. ખટપટ અને લાંચરૂશ્વતથી સઘળું થાય છે.” વિનોદરાયે નિશ્વાસ નાંખતાં કહ્યું.

“સત્યાનાશ જાય એ મૂઆ જજ બનેલાનું ! એ તો કાલે ઉઠીને આપણું ઘર પણ બીજા કોઇને આપી દેશે ! એવા લાંચીઆ

ન્યાયાધીશ માટે કોઇ પૂછનારજ નથી ?" એમ બોલતી બબડતી તે ઘરમાં પોતાના કાર્ય માટે ચાલી ગઇ.

પછી એ પતિ પત્ની જાગીરની આવકની ખોટને લીધે ઘણોજ શોક કરવા લાગ્યાં અને જાગીરની આશા પર જે નાનાં મોટાં કરજ થયાં હતાં તે વાળવા વિચાર કરવા લાગ્યાં. એ કરજ થોડું થોડું કરતાં એટલું બધું વધી ગયું હતું કે શ્રીમુખબાને તો તેનો એક સામટો ખ્યાલ પણ ન હતો, પણ અત્યારે તે બધાંનો સરવાળો કરતાં રકમ આકરી લાગી. કદાચ દાવો હાર્યાની વાત જાણી લેણદાર કાલથીજ ઉઘરાણી કરવા આવે તો ? એવા વિચારો પણ તેમને આવ્યા. પરંતુ લોકોમાં વિનોદરાયની શાખ સારી હતી. અને તેમના કુટુંબના જેટલી પ્રતિષ્ટા બીજા કોઈ કુટુંબની ન હતી. આખા સૂર્યપૂરમાં વિનોદરાયનું કુટુંબ આદર્શ ગણાતું. તેથી કોઈ દુકાનદાર તેમને ઘેર એકાએક ટાંચ લાવે એવું બને એમ ન હતું, છતાં આ દંપતીને તેનો ભય લાગ્યો તો ખરોજ.

વિનોદરાયે પોતાનો સંધિવાથી પીડાતો હાથ ઉંચો કરી કહ્યું, "હવે ગમે તે રીતે કમાણી વધવી જોઇએ અથવા ખર્ચ ઘટવું જોઇએ. કમાણી વધારવી એ તો અત્યારે છોકરાઓ ઉપરજ આધાર રાખે છે. મારાથી હાલ આ દુઃખ (સંધિવા) ને લીધે કાંઇ થઇ શકે એમ નથી અને છોકરાંઓ તો હજી નાનાં છે. તેઓ અત્યારેજ પોતાથી બનતું કરે છે. તેમની પાસે ગજા ઉપરાંત કામની આશા ન રાખી શકાય. તેથી સૌથી સારો ઉપાય એજ છે કે તારે ઘર ખર્ચ ઘટાડવાને પ્રયત્ન કરવો..."

"એ ખરી વાત છે. ખર્ચ ઘટાડવાનું કામ તો મારા ઉપરજ આવી પડે છે. પરંતુ મને સમજાતું નથી કે આપણે કઇ બાબતમાં ખર્ચ ઘટાડી શકીએ ? કદાચ કપડાંલત્તામાં ખર્ચ

ઘટે ખરૂં. બાકી ખાવા કે પહેરવા જોઇએ તેમાં કે પરોણા આવે તેમાં કાંઇ ઘટે તેવું છે?"

"ખાવામાં ખર્ચ કેમ નહિ ઘટે? આપણે રવિવારની મીજબાની અને વારતહેવારની મિષ્ટાન્નની વાતો હવે ભૂલી જવી જોઇએ."

"પણ એની તો છોકરાંઓને ટેવજ પડેલી છે. રવિવારે કે વારતહેવારે કંઇક સારૂં ખાવું એ તો બધે રિવાજ પડી ગયો છે. પરોણાને પણ મિષ્ટાન્ન જમાડવાં જોઇએ."

"પરોણાઓનો પણ સાદો સત્કાર કરીએ તો ચાલે. ખોટો આડંબર બતાવવામાં શું ફળ! અને ઘરખરચ આપણે ખુશીથી કમી કરી શકીએ. આપણાં બાળકોને આપણે ખોટી ટેવ પાડવી નહિ જોઇએ. શું તમને ખબર નથી કે અત્યારે દેશમાં તો દુકાળ ચાલી રહ્યો છે. લોકોને એક વારનું ખાવાનું પણ પૂરૂં મળતું નથી કે શરીર ઢાંકવા પુરતાં કપડાં નથી અને આપણે ઘેર મિષ્ટાન્ન ઉડાવીએ અને ચાર ચાર અને આઠ આઠ કપડાં પહેરીએ!" એ પ્રમાણે એ દંપતી ઘરખર્ચમાં કાપકૂપ કરવાના વિચારમાં છે, એટલામાંજ ત્યાં હસમુખ આવ્યો.



## પ્રકરણ ત્રીજું

## સહોદરની પિતૃભક્તિ

"તનુ! ઓ તનુ! તું તે ક્યારે સમજણો થવાનો છે?" લક્ષ્મીએ નિશાળેથી આવતાં ઘાંટો પાડીને કવિતા લલકારતા તનસુખને જરા ચેતાવ્યો.

"કેમ શું છે? લક્ષ્મી!" તેણે પૂછ્યું.

"તો જોની અહીં ઘરમાં તો સર્વ ચિંતામાં છે અને તું એટલે મોટે સાદે ગાય છે ને?"

"શું ચિંતા છે?" તનુએ ચમકીને પૂછ્યું—"શું થયું છે, લક્ષ્મી! કાંઇ બાપુની તબીએત બગડી તો નથી?"

"એવુંજ કાંઇક છે તો. જો તું વતુ ઓછું બોલીશ—બબડીશ નહિ."

આ સમાચાર સાંભળીને તનસુખની મુખમુદ્રા ગંભીર થઇ ગઇ. તે પાધરો પોતાના અભ્યાસના ઓરડામાં ગયો. અવાજ ન થાય તેવી શાંતિથી દફતર ટેબલ પર મૂક્યું અને તેવીજ સાવધતાથી બારણું અડકાવી બહાર નીકળ્યો. એ વખતે હસમુખ ઓટલા પર લક્ષ્મી સાથે વાત કરતો હતો, તે તેણે સાંભળી.

"લક્ષ્મી! ત્યારે આજે ટપાલીએ કાંઇક નવી ખબર લાવી આપી." પોતાના સ્વભાવ પ્રમાણે હસમુખ બોલ્યો.

"હસમુખ, તું ગંભીર ક્યારે થશે? તારે મન તો હસ
છે, અને તારા માબાપને હૈયે તો હોળી સળગી રહી છે."

"એમ? એવું તે ટપાલમાં શું આવ્યું છે? હં, હં, પે
કેસ વિષે તો કંઇ નથી? તેનો નિકાલ આવી ગયો કે?
આવ્યો?"

"આપણી વિરૂદ્ધમાં." લક્ષ્મીએ કહ્યું:—"હસમુખ, આપ
જાગીર ગઈ."

"જાગીર ગઇ!" એ શબ્દોએ હસમુખને પણ એકદ
ગંભીર બનાવી મૂકયો. જાગીરના જવાથી આ ઘરમાં મો
નુકસાન જાણે એનેજ થયું હોય એવો શોક તેને થ
અને કેટલેક અંશે એમ કહેવું ખોટું ન હતું. જાગીરની બે
થયેલી આવક આખરે મળવાની આશા પર હસમુખે કંઇ ન
કંઇ નહિ કરતાં પણ સો પચાસ રૂપીઆનું દેવું કર્યું હ
ઘરમાં કોઇને તે વિષે ખબર ન હતી અને હસમુખ પોતા
કમાઇમાંથીજ એવું દેવું વારંવાર પતાવતો. પરંતુ હવે થો
દિવસમાં જાગીર મળશે એ ખ્યાલથી આ વખતે રકમ મો
થઇ હતી, તે હવે કેવી રીતે ચૂકવાશે એની ચિંતા હ
મુખને પણ થવા લાગી.

અંતે હસમુખ અને તનસુખ બંને સાથે દીવાનખાના
ગયા. વિનોદરાયની પાસે જઇ હસમુખ બેઠો. તનસુખ તે
બાની પાસે જઇ બેઠો.

વિનોદરાયે હસમુખ તરફ જોઇ કહ્યું, "તેં સાંભળ્યું? હ
મુખ, આપણી જાગીર ગઇ."

"હા, લક્ષ્મીએ મને સમાચાર કહ્યા."

"એનાથી આપણી ઘણી આશાઓ ભાંગી પડી છે. આ
સુધી આપણે એ જાગીરની આશા પર ઘણું ખર્ચ કરતા હ

આપણે કેટલુંક કરજ પણ કર્યું. એ બધું હવે આપણી ટૂંકી કમાઇમાંથીજ પતાવવાનું થશે. જો કે આપણે માથે ઝાઝું કરજ નથી, પરંતુ જેટલું છે તે જેમ બને તેમ પતાવી તો દેવું જોઇએ."

"આપ સાચું કહો છો. હું અત્યારે તેજ ચિંતામાં પડયો હતો."

એ પ્રમાણે પિતા પુત્ર ધીમે ધીમે વાતો કરવા લાગ્યા. તે દરમ્યાન નોકરીએથી આવી પહોંચેલો રણજીત પણ આવીને પાસે બેઠો. બહાર ગયેલી કુસુમ પણ આવી મા પાસે બેઠી.

સઘળાં સહોદરે—ભાઇભાડુંએ—આ વિષમ સમાચારનું દુઃખ વહેંચી લીધું.

\+ × ×

આ નવી આપત્તિએ ધીમે ધીમે પોતાનું પોત પ્રકાશવા માંડયું. જાગીર જવાથી ઘરના દરેક માણસને પોતપોતાની જરૂરીઆતમાં અમુક અમુક વસ્તુઓ વિના ચલાવી લેવું પડશે, એમ લાગ્યું. બીજે દિવસે બપોરે હસમુખ, તનસુખ, કુસુમ, રણજીત વગેરે એક ઓરડામાં ભેગાં થઇ બેઠા હતાં.

મસ્તીખોર મધુસુદને "કહ્યું...સાળા બધાજ જજોનેજ મારી નાંખવા જોઇએ...નામ ત્યારે ન્યાયધીશ અને લાંચ લઇ ન્યાય આપવા બેસે...બાકી આપણી જાગીર જાય કેમ ?"

"મધુ વગર વિચારે શું બોલ્યો જાય છે ? આપણી વિરૂદ્ધમાં ચુકાદો આપ્યો એટલે કાંઇ આપણને તેને ધિક્કારવાનો હક મળી જતો નથી." કુસુમે નરમાશથી કહ્યું.

"પણ ત્યારે જોને, હવે આ મારૂં બેટ ભાંગી ગયું છે ને નવું લેવાનું છે. પણ આ જાગીર ગઇ ને મારાથી બાપાને કહેવાયજ કેમ કે મને નવું અપાવો !"

"તારા બેટને માટે તને બહુ લાગે છે, મધુસુદન ! પણ તને

જરા બાપાજીની મુશીબતોનો વિચાર આવે છે ખરો ?" વિચારમાં બેઠેલો રણજીત વચમાં બોલી ઉઠયો.

"શું ?" નિર્દોષ મધુએ પૂછયું.

"તને ખબર નથી કે જાગીર મળ્યા પછી બાપાજી સંધિવાની દવા માટે કલકત્તે જવાના હતા ? પણ હવે તેમનાથી કેવી રીતે જવાશે ?"

આ વાતનો વિચાર આવતાંજ બધાં એકદમ વ્હીલાં થઇ ગયાં. પિતાવત્સલ સંતાનોને પિતા માટે અત્યંત વ્હાલ હતું. સંધિવાના રોગમાંથી બાપા કયારે મુક્ત થાય, એની સર્વ બાળકો આતુરતાથી રાહ જોતાં અને પિતાના સુખને માટે દરેક જણ પોતાના અંગત સ્વાર્થનો ભોગ આપવાને તૈયાર થઇ જતું. આ નવીન આપત્તિથી તેમની એ ભાવના ઉપર જે વિસ્મરણ—પડળ ફરી વળ્યુ હતું, તે રણજીતના ઉપરના શબ્દોથી તૂટી ગયું.

"હસમુખભાઇ ! હવે આપણે વિશેષ યત્ન અને મહેનત કરીને પૈસા ઉત્પન્ન કરવા જોઇએ. ગમે તેમ કરીને આપણે બાપાજીને દવા કરવા માટે કલકત્તે મોકલી આપવા જોઇએ. અત્યારસુધી આપણે આપણી જાગીરની આશા પર બેઠાં હતાં. પરંતુ તે તો ગઈ અને તેની બધી આશા પણ ગઇ ! હવે બાપાજીને આ કાર્યમાં સહાય કરવી એ આપણી ફરજ છે." કુસુમે કહ્યું.

"હું તારી વાત સમજી ગયો. કુસુમ બહેન ! પણ જોને, હું તો આખો દિવસ ઓફીસમાં મહેનત કરૂં છું. રાત્રે પણ ઓફીસના ચોપડા લખું છું, મને જરા પણ ફુરસદ મળતી નથી. સવારે કલાકેક મળે તેટલો મારે આરામ નહિ જોઇએ ?" હસમુખે કહ્યું.

"ભાઇ, હું તમને મદદ કરૂં ?" કુસુમે કહ્યું.

"તું અમને મદદ કરે ? શામાં મદદ કરે ?"

"કમાવામાં." કુસુમે કોમળતાથી કહ્યું.

"જા જા. તું અમને શું મદદ કરવાની હતી ? તારે માટે સૌથી સારો રસ્તો એજ છે કે ઘરમાં કરકસર કરવી. એથી ઘણા પૈસા બચશે અને જે વખત બચે તે દરમ્યાન તું રેંટીઓ ફેરવજે અને ભરત ગુંથણ કરજે. અમારા બધાના વતીની એટલી દેશસેવા તથા ગૃહસેવા તું કરજે." હસમુખે કહ્યું.

વિચારમાં બેઠેલો રણજીત બોલી ઉઠ્યોઃ—"ભાઈ, આપણાં કપડાં વેચાતાં લેનાર કોઈ નહિ મળે ?"

"એટલે ? શું તારે કપડાં વેચીને ઉઘાડા ફરવું છે ?" હસમુખે હસતાં હસતાં પૂછ્યું.

"ના, હું એમ કહેવા માગું છું કે આપણે આપણા બધાં કીંમતી કપડાં વેચી નાંખીએ અને તેને બદલે હવેથી ખાદીનાં કપડાંજ પહેરીએ. એમાં એક તરફથી આપણા કપડાંના પુષ્કળ પૈસા આવશે અને બીજી તરફથી ખાદીનાં કપડા પહેરવાથી કરકસર પણ થશે. કુસુમ બહેન કાંતશે, તેની સાથે અમે પણ થોડો વખત કાંતીશું."

"તો મને તો બહુ મઝા પડશે, હોં." મધુસુદન બોલી ઉઠ્યો. "ખરૂં પૂછો તો આજે હું એક ખાદીની ટોપી અપાવવા માટે બાને કહેવાનોજ હતો. ગઈ કાલે અમારી નિશાળમાં એક કવિતા મહેતાજી સાહેબે ગવડાવી હતી કેઃ—

"મા, મને ખાદીની ટોપી અપાવ.
મા, મને ખાદીનાં કપડાં કરાવ."

"વારૂ. પણ ભાઈ, એટલું કરવાથી કાંઇ ઝાઝી આવક થશે નહિ એટલે તેની સાથે બીજું પણ કંઇક કરવાનો વિચાર

છે." કુસુમે કહ્યું.

"બીજું તું શું કરીશ ?"

"એકાદ નોકરી લઇ લઉં..." કુસુમે અચકાતાં અચકાતાં કહ્યું.

હસમુખ હસી પડયો:—"શું તું નોકરી કરે ? વાહ, વિચાર તો બહુ સુંદર છે ? વિનોદરાય દેસાઈની છોકરી છત્રી લઇને નોકરી કરવા જાય ! પછી ગામ લોકો તારી પાછળ ટીકા કરશે ત્યારે ?"

"મારી પાછળ ટીકા કરે ? શા માટે ? શું નોકરી કરવી એ અપરાધ છે કે લોકો મારી પાછળ ટીકા કરે ?"

"નોકરી કરવી એ એક અપરાધ છે કે નહિ તેનો હું જવાબ આપી શકતો નથી. પણ જો તું નોકરી કરવા જાય તો લોકો જરૂર ટીકા કરે એની મને તો ખાત્રી છે."

"ત્યારે મારે શું કરવું ? મારે કાંઇક તો કરવુંજ જોઇએ એમ મને લાગે છે." કુસુમે વિચારમાં પડતાં પૂછયું.

રણજીતે કહ્યું:—"બહેન, હું એક માર્ગ સુચવું ?"

કુસુમે ઉત્સુકતાથી તેના તરફ જોયું.

રણજીતે કહ્યું:—"મારા એક મિત્રને ઘેર સીવવાનો સંચો છે તે નકામો પડી રહ્યો છે. હું તે તને લાવી આપું તો ?"

"તો તો ઘણુંજ સારૂં." કુસુમે કહ્યું:—"હું થોડા દિવસમાં સંચે શીવતાં શીખી જઈશ."

"અને પછી મને જલદી ખાદીનાં કપડાં ને ખાદીની ટોપી બનાવી આપીશ, ખરૂં ને ?" મધુસુદન જે ખાદીનાજ વિચાર કરી રહ્યો હતો તે બોલી ઉઠયો.

"એટલે પછી તું દરજીનો ધંધો માંડશે ખરૂં ને !" હસમુખે પૂછયું.

"તમે જેમ કહો તેમ! હાલ આપણો એવોજ વખત છે" કુસુમે કહ્યું.

"હસમુખભાઈ, એમાં શું કાંઇ ખોટું છે? દરજીનો ધંધો કરવામાં કાંઈ નામોશી તો નથીજ ને?" રણજીતે પૂછ્યું.

"ના રે! એમાં શાની? કોઈ પણ ધંધો કરવામાં નામોશી નથી અને ખાસ કરીને જ્યારે આપણે બીજાના હિત માટે કંઇ કામ કરતા હોઇએ તો એમાં નામોશીને બદલે ઉલટી સેવા સમાયલી છે...કાંઇ નહિ કુસુમ, તું ખુશીથી રેંટીઓ ફેરવજે અને કપડાં સીવજે. તને મારી અનુમતિ છે." હસમુખ હસતાં હસતાં બોલ્યો અને ત્યાંથી ઉઠીને પોતાને કામે વળગ્યો. તેની પાછળ મધુસુદન પણ ગયો.

રણજીત અને કુસુમ ત્યાં એકલાં રહ્યાં.

"ભાઈ, મને લાગે છે કે હસમુખભાઈ આ બાબતમાં મદદ કરવા તૈયાર નથી."

"કઇ બાબતમાં?"

"બાપાજીની મુસાફરી માટે પૈસા ભેગા કરવામાં."

"તે તૈયાર નથી એનું કારણ મને ખબર છે. મને લાગે છે કે મોટાભાઈ હાલમાં પૈસાની સંકડામણમાં આવી ગયા છે, એટલે તેમની ઇચ્છા હોય તો પણ મદદ કરી શકશે નહિ."

"રણજીત, મોટાભાઈનું ઉડાઉપણું હજુ ઓછું થયું નહિ."

"મને લાગે છે કે થયું છે અને હજુ થશે. આપણી જાગીર જવાથી એને ઘણી સારી અસર થશે. કુસુમ બહેન! હસમુખભાઈ મદદ કરે કે નહિ કરે તો પણ આપણી ફરજ છે કે આપણે બાપાજીને માટે કાંઇક વિશેષ ઉદ્યમ કરવો જોઇએજ. હું તને કાલેજ સીવવાનો સંચો લાવી આપીશ અને બનતાં સુધી આજે સાંજેજ સ્વરાજસભામાંથી એક રેંટીઓ લાવી આપીશ.

મારે માટે પણ હું કોઇ બીજી એક બે કલાકની નોકરી માટે તપાસ કરતો રહીશ. તને પણ કોઇની પુત્રીને શિક્ષણ આપવાનું મળે તો ઠીક, કે નહિ ?"

કુસુમે કહ્યું—"ગમે તે પણ હવે કર્યા વિના ચાલે તેમ નથી. ભાઇ, પ્રભુ આપણને સહાય કરો !"



## પ્રકરણ ચોથું

## સ્નેહની કસોટી

પ્રિય વાચક ! આગળ કહેવાનું રહી ગયું છે કે હસમુખનો વિવાહ સૂર્યપૂરના એક ધનાઢ્ય ગૃહસ્થની છોકરી સાથે થયો હતો. હરીલાલ શેઠની પુત્રી સરોજની સ્વરૂપે તેમજ સ્વભાવે સુંદર, શાંત અને મોહક હતી. કુસુમના કરતાં તે કાંઇ સૌંદર્યમાં ઉતરે એમ ન હતી, પરંતુ કુસુમના હૃદયની ગંભીરતા સરોજીનીમાં ન હતી. કેટલીક વાર તેને પોતાની ચીડિયણ ફોઇને પજવવાનું મન પણ થઇ જતું.

હરીલાલ શેઠ અત્યારે નિવૃત્તિમય જીવન ગાળતા હતા.

તેમની પાસે સારી સંપત્તિ હતી. સુર્યપુરમાં તેમનાં બે ત્રણ ભવ્ય મકાન હતાં, જે મકાનમાં તેઓ અત્યારે રહેતાં હતાં. તેની આસપાસ એક મનોહર વાડી હતી. એ વાડીમાં બરાબર મધ્યસ્થળે એક ફુવારો હતો અને તેની આસપાસ બેસવાની સુંદર બેઠકો બનાવી હતી.

સંધ્યાનો સમય હતો. હરીલાલ કાંઇક કામે બહાર ગયા હતા અને સરોજની બાગમાં ફુવારા આગળ એક બેઠક પર બેસીને કાંકરે રમતી હતી. એટલામાં એક નોકર તેને બોલાવવા આવ્યો:—"સરોજબહેન! ફોઇબા તમને જમવા બોલાવે છે."

"જમવાની વખત? અરે અત્યારમાં ક્યાંથી? હજુ તો પાંચ વાગ્યા. કોઇ દિવસ પાંચ વાગે તો ખાવાનું નથી ભાવતું. ...જા, જા. ફોઇબાને કહે બાપાજી આવશે ત્યારે તેમની સાથે જમીશ."

નોકર પાછો ગયો. પણ થોડી વારમાં ફોઇબાનો વિશેષ કપરો સંદેશો લઇ પાછો આવ્યો:—"બહેન! ફોઇબા તો મારા જવાબથી બહુ ચ્હીડવાઇ ગયાં છે. તે તો તમારા પરનો ક્રોધ મારા પર કાઢવા જતાં હતાં. તમે જલદી આવીને તેમને ઉત્તર આપો તો ઠીક."

"આપ્યો હવે ઉત્તર! ફોઇબાને બીજો ધંધો શું છે? બેઠાં બેઠાં મારી સાથે આખો દિવસ માથાકુટ કર્યાં કરે છે...ઠીક છે. તું જા. હું થોડી વારમાં આવું છું."

નોકર ગયો અને તરતજ બાગના દરવાજામાંથી એક યુવાને પ્રવેશ કર્યો. તેણે સરોજનીનું ધ્યાન ખેંચ્યું. તે બેઠક પરથી ઉભી થઇ ગઇ.

હસમુખ પળ વારમાં પાસે આવી ઉભો. તેણે ખાદીનો એક

ઝભ્ભો અને ખાદીની ટોપી પહેર્યાં હતાં. સરોજીની તો તેને જોઇ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ.

"અરે બાપ રે ! આ બધી શી ઉથલપાથલ ? મેં ધાર્યું કે પીપળા પરથી ભૂત ઉતરી આવ્યું કે શું ?" સરોજીનીએ તેના પોશાક તરફ હસીને કહ્યું.

ઘર આગળ–પોતાના ભાઇભાંડું અને મિત્રો આગળ–હસમુખો બની રહેતો હસમુખ અત્યારે ગંભીર થઇ ગયો હતો. સરોજીનીએ જરાક હાસ્ય કરવાને પ્રયત્ન કર્યો, પરંતુ હસમુખે ગંભીરતા કાયમ રાખીનેજ કહ્યું:—"સરોજીની ? હું ભૂત નહિ તો ભૂત જેવો તો ખરેખર થઇ ગયોજ છું."

સરોજીની તેનું બોલવું સમજી શકી નહિ. તો પણ તેના શબ્દમાં કાંઇક ગંભીર અને મુખે ચિંતા છે એમ તો તેણે ધાર્યુંજ, તેથી ભાવાર્થ સ્પષ્ટ કરવાની તેણે હસમુખે વિનતિ કરી.

"અમારા ઉપર જે આફત આજે કેટલાક દિવસ થયાં આવી પડી છે તે વિષે તમે કાંઇ સાંભળ્યું છે ?"

"તમે આજે કેટલે બધે દિવસે દેખાવ દીધો છે, તેજ જુઓ ને ! તમે અહીં આવો નહિ તો પછી તમારા વિષેની વાતની અમને શી ખબર પડે ?"

"શું તમે અમારી જાગીર વિષે કાંઇ સાંભળ્યું કે વાંચ્યું નથી ?" હસમુખે આશ્ચર્ય બતાવી પૂછ્યું.

"હં. હં. એ વાત ? હા. એ તો મેં ન્યુસપેપરમાં વાંચી હતી. ખરેખર, એ જાગીર જવાથી તમને ઘણીજ મોટી આફત આવી પડી હોવી જોઇએ." સરોજીનીએ કહ્યું: "જ્યારે મેં એ વાંચ્યું ત્યારે ઘણા દિવસ સુધી મને તમને મળવાનો વિચાર થયા કર્યો હતો, પરંતુ તમે આવ્યા ત્યારે તો હું તમને છેક બદલાઇ ગયેલા જોઉં છું. હસમુખ ડીયર, આ શું ? તમારો

પોશાક આટલો બધો કેમ બદલાઈ ગયો ?"

"તેનોજ ખુલાસો કરવા માટે હું અત્યારે આવ્યો છું." હસમુખે કહ્યું.

એટલામાં મકાનના ઓટલા પરથી અવાજ આવ્યો: "બળ્યું ! આવી તે સવતંરતા ? આવડી મોટી દીકરીને આટલી બધી માથે ચડાવી મૂકી છે, તે કોણ જાણે આમળ કેમ થવાનું છે !" એમ બબડતાં બબડતાં ફોઇબા બહાર આવ્યાં.

હસમુખ તેમને જોઇ સરોજીનીથી જરા દૂર ખસી ગયો. સરોજીની પણ એક ઝાડને સાથે છૂપાઇ ઉભી રહી. ફોઇબાને દૂરથી ઝાઝું દેખાતું ન હતું. સરોજીનીને તેના બાપે આપેલી આટલી બધી સ્વતંત્રતા તેમનાથી સાંખી શકાતી નહોતી. હરી-લાલ તો હસમુખ અને સરોજીનીની આવી મુલાકાતો વિષે જાણતા અને ખુશીથી મળવા દેતા, પરંતુ ફોઇબા તો તેવું સાંભળીને પણ ચ્હીડવાઇ ઉઠતાં અને એવા ખોટા સુધારા ઘરમાં ઘાલનાર પોતાના ભાઇને સેંકડો મેંણાં મારતાં.

ફોઈબાને જોઇને હસમુખ તેની સામે આવ્યો અને હસતાં હસતાં પૂછ્યું:—"કેમ છે કાકી ? તબીએત સારી છે ને ?"

ફોઇબા હસમુખનાં બીજી સગાઈથી કાકી થતાં હતાં અને આ વિવાહ પણ તેમણેજ ગોઠવી આપ્યો હતો.

"ઓહો ! હસમુખ તું ? મેં તો પહેલાં ઓળખ્યો નહિ. કેમ છે, ભાઈ...? તબીએત તો સારી ને ?" તેમણે આંખો ચો-ળતા પૂછ્યું. હસમુખે હા કહી અને માળ પર દિવાનખાનામાં જઇને બેઠો. પછી તો વૃદ્ધ ફોઇબા "જુની આંખે નવા તમાશા" નાં આંખ મીચકારાં કરી અંદર ગયાં, એટલે તેમની નજર ચુકા-વીને સરોજ પણ દાદર ચઢી ઉપર ગઈ અને દીવાનખાનામાં પાછી હસમુખ પાસેજ જઇને બેઠી.

"કહો, તમે શું કહેવા માંગતા હતા ?" તેણે હસમુખને પૂછયું.

"એજ કે, તમે શું કહેવા માંગો છો ?" હસમુખે ઉત્તરમાં સામો પ્રશ્ન પૂછયો.

"એટલે ?" સરોજીનીએ અત્યંત આશ્ચર્યથી પૂછયું.

હસમુખ થોડી વાર ચુપ રહી–ગંભીર થઈ બોલ્યો: "જો સરોજ ! જેના ઉપર અમારી ઘણી આશાનો આધાર હતો તે જાગીર અમે ગુમાવી છે. તેની સાથે અમારી સંપત્તિનો પોણો ભાગ ઉડી ગયો છે. હવે તો અમે ગરીબ થઇ ગયાં છીએ. પહેલાં જેવી મોજશોખ અને લહેરો અમારાથી હવે પોષાય એમ નથી; એટલે તમારી સમાન પંક્તિમાંથી અમે નીચા પડયા છીએ. એવું શું તમને નથી લાગતું ?"

"તમે નીચા પડયા છો ? કેવી રીતે ?" સરોજે પૂછયું.

"હું એમ કહું છું કે તમારી અમારા તરફની લાગણી ઓછી થઇ હોવી જોઇએ. કારણ કે જાગીર જવાથી અમે ગરીબ થયાં છીએ..."

"જાઓ જાઓ, તમે શું બોલો છો ?" સરોજ જરા ચીડાવાઇને બોલી, "શું તમે એમ ધારતા હતા કે અત્યાર સુધીનો અમારો સ્નેહ બધો તમારી જાગીરની આશા પર હતો ? શું તમે મને કે બાપાને એવા સ્વાર્થી સાંકડા મનના ધારતા હતા ?..."

"બાપાની વાત પડતી મૂકો. પણ શું એ સમાચાર વાંચ્યા પછી તમને અમારી સ્થિતિ વિષે એવો ખ્યાલ નહોતો આવ્યો કે નથી આવતો ?

"જરૂર આવ્યો હતો."

"તમને એમ નહોતું લાગ્યું કે હવે અમે ગરીબાઇમાં આવી પડીશું અને કેટલાક વખત સુધી અમારે પોષણ માટે પણ

અનેક હાડમારીઓ સહન કરવી પડશે. એવી અવસ્થામાં અમારાથી તમારી સાથેના કોઈ પણ આર્થિક ઉત્સવમાં કે સંબંધમાં ભાગ લઇ શકાય નહિ, એવું શું તમને નહોતું લાગ્યું ?"

"લાગ્યું તો હતુંજ."

"તેની સાથે તમે હવે મારી સાથેનો સંબંધ કાયમ રાખો તો તેમાં તમને કંઇક હલકા પડવા જેવું છે એમ તમને નહોતું લાગ્યું ?" હસમુખે પરીક્ષા કરવાના હેતુથી હળવેથી–ડંખતા હૈયે–પૂછ્યું.

"નહિજ. હસમુખલાલ, તમે અમારે માટે આવો શકમંદ વિચાર કેવી રીતે બાંધી શકો છો, તેજ મને સમજાતું નથી. તમારા આવા ઉદ્‌ગારથી ઉલટું મને તો દુઃખ થાય છે. શું તમે એમ ધારતા હતા કે મારો તમારા પરનો પ્રેમ તમારી બાહ્ય સ્થિતિ ઉપર આધાર રાખતો હતો ? શું હું એવી લોભી કે નીચ છું ? પ્રિય હસમુખ ! ખાત્રીથી માનજો કે મારો તમારા પરનો પ્રેમ તમારા આંતર ગુણોને લીધે છે. જાગીર ગયાથી એ તમારા ગુણો ગયા નથી, એમ મને ખાત્રી છે અને તેથી મારો પ્રેમ જરા પણ ઘટયો નથી..."

"શું જરા પણ શંકા નથી ? શું તમારો પ્રેમ જરા પણ ઘટયો નથી ?"

"નહિજ ! પણ તે શા માટે ઘટે તેજ મને સમજાતું નથી."

"હું પહેલાના જેવો રૂપાળો દેખાતો નથી તેથી !" હસમુખે સ્નેહપરીક્ષા કરવા એક જાળ પાથરવા માંડી.

"શું તમે રૂપાળા દેખાતા નથી ? એમ કોણે કહ્યું ?"

"કેમ, હવે હું આ જાડી ખાદીના ઝભ્ભા પહેરૂં છું, તે કાંઈ આલ્પાકાના કોટ જેવો સુંદર દેખાઉં ?"

"જરૂર, મને તો તમે સુંદરજ દેખાઓ છો. હસમુખ !

આલ્પાકાના કોટ કરતાં પણ આજે હું તમને વિશેષ સુંદર જોઉં છું. ખાદીના કપડાંથી તમારી શોભા ઘટતી નથી પરંતુ મારે મન તો ઉલટી વધે છે. અને મને તમારા ઉપર વિશેષ વ્હાલ આવે છે..."

"જો એમ હોય–જો મને ખાદીનાં કપડાં પહેરેલો જોઇને તમને મારામાં વિશેષ સુંદરતા દેખાતી હોય તો એવી સુંદરતા મને તમારામાં શા માટે નહિ જોવા દો ?"

"જરૂર. હું તો એવું ઇચ્છું છું અને તમે જ્યારે વર્ષે બે વર્ષે મારે ઘેર આવશો ત્યારે અમો બધાં ખાદીનાં વસ્ત્રો પહેરનારાંની વચ્ચે તમારી ઝીણી–જાપાનીઝ–સાડી ઝાંખી પડી જશે, ત્યારે ?"

"તેથીજ હું અત્યારે તમને જોઇને એમજ વિચાર કરતી હતી કે હવેથી મારે પણ ખાદીની સાડી પહેરવી. કારણ કે એથી જો તમારા ભય પ્રમાણે તમારી સુંદરતા ઘટતી હશે તો તેટલા પ્રમાણમાં મારી પણ ઘટશે, એટલે તમને અત્યારે મારા ઉપર મૂક્યો તેવો આક્ષેપ મૂકવાનું કારણ ન રહે."

"જો તમે ખાદીનાં વસ્ત્ર પહેરતા થાઓ તો પછી એ કરતાં બીજું શું સુંદર હોઇ શકે ?" હસમુખે કહ્યું.

"તમારી ઇચ્છા હોય તો અત્યારે બાપાજી આવશે તેમને કહીને હું એક ખાદીની સાડી મંગાવું." સરોજે કહ્યું.

"હું તો એમજ ઇચ્છું છું કે તમે જેમ બને તેમ જલદી ખાદી પહેરીને મારા જેવાં–ભૂતની ભાર્યા–થઇ જાઓ ! તો આપણને વધારે બનશે, હાં !" હસમુખ વધારે બોલવા જતો હતો એટલામાંજ અચાનક હરીલાલે તે ઓરડામાં પ્રવેશ કર્યો. સરોજ શરમાઇને ઉઠી અને બીજા ઓરડામાં જતી રહી, તે હરીલાલે પણ જોયું. પરંતુ આગળ કહ્યું છે તે પ્રમાણે તે તો આવી

મુલાકાતો ખુશીથી થવા દેતા.

હસમુખ સસરાને જોઇને ઉઠયો. સામો આવ્યો. હરીલાલ પણ તેને ખાદીના કપડામાં જોઇને હસી પડયા. "ઓહો હોહો, હસમુખ! તમે પણ સ્વદેશી બાવા બની ગયા છો કે?"

"હાજી, ભૂત મટીને હવે બાવા થયા! મને લાગે છે કે આપને એ પસંદ નહિ હોય..."

"નહિ રે! મને તો તમને જોઇને બહુજ આનંદ થયો. હું તો આવો પોશાક બહુજ પસંદ કરૂં છું. વારૂ પણ હસમુખ! તમારા બાપાજી કલકત્તે કયારે જવાના છે?"

"તે તો હવે કાંઇ કહી શકાય નહિ. આપને ખબર હશે કે અમે પેલી જાગીર ગુમાવી છે, એટલે અમારે હાલ સખત નાણાંભીડ આવી પડી છે."

"અરે, એમાં શું થઇ ગયું? નાણાની સગવડ માટે જો ચિંતા હોય તો તે હું આપીશ. પરંતુ તમારા બાપાજીએ કલકત્તે દવા કરવા તો ઝટ જવુંજ જોઇએ. ગમે તે ભોગે પણ જવુંજ જોઇએ..." હરીલાલ શેઠે કહ્યું.

અને પછી થોડી આડીઅવળી વાતો કરી હસમુખ ઘેર જવા ઉઠયો.



## પ્રકરણ પાંચમું

### મનસુખ લહેરી.

રણજીત જે ઓફીસમાં નોકરી કરતો હતો તે એક વકીલની ઓફીસ હતી. એજ ઓફીસમાં રણજીતની સાથે કામ કરતા બીજા બે કારકુનો પણ હતા. તેમાંનો એક જમનાદાસ આશરે ત્રીસેક વર્ષનો, બહુજ મહેનતુ, ખંતીલો અને કહ્યાગરો હતો. શેઠના કામને તે પોતાના જીવસમું લેખતો અને જો કે જાતે જરા ધીમો હતો પરંતુ તે ઓફીસનો બધો વખત મિનિટે મિનિટ કામમાં પરોવાયલોજ રહેતો અને જ્યારે તે લખતો કે નકલ કરતો, ત્યારે કોઇ બોલાવે તો પણ તે ટેબલ પરથી ભાગ્યેજ નજર ઉંચી કરતો. ઘણી વાર તે સાંજે પાંચ વાગ્યા પછી કામ કર્યાં કરતો અને તેની બપોરની રજા તો લગભગ હંમેશાં કામમાંજ જતી.

એનાં કરતાં બરાબર ઉલટા સ્વભાવનો બીજો કારકુન મનસુખલાલ કરીને હતો. આખાં સુર્યપૂરમાં એના જેવો ગરબડીઓ ભાગ્યેજ કોઈ હશે. એના એવા સ્વભાવને લીધે તે આખા ગામમાં બહુ પ્રખ્યાત હતો. ઘણાં તેને "લાલા લહેરી" કહીને ઓળખતાં અને કેટલાક તો તેને એજ નામે બોલાવતા. ગામમાં જ્યાં જ્યાં

લડાઇ ટંટો થતો હોય ત્યાં તેમની હોળી ને લડાઇઓમાં "લાલા લહેરી" ની હાજરી ભાગ્યેજ ન હોય.

ઓફીસમાં મનસુખને જાણે ન છુટકે કામ કરવું પડતું હોય એમ લાગતું. ઘરમાં વિધવા માને તે ગાંઠતો નહિ અને પુષ્કળ સંતાપતો હોવાથીજ તેણે જેમ તેમ કરી આ વકીલ સાથે પોતાનું ઓળખાણ તાજું કરી તેને ત્યાં નોકરી રખાવ્યો હતો. પરંતુ મનસુખ તો પોતાના શેઠને પણ પજવવામાં કાંઇ બાકી રાખતો નહિ. ઘણી વાર લખતાં લખતાં તે કાને કલમ ચઢાવી ઝોકાં ખાતો અથવા વકીલ સાહેબ ઓફીસમાં ન હોય અને પોતાનું કોઇ ઓળખીતું આવતું કે જતું દેખાય તો પણ—તે તેની સાથે બહાર ચાલ્યો જતો. જતી વખત કોઇક વાર તે પોતાનું બાકી રહેલું કામ જમનાદાસ કે રણજીતને સોંપતો. ઘણીવાર તો તેને બાકી રાખેલા ખતનાં પાનાં ઓફીસમાં એક ખુણેથી બીજે ખુણે ઉડતાં. વકીલસાહેબ, જેમનું નામ મી. ગુલાબરાય હતું, મનસુખની આવી ગેરવર્તણુક માટે તેને સખત ઠપકો આપતા—કાઢી મૂકવાની ધમકી પણ આપતા—પરંતુ તેની માની દયા ખાઈ તેમણે એ ધમકી અમલમાં મૂકી ન હતી.

બીજે દિવસે રણજીત જેવો ઓફીસમાં ગયો તેવોજ મનસુખ—જેને આગલા દિવસનું કામ અધુરૂં રહેલું હોવાથી વકીલ સાહેબે આજે આવવાનું કહ્યું હતું અને જે ધાકનો માર્યો તે પ્રમાણે આવી કામે વળગ્યો હતો તે—રણજીતને જોતાં વાર પોતાનું કામ પડતું મૂકી આગળ આવ્યો અને તેનો હાથ પકડી પૂછવા લાગ્યો:

"રણજીત! તારી જાગીર ગઇ તે ખરી વાત કે?"

"હા" રણજીતે નિરાશાભર્યો ઉત્તર આપ્યો.

"શું તમે દાવો હારી ગયા ?"

"હા. ભાઇ, તને કોણે કહ્યું ?"

"અરે, મને તો મારા જયન્તે કહ્યું."

મનસુખે કહ્યું:—"આજકાલના મોટા મોટા જડ્જ ને બારીસ્ટરો પણ લાંચીયા થયા છે અને ફુટી જાય છે. આ વકીલ પણ તેના ભાઇ જ ને ? એવા ને ત્યાં આપણે નોકરી કરવાની...!

"શું ગડબડ છે, મનસુખ ?" પોતાના રૂમમાંથી આ ગડબડ બહાર નીકળી ગુલાબરાયે પૂછ્યું.

સાહેબને આ કવખતે આવી પહોંચેલા જોઇને મનસુખ ઝંખવાણો પડી ગયો. પ્રથમ જરા ગભરાયો. પરંતુ પછી હિંમત લાવીને બોલ્યો:—

"જુઓની, પેલા લાંચીયા ન્યાયાધીશે ન્યાય આપ્યો છે તે ? પૂછોને રણજીતને..."

"શાનો ન્યાય, રણજીત ?" ગુલાબરાયે તેના તરફ ફરીને પૂછ્યું.

"સાહેબ, જે જાગીર માટે હાઇકોર્ટમાં અમારો દાવો ચાલતો હતો તે જાગીર અમારા સામાવાળીયાને મળી." રણજીતે નમ્રતાથી ઉત્તર આપ્યો.

"એમ ? શું તેનો નિકાલ તમારા વિરૂદ્ધ આવી ગયો ?"

"ખરેખર, હું તો એમજ ધારતો હતો કે ગમે ત્યારે પણ એ જાગીર તો તમનેજ મળવી જોઇએ. કારણ કે દાવાની હકીકત તપાસતાં તમારા સામાવાળીઆનો તેના ઉપર કાંઇ હક ન હતો..."

"પણ આજકાલ ન્યાયમંદિરોમાં અને કચેરીઓમાં કજીયા દલાલો અને લાંચીયાખાતું થોડું ચાલે છે ?" મનસુખ વચમાં બોલી ઉઠયો.

મી. ગુલાબરાયે તેના બોલવા તરફ કાંઇ ધ્યાન ન આપતાં કહ્યું:—"રણજીત, આ સમાચાર સાંભળીને તારા બાપને તો બહુજ દુ:ખ થયું હશે, ખરું ને ?"

"હાજી, કાલે તો આ સમાચારને લીધે તેમની તબિયત પણ બગડી હતી...સાહેબ, એ જાગીર જવાથી અમારા કુટુંબને સખત ધોકો પહોંચ્યો છે."

"મને પણ એમ લાગે છે. આના જેવો ચોખ્ખો અન્યાય બીજો ભાગ્યેજ કોઇ વાર થયો હશે...રણજીત, તારા બાપાજીને કહેજે કે આજે સાંજે હું તેમને મળવા આવીશ."

"વારૂ સાહેબ," રણજીત એમ કહી પોતાના ટેબલનું ખાનું ઉઘાડી કામ કરવા—લખવા-બેઠો અને ગુલાબરાય પાછા પોતાના ઓરડામાં ગયા.

એટલામાંજ ઓફીસના બારણામાં કોઈ મારવાડી જેવા માણસે ડોકિયું કર્યું અને પૂછ્યું-"મનસુખલાલ છે કે ?"

મનસુખે ઝટ બહાર જઇ કહ્યું—"કેમ, રૂપા, શું છે ? અહીં ઓફીસમાં શાનો આવ્યો છે ? અહીં માંગવા આવીને તારે શું મારી આબરૂ લેવી છે ?"

"તો મારે મારા પૈસા ક્યાંથી ક્યારે મેળવવા ! ઘેર જ્યારે જાઉં ત્યારે કહે કે બહાર ગયો છે. તારે મને ક્યાં સુધી ઉડાવ્યા કરવો છે ?" રૂપાએ પૂછ્યું.

"રૂપા, એમ ઉતાવળ કર્યે શું વળવાનું હતું ?"

"વળે કે નહિ વળે, મને મારા પૈસા જોઇએ અને હું તે લેવાનોજ. સીધી રીતે નહિ આપશે તો હું તારી માને કહીશ..." રૂપાએ દમ ભરાવ્યો.

મનસુખે તેને પુષ્કળ સમજાવ્યો. આખરે મહામહેનતે "આવતે અઠવાડીએ રૂપીઆ લઇશ અને નહિ આપે તો જરૂર

તારી માને કહીશ." એમ બબડતો તે ચાલ્યો ગયો. મનસુખ પોતાના ટેબલ આગળ આવ્યો અને ગુંચવાડામાં પડયો.

"એ કોણ હતું, મનસુખ!" રણજીતે પૂછયું.

"એ તો પેલો રૂપો. હરામખોર અહીં પૈસા લેવા આવ્યો હતો. એ તો ચૂકવશું હાથમાં આવશે ત્યારે. હમણાં સાળી નાણા-ભીડ સખત છે......પણ રણજીત, તને કાંઈ થોડું ઘણું દેવું છે–ખરૂં કે નહિ ?"

"પચીસ પચાસ રૂપીઆનું; વધારે નહિ." રણજીતે હસતાં હસતાં કહ્યું.

જમુકાકાએ કહ્યું:–"આજકાલ આપણા જુવાનીઆઓ બહુજ દેવાદાર થઇ ગયા અને થાય છે."

મનસુખે તે તરફ ધ્યાન ન આપતાં કહ્યું:–"રણજીત, તું જરા ડરેલ છે તેથી. બાકી તારા હસમુખને તો બહુ દેવું છે તે મને ખબર છે હોં......!"

"વારૂ સાહેબ, હવે તમે વાત છોડી જરા કલમ ચલાવો." મિ. ગુલાબરાયે પોતાની ઓફીસમાંથી બહાર નીકળતાં કહ્યું.

મનસુખ બ્હીને ચડચડ કલમ ચલાવવા લાગ્યો.



# પ્રકરણ છઠ્ઠું

## વકીલની દીલસોજી

મિ. ગુલાબરાય વકીલ તેજ સાંજે મિ. વિનોદરાયને મળવા આવ્યા. રાયજીએ તેમને ઇશારાથી આવકાર આપી ખુરશી પર બેસાડયા. જાગીરના દાવા વિષે વાત ચાલી.

"વેરી સોરી ફોર યુ ! મિ. વિનોદરાય, આ સમાચાર સાંભળીને મને બહુજ દુઃખ થયું છે. મેં પેપરમાં વાંચ્યું ત્યારે તો માન્યુંજ નહોતું, પરંતુ રણજીતે ખાત્રી કરી આપી. મને લાગે છે કે એ જાગીરને લીધે તમારી સ્થિતિને ઘણોજ ધક્કો લાગ્યો હશે, નહિ ?"

વિનોદરાય ધીમે સાદે બોલ્યા: "તમારૂં એ અનુમાન ખોટું નથી, મિ. ગુલાબરાય ! જાગીર જવાથી અમને લગભગ પંદર હજારનું નુકસાન થયું છે. એ જાગીરની આશા પર તો અમે ઘણી યોજના બાંધી હતી. એ બધી હવે વ્યર્થ જશે. ખરેખર, અમને તો હવે ઘરખર્ચ પણ કઠણ થઇ પડશે...પણ હશે. પ્રભુને જે ગમ્યું તે ખરૂં. પ્રારબ્ધ !"

"મને લાગે છે કે એમાં કાંઇક અન્યાય થયો છે. એ દાવાની બધી હકીકત મને ખબર છે અને તે જોતાં તો મારી ખાત્રીજ હતી કે એનો ચુકાદો તમારી તરફેણમાંજ આવવો જોઇએ. પરંતુ આજકાલ ન્યાયની કોર્ટનું કાંઇ ઠેકાણું નથી. મિ.

વિનોદરાય, મારો ધંધો જો કે વકીલાતનો છે, છતાં મારે કહેવું જોઇએ કે એ એક ખરાબ ધંધો છે. આપણે ગમે તેવો પ્રયત્ન કરીએ છતાં ઘણી વાર એવુંજ બને છે કે ખરો માર્યો જાય છે. અને પૈસાવાળો–પ્રતિષ્ઠિત–વિજય પામે છે. ખરેખર, જ્યાં સુધી આપણા લોકો મહાત્માજીના ઉપદેશ પ્રમાણે ચેતશે નહિ અને કોર્ટે ચઢવાનું માંડી વાળશે નહિ. ત્યાં સુધી આપણો ઉદ્ધાર થવો મુસ્કેલ છે...”

“પરંતુ આ દાવામાં તો અમે જાતે કોર્ટે ચઢ્યા નહોતા, તે તમે જાણો છો...” વિનોદરાયે કહ્યું.

“હું અત્યારે તમારા વિષે નથી બોલતો, મિ. વિનોદરાય! પરંતુ સામાન્ય રીતેજ વાત કરૂં છું. આપણા લોકોએ સમજવાની જરૂર છે કે ન્યાયની અદાલતો એ એક જાતની ઇંદ્રજાળ છે. સાચા શબ્દોમાં કહું તો એક પ્રકારના દારૂના પીઠા સમાન છે. માણસ એક વાર તેમાં પગ મૂકે છે કે પછી વરસનાં વરસ સુધી તેનો પત્તો લાગતો નથી. આપણી જૂની કહેવત કંઇ ખોટી નથી, કે “જે જાય દરબાર તેનાં જાય ઘરબાર” આજની અદાલતો એ કહેવતનું ખરૂં દ્રષ્ટાંત છે. તમે એમ વિચાર કરશો કે જો અદાલત નહિ હોય તો અમારૂં પેટ કેમ ભરાય, ખરૂં ને? પણ મિ. વિનોદરાય, હું તો એમજ ઇચ્છું છું કે એકી સાથે બધા વકીલોનો ધંધો બંધ પડી જાય! મારી પાસે જે કોઇ અસીલો આવે છે, તેને પ્રથમ હું તો એમજ કહું છું કે પહેલાં ઘરમેળે માંડવાળ કરી લો. બીજા બધા વકીલો કરતાં મારી આવક થોડી છે એ તમે જાણતા હશો, અને તેનું કારણ એજ છે કે હું પ્રથમ તો મારા અસીલને પાછો ઘેર વાળવાનોજ યત્ન કરૂં છું. પરંતુ જે વકીલો આજકાલ મહિનાના હજાર બે હજાર રૂપીઆ કમાય છે, તે તો પોતાની કમાણી કેવે રસ્તે કરે

છે તે બધા જાણે છે.

મિ. વિનોદરાય ! તમને ખબર નહિ હશે કે કેટલાક વકીલો કાંઇ પક્ષ લઇને અંદરખાનેથી મળી ગયેલા હોય છે. દરવખતે એવા વકીલો કાંઈ કાંઇ બહાના કાઢીને ઠરાવો પડાવ્યા જાય છે. કેટલાક તો પોતાના અસીલોને ફોસલાવીને પૈસા કઢાવે છે, એટલુંજ નહિ પણ જજસાહેબને આપવાની લાંચમાં પણ પોતાનું કમીશન રાખે છે. બીચારા ભોળીઆ ગામડીઆ અસીલો કાયદાની બાબતમાં બીલકુલ અજ્ઞાન હોય છે. તેઓ વકીલોને માગે તેટલું આપ્યા જાય છે અને એ વકીલો નિર્દોષ મનુષ્યોને જેમ નિચોવાય તેમ નિચોવે છે. મહાત્મા ગાંધીજી કહે છે તે કાંઇ ખોટું નથી કે ખરેખર, આજના જમાનામાં વકીલ અને ડાકટર એ બંને સમાજના શત્રુ છે !"

વિનોદરાયે કંઇક હાસ્ય કરતાં કહ્યું:—"જો એમજ છે તો તમે એ ધંધો શા માટે સ્વીકાર્યો ?"

"સ્વીકારતી વખતે હું અજ્ઞાન અને પૈસાની જરૂરમાં હતો તેથીજ." ગુલાબરાયે ઉત્તર આપ્યો:—"વિનોદરાય, હું જ્યારે શીખતો હતો ત્યારે મને ખબર ન હતી કે વકીલોને આવાં કામ કરીને પૈસા મેળવવા પડતા હશે. પરંતુ હવે તો મને આ ધંધા પર એવો તિરસ્કાર આવે છે કે હું થોડાજ દિવસમાં તેને તિલાંજલિ આપવાનો વિચાર કરી રહ્યો છું અને તેને માટે સંજોગો અનુકુળ કરતો જાઉં છું."

"તમે કહો છો તેમાં ખોટું નથી, મિ. ગુલાબરાય ! અમારા કેસની વાત તો ભલે પડી પરંતુ મારા એક ઓળખીતાનો દાવો મુંબાઇની કોર્ટમાં ચાલતો હતો. તેને અને તેના પિત્રાઈભાઇને સવાપાંચ વારના એક જમીનના ટુકડા સંબંધી તકરાર થઇ હતી. મેં તો તેને કોર્ટે નહિ ચડવાને ઘણુંયે સમજાવ્યો;

પરંતુ તેણે માન્યું નહિ. આખરે શું થયું ? સાડા પાંચ વારના ટુકડાનો દાવો સાડાપાંચ વર્ષ સુધી ચાલ્યો જેની કિંમત પચાસ રૂપીઆ પણ થાય નહિ. એવી વસ્તુને માટે જીદ કરીને તે બીચારાએ લગભગ પાંચેક હજાર રૂપીઆ ગુમાવ્યા. તેના સામાવાળીઆને પણ તેટલોજ ખર્ચ થયો હશે. બન્ને પક્ષ તરફથી મુંબાઈથી બારીસ્ટરો આવ્યા હતા. પંદર દિવસ કેસ ચાલ્યો હતો. કેટલીક વાર તો બારીસ્ટરોની ટીકા સમજીજ ન શકે એવા બેંચના જડજો હતા ! સુનાવણી પછી પાંચસાત મહિના સુધી ચુકાદો મળ્યો નહિ ! બેંચમાં મતફેર થયો અને છેવટે બંને પક્ષવાળા એવા પરતાયા છે કે "સાપે છછુંદર ગળ્યા" પેઠે ન સમાધાન થાય કે ન છુટાય ! એક કેસમાં એવો મુદ્દો નીકળ્યો કે વાદી –પ્રતિવાદી બંને નાહ્ઠા નાંખે અને સરકાર વતન ખાઇ જાય ! એ પ્રમાણે હજારો કુટુંબોને અન્યાયની કહેવાતી અદાલતોએ પાયમાલ કરી નાંખ્યા છે. એ અદાલતો નહિ હતી ત્યારે આપણા લોકોના કજીઆ સહેલાઇથી અને થોડા વખતમાં પતી જતા હતા. એ અદાલતનો નાશ કે અસહકાર થવો જોઇએ અને જ્યાં સુધી તેના ટેકારૂપ વકીલો સુધરે નહિ ત્યાં સુધી એ બનવું મુસ્કેલ છે. પરંતુ મિ. ગુલાબરાય ! જ્યારે તમે વકીલાત છોડી દેશો ત્યારે અમારા રણજીતને બીજી નોકરી ખોળવી પડશે."

"ના. તેવું નહિ થાય. વકીલાત છોડીને હું એકાદ સ્વદેશી બનાવટનું કારખાનું કાઢવાનો છું, તેમાં હું રણજીતને રોકી લઇશ. ઠીક. જઇશ. હિંમત રાખજો."



## પ્રકરણુ ૭

## દુઃખમાં દિલાસો

સંધ્યા સમય થયો હતો.

રાયજીના ઘરની પાછળ એક નાનો બાગ હતો. બાગમાં વિવિધ જાતનાં ફળ ફુલનાં વૃક્ષો તથા રોપાઓ ઉછરેલાં હતાં અને એક લીમડાનું ઝાડ હતું. એ લીમડાની લાંબી વધેલી ને નીચી નમેલી ડાળ પર હાથ ટેકવી અત્યારે એક કુમારિકા ઉભી હતી.

એ કુમારિકાથી ચારેક હાથ દૂર એક યુવક ઉભો હતો. તેઓ બંને ધીમે સાદે વાતો કરતાં હતાં:—

"મને એ સમાચાર સાંભળીને બહુજ દુઃખ થયું ! ખરેખર, કુસુમ, આને લીધે તમારા પર મોટી આફત આવી પડી હોય એમ મને લાગે છે—" અનંતરાયે કહ્યું.

"એ આફતનાં ખરા સ્વરૂપને તો અમારૂં મનજ જાણે છે ! હવેથી અમારે અમારે અનેક સંકટો સહન કરવાં પડશે. એ સૌમાં વધારે દુઃખકર તો એ છે કે બાપાજીને દવા માટે કલકતે જવાનો વિચાર હતો, તે તેમને છોડી દેવો પડ્યો છે."

"અરે ! એ તો હું ભૂલીજ ગયો. તમારા બાપાજીએ કલ-ક-તે જવુંજ જોઇએ."

"એ હું જાણું છું. અમે સૌ ભાઇબ્હેન ખૂબ મહેનત અને કરકસર કરવાનો નિશ્ચય કર્યો છે. હું જાતે ઘર ચલાવું છું. તેમાંથી અનેક રીતે ખર્ચ કમી કરવાનો પ્રયત્ન કરીશ. તે ઉપરાંત મારાથી શું થઇ શકે?"

"તમે ઘેર બેઠાં સીવવાનું કામ કરી શકો!"

"સીવવાનું? હા, શા માટે નહિ? અરે, કાલેજ રણજીતભાઇએ મને સીવવાનો સંચો લાવી આપ્યો છે, અને મેં તે ચલાવતાં શીખવાનું શરૂ પણ કરી દીધું છે. થોડા દિવસમાં હું અમારા ઘરમાં બધાંને માટે ખાદીના કપડાં સીવી દઇશ."

"તે ખરૂં. પણ હું તમને બીજું પૂછતો હતો, તે એ કે મારા મિત્રે સ્વદેશી વસ્તુ ભંડાર કાઢ્યો છે અને તેને માટે તે ખાદીનાં બદન–ખમીસ વગેરે સીવડાવવા ઇચ્છે છે. હાલ તો તે કામ ગામના દરજીઓ કરે છે, પરંતુ જો તમને વાંધો ના હોય તો..."

"અમને વાંધો? ના, અમને એમાં જરા પણ વાંધો કે હલકાપણું નથી લાગતું. અમે ભાઇબ્હેને મળીને વિચાર કર્યો છે કે પ્રમાણિકપણે કોઇ પણ ધંધો કરવામાં નામોશી નથી. એ કામ મને મેળવી આપશો તો હું ખુશીથી સ્વીકારીશ. એટલુંજ નહિ પણ અમે બધાં એને માટે તમારો ઉપકાર માનીશું."

"ત્યારે તો જરૂર એ કામ હું તમને મેળવી આપું!"

"જરૂર. એ લોકો દરેક ખમીસે શું સીલાઇ આપતા હશે? ને રોજ એક માણસ કેટલું કામ કરી શકે?"

"મને લાગે છે કે રોજના માત્ર ચાર કલાક કામ કરે તો પણ એક માણસ સહેલથી માસિક વીસ પચીસ રૂપીઆ પેદા કરી શકે."

"ત્યારે તો ઘણુંજ સારૂં." કુસુમે આનંદ પામી કહ્યું; "હું



કુસુમ—"અમે ભાઈ બ્હેને ખૂબ વિચાર કર્યો છે કે પ્રમાણિકપણે કોઈ પણ ધંધો કરવામાં નામોશી નથી." [પૃષ્ઠ ૪૦]

એ કામ જરૂર સ્વીકારીશ."

થોડી આડીઅવળી વાતો કરીને અનંતરાય ગયો. જતી વખતે તે કાંઇક મનમાં બબડયો હતો, પરંતુ કુસુમ તે સાંભળી શકી નહિ. તે દ્રષ્ટિપાર થયો, ત્યાં સુધી કુસુમ તેને જોઇ રહી. અનંતરાય પોતાનો ભવિષ્યનો પતિ છે, એ વાત આ પોતાની ચિંતાને લીધે કુસુમ વિસરી ગઇ હતી.

અનંત દ્રષ્ટિપાર થયો કે તરતજ નોકરીએથી છૂટીને આવતો રણજીત દેખાયો. ઘરમાં પાછી વળતી કુસુમ તેને જોઇ ત્યાંજ ઉભી રહી.

રણજીતને આજે ઘેર આવતાં કંઇક મોડું થયું હતું. તે પાસે આવી પહોંચ્યો કે તરતજ કુસુમે પ્રશ્ન પૂછયો:—

"કેમ, ભાઇ આજે મોડું થયું ?"

"હા મોડું તો થયું. પણ બહેન, તેનું કારણ એવું આશાભર્યું છે કે તે જાણીને તારે મને મોડું થવા માટે માફ કરવું પડશે." રણજીતે કહ્યું.

"એમ ? એવું તે શું છે ?"

"એ તો એક વધાઇ છે, વધાઇ" રણજીતે કહ્યું:–"બોલ બહેન, મારી વધાઇના બદલામાં તું શું આપશે ?"

"આપું શું ! વધાઇના બદલામાં આશિષ–બીજું શું ?"

"ઠીક ત્યારે, સાંભળ, કાલથી હું પેલી ગાંધર્વ સંગીત કલબનો હારમોનિયમ માસ્તર થવાનો છું. અત્યારે હું આવતો હતો ત્યારે એ કલબના મેનેજર મળ્યા અને મને પૂછયું કે અમારી કલબમાં શિખવવા આવશો ? મેં તરતજ હા કહી. તેમણે મને કહ્યું કે અમે તમને હાલ તો પંદર રૂપીઆ પગાર આપશું, પણ ધીમે ધીમે વધારીશું."

"વારૂ. પણ તે કલબનો જુનો માસ્તર કયાં ગયો ?"

"તે તો ચાર દિવસ થયાં પોતાને ગામ ગયો છે અને અત્યારે તો તેઓ બીચારા માસ્તર વગર ચલાવે છે. તેમણે મને કાલથીજ આવવાનું કહ્યું છે."

કુસુમે કહ્યું:–"વારૂ. હવે મારી વાત સાંભળ." એમ કહીને કુસુમે અનંતરાય સાથે થયેલી વાતચીત અને સીવવાનું કામ મેળવી આપવા માટે સંબંધી ગોઠવણ વિષે કહી સંભળાવ્યું. રણજીત તે સાંભળીને ઘણો ખુશ થઇ ગયો.

"ત્યારે તો ઘણુંજ સુંદર." રણજીત બોલ્યો:-"બ્હેન, મને લાગે છે કે આપણે કંઇક ભાગ્યશાળી છીએ."

"હાસ્તો. એમ નહિ હોય તો જાગીર ગુમાવતાં વાર તરતજ આપણને આવી તક મળે ખરી ? અને અનંતરાય જેવા માણસને સહાય કરવા તૈયાર થાય ખરા ? ખરેખર, આપણે હજુ થોડાં ભાગ્યશાળી છીએ."

કુસુમ ગંભીર બની ગઇ, રણજીતના છેલ્લા શબ્દોનો ઊંડો અર્થ તે સમજી અને બોલી:—

"આપણને મદદ કરે છે, રણભાઇ, તેનીજ આપણને સહાય છે."

"તારૂં કહેવું ખોટું નથી. બહેન, ગઇ કાલે રાત્રે મને એક વિચાર આવ્યો હતો તે તને કહેવાની મને ઇચ્છા હતી...મને એમ લાગ્યું હતું કે આ જાગીરવાળી આફત તે એક આફત નહિ, પણ આશિર્વાદ હોય એમ કેમ નહિ બને ? સંસારની અને સ્નેહની કસોટી કેમ નહિ હોય ?"

"પ્રભુ આપણા પર જે જે આફતો નાંખે છે તે બે પ્રકારની હોય છે. એક તો આપણે આપણાં પાપોની શિક્ષા તરીકેજ વહોરીએ છીએ અને બીજી આપણી પરીક્ષા તથા આત્મશુદ્ધિ માટે પ્રભુ આપણા ઉપર નાંખે છે. હવે મને પણ લાગે છે કે

આપણી આફત બીજા પ્રકારની છે.”

“ખરેખર, આપણને તેનાથી કેટલાક લાભ થશે.” રણજીતે કહ્યું.

“જરૂર થશે.” કુસુમઃ—“જોની, મારોજ વિચાર કરૂં તો મને લાગે છે કે થોડા દિવસ ઉપર હું જેટલી અભિમાની હતી તેટલી હવે નથી રહી.”

“મને તો લાગે છે કે આપણી ઘણી કુટેવો છૂટશે. જોને, અત્યારેજ આપણે પહેલા કરતાં કેવા ચંચળ અને સાવધ થઇ ગયાં છીએ? મને ખાત્રી છે કે હવે થોડા દિવસમાં હસમુખભાઇનું ઉડાઉપણું પણ કંઇક ઓછું થશે.”

“એમ થાય તો ઘણું સારૂં, ભાઈ! મારા મગજમાં એક વિચાર આવે છે કે આપણે બધાં મળીને ખુબ મહેનત કરીએ તો પણ શું આપણે બાપાજીને કલકત્તે નહિ મોકલી શકીએ?”

રણજીત એ વિષે કાંઇક બોલવા જતો હતો એટલામાં ત્યાં હસમુખ આવી ચઢ્યો. તે ઓફીસેથી આવતો હતો. ઓફીસના હિસાબી ચોપડા તેની બગલમાં હતા. આવતાં વાર તેણે બંને તરફ જોઇ હસીને પૂછ્યું:

“કેમ, શું વિચાર કરો છો? ભાઇ–બહેન મળીને પેલી નદીમાં આગ લગાડવાની મસલત તો નથી કરતાં ને?”

રણજીત અને કુસુમ તેની આ મશ્કરીમાં ભાગ લેવા જેટલા ખુશમિજાજમાં ન હતાં. રણજીતે બંને શું વિચાર કરતાં હતાં તે હસમુખને જણાવ્યું.

“કેમ, ભાઇ! શું આપણે ધારીએ તો બાપાજીને કલકત્તે નહિ મોકલી શકીએ?” કુસુમે પૂછ્યું.

હસમુખ વિચારમાં પડી ગયો. “આપણે મોકલી શકીએ? હા. મોકલી તો શકીએ, પણ કેવી રીતે તે મને સમજાતું નથી.”

તેણે વિચાર કરતાં કહ્યું.

"જો હું સખત અને તમે બધાં ખૂબ મહેનત કરીએ અને ઘરમાં કરકસર કરીએ તો ! થોડા દિવસ દુઃખ વેઠીએ અને અગવડ સહન કરીએ તો બાપાજી પાછા સારા થાય, તેમની તબિયત સુધરે, ગએલી તંદુરસ્તી પાછી આવે, અને પાછા ઓફીસે આવવા શક્તિવાન થાય, એ બધું શું આપણી મહેનતના ફળ રૂપે ઓછું છે ?"

"એ બધું ખરૂં, પણ તેમ થાય ત્યારે કેની ?" હસમુખે કહ્યું.

"પણ તમે આમ નિરાશ થઇને બેસો ત્યારે શું થાય ?" કુસુમે કહ્યું.

"હું નિરાશ થઇને બેઠો છું, કારણ કે મને તેવું લાગે છે."

"પણ આપણે જાતમહેનત કરીએ તો આપણને મદદ પણ મળે."

"મદદ ! કોની મદદ ?"

"પ્રભુની" કુસુમે કહ્યું—"તમેજ એક વાર મને શીખવ્યું હતું કે God helps those who help themselves,' તેમ જો આપણે મહેનત કરીએ તો પ્રભુ શા માટે આપણને મદદ નહિ કરે ?"

હસમુખ હસ્યો. કુસુમમાં જે ઊંડી પ્રભુભાવના હતી તે હસમુખમાં ન હતી ઉપરાંત હસમુખને અત્યારે પોતાના ખાનગી પૈસા સંબંધો કેટલીક મુશ્કેલી હતી એટલે તે આ યોજનામાં ઝાઝી મદદ કરી શકે એમ ન હતું. છતાં તે બોલ્યો, "હું કાંઇ છેક નિરાશવાદી તો નથી કુસુમ, જો કે મને તારા જેટલી આશા પડતી નથી, છતાં હું પ્રયત્ન કરીશ, પૈસા બચાવીશ, કંજુસનો કાકો થઇ જઇશ. ગમે તેવા તે ભેગા કરીશ અને આપણે

તારી ઇચ્છા પ્રમાણે બાપાજીને કલકત્તે મોકલી આપીશું, બસ ?" હસતો હસતો હસમુખ ઓફીસના ચોપડા સાથે બાપાજીના ઓરડા તરફ ગયો.

તેને જતો જોઇ કુસુમ બોલી: "આપણે મહેનત કરીશું અને પ્રભુ આપણને સહાય કરો."

રણજીતે ઉત્તર આપ્યો:—"બહેન! મોટાભાઇ કંઇ નહિ કરશે તો પણ આપણે તો મહેનત કરીશું જ."



## પ્રકરણ ૮ મું.

## સહોદરની સહચિંતા

રાયજીની પાસે હસમુખ ઓફીસના હિસાબ વાંચી રહ્યો હતો. રણજીત અને કુસુમ તેમની પાસે ગયાં. રણજીતે પોતે રાખેલી જગા વિષે પિતાને કહ્યું.

વિનોદરાયે કહ્યું "શાબાશ, બેટા! ઓ પ્રભુ, મને આવાં સુશીલ સંતાન આપવા માટે હું તારો કેટલો ઉપકાર માનું! પણ રણજીત તારૂં શરીર સંભાળી મહેનત કરજે."

"બાપાજી, તમે ગભરાશો નહિ. આપણી જાગીર ગયા પછી મારામાં બેવડું જોર આવ્યું છે. મોટાભાઇ, હું અને કુસુમબ્હેન મળીને ખૂબ મહેનત કરીશું અને પૈસા બચાવી તમને કલકત્તે તો મોકલી આપીશું જ."

હસમુખ ત્યાં બેઠો હતો તે કાંઇ બોલ્યો નહિ. થોડી વારે ચોપડા લઇ તે ઉઠયો ને પોતાના ઓરડામાં ગયો.

રણજીતના શબ્દો સાંભળી વિનોદરાય ગળગળા થઈ ગયા.

વિનોદરાયે સંધિવાથી પીડાતો હાથ જેમ તેમ ઉંચો કરી રણજીતને માથે મૂકી આશિર્વાદ આપ્યો: "દીકરા! તારૂં કલ્યાણ થશે!" પછી કાંઇક પ્રાર્થનાના શબ્દો બોલી તેમણે નેત્રો પળવાર મીચ્યાં. પછી બંને ભાઇબેન ત્યાંથી ગયાં.



"કેમ મોટાભાઇ, આ રસ્તે ચાલોની? ટુંકો છે." રણજીતે કહ્યું.

"કાંઇ કારણથી મારે તેમ જવું નથી." હસમુખે ઉત્તર આપ્યો.

"એવું તે શું કારણ છે?" રણજીતે બ્હીને પૂછયું.

"જો રણજીત, તું કોઇને કહેશે તો નહિ?"

"તમારી એવી ઇચ્છા હશે તો નહિ કહું.

"એ રસ્તે એક માણસ રહે છે. તે મારી પાસે થોડાક રૂપીઆ માંગે છે, હાલ મારાથી તેને અપાય એમ નથી..."

"મોટાભાઇ એવું તમને કેટલુંક દેવું છે?'

"બધું મળીને પચાસેક રૂપિયાનું હશે."

"ત્યારે તમે તે જલદી ચૂકવી કેમ દેતા નથી?"

"મારાથી ચૂકવી દેવાય એમ હોય તો હું શા માટે વાર લગાડું? આપણી જાગીરની આશા પર મેં એટલું દેવું કરેલું. પણ હવે તે આશા તો ગઇ એટલે મારે હંમેશ આ રસ્તો ચૂકવીને જવું પડે છે."

"પણ મોટાભાઇ, તે કદાચ ઘેર ટાંચ લાવે તો?"

એકાદ મિનિટ સુધી હસમુખ કાંઇ બોલ્યો નહિ. પછી વિચાર કરી ઉત્તર આપ્યો:—"હા. કદાચ ટાંચ લાવે પણ ખરો.

પણ હું તે અણી ચૂકવવા પ્રયત્ન કરતો રહું છું. હું બેલીફને ઓળખું છું. તેથી તેની નજરે પડવા જેવું કરતો નથી."

"એમ છે?" રણજીતે ઉંડા વિચારમાં ઉતરી પડતાં કહ્યું, "ત્યારે ચાલો પાછા ઘેર." બંને ભાઈઓ રસ્તો બદલી ઘેર આવ્યા.

રણજીતને આ દેવું વધારે ભયંકર લાગ્યું. કદાચ મોટાભાઈ એ વિચિત્ર દેવારૂપી વંટોળીયાની ઝાડીમાં સપડાઈ જાય, કદાચ બેલીફ તેમને ઓચીંતા પકડી લે, ન્યાયની અદાલતમાં ઉભા કરે, અથવા મેજીસ્ટ્રેટ પાસે લઈ દીવાની જેલમાં લઈ જાય, આ બધી વાતની મા બાપને અને બીજાંઓને ખબર પડી જાય, ઘરની ફજેતી થાય તો કદાચ હસમુખની હાલની નોકરી —એટલે પિતાની નોકરી પણ જતી રહે, તેથી ઘરની બધી આવક બંધ થાય, કુટુંબનાં બધાં માણસો આજના કરતાં વિશેષ કપરાં સંકટમાં આવી પડે; માટે ગમે તે રીતે હસમુખભાઈને અને તેની આબરૂને બચાવવી જોઈએ.

કુસુમે એવામાં બારણાંથી અંદર આવવા ડોકિયું કરી પૂછ્યું:—"કેમ, આજે એકલા વિચાર કર્યા કરો છો? બાપાજી પાસે નથી આવવું?"

રણજીતે શબ્દોમાં કાંઈ ઉત્તર આપ્યો નહિ. ઇશારત કરીને બહેનને ઓરડામાં બોલાવી. કુસુમે પણ કાંઈ નવું—જરૂરનું સાંભળવાનું છે, એવી કલ્પના કરી ચેતી જઈ શાંત રીતે અંદર આવી પૂછ્યું:—"કેમ, શું છે ભાઈ?"

રણજીતે હસમુખને તેની વાત બીજાને નહિ કહેવાનું કબૂલ કર્યું હતું. પણ મોટાભાઈને આપેલું વચન પાળવું રણજીતને અશક્ય લાગ્યું. એણે પોતાની વહાલી કુસુમબહેનને ચેતવવી એ ઠીક ધાર્યું.

"હાય ! હાય ! શું આ બધું સાચું છે ભાઇ !" કુસુમે તે સાંભળી આંખમાં આંસુ લાવતાં કહ્યું.

"બ્હેન, મોટાભાઇએ જાતે મને કહ્યું છે."

કુસુમ થોડી વાર સુધી કાંઇ બોલી નહિ, પછી એકાએક જ તેને કંઈ વિચાર આવ્યો હોય તેમ રણજીતનો હાથ પકડી બોલી:—"ભાઇ ! કાંઈ કહું ?"

રણજીત બોલ્યો નહિ. ઉત્સુક નયને જોઇ રહ્યો.

"રોજ રાત્રે મોટાભાઈ પોતાની ઓફીસના હિસાબી ચોપડા લઇને દોઢ બે વાગ્યા સુધી જાગે છે..."

"હેંએ ?" એક ભયંકરમાં ભયંકર વિચાર રણજીતના મગજમાંથી એક ચમકારાની પેઠે પસાર થઇ ગયો. "કદાચ ભાઇ એ ચોપડામાં ઘોટાળો કરતા હોય તો ?" પછી બહુજ આછા અવાજે રણજીતે એ ભયંકર વિચાર કુસુમબહેન આગળ વ્યક્ત કર્યો. એ સાંભળીને એ કોમળ કુમારિકા તો થરથરી ઉઠી.

"એવું બને ખરૂં ? ભાઇ !" કુસુમે અંતે પૂછ્યું.

"બુભુક્ષિતઃ કિં ન કરોતિ પાપમ્ ? બહેન, માણસ સંકડામણમાં આવી પડે છે. ત્યારે કાંઇ પણ પાપ કરતાં અચકાતો નથી. મોટાભાઈ અત્યારે સંકટમાં છે. પૈસાની તેમને તાણ છે. તેઓ અત્યારે ગમે તે કરતાં અચકાય નહિ. શું ખરેખર, તે દોઢ બે વાગ્યા સુધી જાગે છે ?"

"અરે, દોઢ બે તો શું ? તેથી વિશેષ. કેટલીક વાર તો તે સવારના ચાર વાગ્યા સુધી જાગે છે. લક્ષ્મી કહેતી હતી કે એના ઓરડાના ફાનસમાંનું બધું તેલ બળી જાય છે ત્યાં સુધી તે જાગે છે."

"તો—હું શું કહું ? પ્રભુ સૌ સારૂં કરે." રણજીત વિચારમાં પડી બોલ્યો.



# પ્રકરણ ૯ મું

## હસમુખનું ભયંકર સાહસ

એક દિવસ રણજીત અને હસમુખ વાત કરતા બેઠા છે.

રણજીતે કહ્યું:—"બાપાજીને તમારી તે વાત કહું ?"

"ના. ના. રણજીત, બાપાજીને કહીશ નહિ. તેં ભૂલેચૂકે કહી નાંખ્યું તો નથી ને ?"

"ના, મેં હજુ સુધી તો કહ્યું નથી. પણ હું તમને પૂછું કે જો તમે જાતે બાપાજીને કહેતાં અચકાતા હો તો તમારા વતી હું કહું !" રણજીતે પૂછ્યું.

"મારી સંકડામણ એવી છે કે તેમાં કોઇ મદદ કરી શકે નહિ અને બાપાજીને જો ખબર પડે તો તેમને પણ ઘણું દુઃખ થાય. રણજીત ગમે તેમ થાય તો પણ બાપાજીને આ વાતની ખબર પડવીજ નહિ જોઇએ, હોં !"

રણજીતે વિચારવંત ચહેરે પૂછ્યું: "પણ ત્યારે તમે આ કરજ ટાળવાને શું કરશો ? કેવી રીતે તે ચુકવશો ?"

"અરે, ગાંડા, કંઇ નહિ થાય તો શું છેવટે કોઇ ઓફીસ કે બેંકને લુંટતાં નથી આવડતું મને ? આપણું પણ 'સાતસેંના સાત હજાર કરીશું !" તેણે હસતાં હસતાં ઉત્તર આપ્યો:—'એ

તો પડશે તેવા દેવાશે. રણજીત, તારે મારે માટે ચિંતા કરવાનું કારણ નથી."

"પરંતુ ભાઈ, આ સંકડામણમાંથી ઉગરી જવાનો તમને કાંઈ સારો રસ્તો સૂઝે છે ખરો ?"

"અત્યારે સૂઝતો નથી. પણ એ તો સુઝશે વખત આવ્યે. રણજીત, તને ખબર નથી કે હું મોટો આશાવાદી છું. હું તો કોઈ દિવસ તારી પેઠે નિરાશ થતો નથી. અરે, બારણે બેલીફ વારંટ લઈને આવે તો પણ હું નિરાશ થાઉં એમ નથી."

દયાજનક સ્થિતિનાં કાલ્પનિક દૃશ્યો રણજીતની નજર આગળ તરવા લાગ્યાં.

"મોટાભાઈ, આમાં હું કાંઈ મદદ કરી શકું ?" રણજીતે કહ્યું.

"ના રે, તું શું મદદ કરવાનો હતો ? અને મારાથી તારી મદદ લેવાય પણ કેમ ? ભાઈ, તારી પાસે પૈસા વધારે હોય તો તે સાચવી રાખ. આગળ ઉપર તને કામ લાગશે." હસમુખે કરડાકીમાં—નાદાનીમાં ઉત્તર આપ્યો અને રણજીતને વિચારસાગરમાં ગોથાં ખાતો મૂકી પછી હસમુખ ચાલ્યો પણ ગયો.



રાત્રિના સાડાનવેક વાગ્યા હશે.

ઘરનાં સઘળાં હમણાંજ ખાઈ પરવાર્યાં છે.

હસમુખ પિતાની આગળ ઓફીસના ચોપડાના હિસાબ વાંચી ગયો. તે પૂરું થતાં પોતાના ઓરડામાં જવા માટે ઉઠ્યો.

બગલમાં ચોપડા લઈ હસમુખ દાદર પર ચઢતો હતો. તે વખતે લક્ષ્મી ત્યાં ઉભી હતી. કુસુમ પણ તેની પાસેજ બારણાને

અઢેલીને કાંઇક વિચારમાં ઉભી હતી. લક્ષ્મીએ તેને ઉદ્દેશીને કહ્યું.

"જોયું ! કુસુમ, હવે આ એ ઉપર ચાલ્યો. તે હવે રાતના ચાર વગાડવાનો ! બળ્યું કોણ જાણે એ શું કર્યા કરે છે તે ? મેં એને હજાર વાર કહ્યું કે અડધી રાત સુધી જાગીને શું કામ છે ? પણ સાંભળે છે જ કોણ ? આખી રાત દીવો બાળે છે તે તેલ પણ વહેલું ખૂટી ગયું ! મેં તો કહ્યું કે અડધી રાતે આગબાગ લગાડી બેસશે તો ? ત્યારે કહે છે કે આગ લાગે તો તું શું કામ ગભરાય ? તું તારે પાણીની કુંડીમાં ભુસકો માર-જે ને ! જો...મારો રડ્યો ! હું પાણીની કુંડીમાં પડું, પણ બીજા બધાનું શું થાય ? બધાને માટે કાંઇ પાણીનાં કુંડાં છે ?" એ પ્રમાણે તે બબડવા લાગી.

પરંતુ કુસુમનું ધ્યાન તેના તરફ ઝાઝું ન હતું. હસ-મુખને ચોપડા લઇ ઉપર જતો જોઇ–એ ચોપડાની અંદર શું કરતો હશે એ વિચારે તેનું મગજ ઘેર્યું હતું. રાતના ચાર ચાર વાગ્યા સુધી બેસીને કામ કરવું પડે એવું તે શું એ ચોપડામાં બાકી રહી જતું હશે ? અને એટલું બધું જો બાકી રહેતું હોય તો ભાઇ ઓફીસમાં જઇને શું કામ કરતો હશે, તે કુસુમને સમજાયું નહિ. એક વિચાર ક્યારનો તેના મગજમાં ઘોળાયા કરતો હતો:–"હું ઉપર જઇને આનો ખૂલાસો પૂછું ?"

કુસુમે બે ત્રણ વાર ઉપર જઇ આ ભેદનો સ્ફોટ કરી લેવાનો વિચાર કર્યો; પણ કદાચ ભાઇને ખોટું લાગશે તો ? પણ જો અત્યારે ઉગતા થોરને નહિ વાઢું તો ભવિષ્યમાં એના તીક્ષ્ણ કાંટાનો ભોગ ભાઇને થયા વિના છૂટકો નથી. ગમે તેમ થાય, ભાઇને માઠું લાગવાનું હોય તો ભલે લાગે, પણ મારે ખુલાસો કરવો જ જોઇએ–લેવો જ જોઇએ–એમ ધારી કુસુમે નિડર બની

બારણાં પર ટકોરા કર્યા.

"કોણ ?" અંદરથી અવાજ આવ્યો.

"હું કુસુમ, મારે જરા એક મિનિટનું કામ છે."

"પણ સવારે ચાલતું હોય તો અત્યારે શા માટે મારો વખત લે છે ? બહેન, હું બહુ કામમાં રોકાયલો છું."

"તો પણ ભાઇ, મારે ઉતાવળ છે. હું ઝાઝો વખત નહિ લઉં." કુસુમે કહ્યું.

"ઉભી રહે ત્યારે." હસમુખે અંદરથી ઉત્તર આપ્યો.

ફટાફટ ફટાફટ અવાજ આવ્યો. જાણે એક જાડી ચોપડી બંધ કરાતી હોય, એકાદ ટેબલનું ખાનું ઉઘડતું હોય, તેમાં ચોપડી મૂક્યા પછી કુંચી કરતી હોય, એવો અવાજ કુસુમને કાને પડ્યો. એ અવાજે તેના હૃદયને વધારે શંકાશીલ બનાવ્યું: "એણે કંઈક ચોપડા સંતાડ્યા ?"

બારણાંને મોટી ફાટ તો ન હતી, પરંતુ પાસેની ભીંતમાં ક્ષાઉંડ ગ્લાસથી બંધ કરેલો ગોખલો હતો, તે પરના પ્રકાશ પરથી માલમ પડ્યું કે ઓરડાની અંદરના દીવાની જ્યોત પહેલાં કરતાં નાની થઇ હતી. થોડીજ વારમાં બારણું ઉઘડ્યું. કુસુમ અંદર પ્રવેશ ન કરે એવી રીતે હસમુખ બારણામાંજ ઉભો.

"કેમ બહેન ?" તેણે પૂછ્યું.

"તમને ખોટું ન લાગે તો પૂછું."

"મને ખોટું લાગે ? મને ? વાહ ! જાણે આકાશ ઉથલી પડ્યું ને દરિયા ડૂલી ગયા હોય તેમ તું તો બોલે છે, કુસુમ ! મને ખોટું લાગે ? શું ગાંડી વાત કરે છે ?" હસમુખ હસ્યો.

"પણ કદાચ તમને માઠું લાગે એવુંજ હું તમને પૂછું તો ?"

"તો પણ હું માઠું લગાડીશ નહિ." હસમુખે કહ્યું:—"તું

તારે પૂછ. ખુશીથી પૂછ."

"તો ભાઈ. મને કહેશો કે તમે રાતના બબ્બે વાગ્યા સુધી જાગતા બેસીને શું કરો છો ?"

"કેમ, તું શાથી કહે છે કે હું રાતના જાગું છું ?"

"ગમે તેમ, પણ મને ખબર છે કે તમે મોડી રાત સુધી જાગો છો. કેટલીક વાર તો છેક સવારના ત્રણ ચાર વાગ્યા સુધી જાગો છો."

"હં. હં. હું સમજ્યો. એ તો લક્ષ્મીએ તને ભૂત વળગાડ્યું, ખરું ને ? મેં એ ચોબાવલીને વારંવાર કહ્યું કે તું મારી વાતમાં માથું નહિ માર, પણ હવે તો એણે એક પગલું આગળ ભર્યું ! મારે એ ગાંડીને શું કરવું ? એ તો એમજ કહે છે કે હું તો રાતે આગજ લગાડવાનો છું. કુસુમ, એની વાતે તું પણ ગાંડી થઇ ગઈ કે શું ?"

"તમે મને ગાંડી કહો કે ગમે તે કહો; પણ મને બહુ ભય લાગે છે."

"શાનો ?" હસમુખે ટોળ કરતાં કહ્યું:—"મને ભૂત આવીને ખાઇ જાય તેનો ?"

કુસુમ તેના આ હાસ્યમાં ભાગ લઇ શકી નહિ. હાસ્યમાં ભાગ લેવા જેટલું તેનું હૃદય અત્યારે પ્રફુલ્લ નહોતું. તેમ તે હસમુખના પ્રશ્નનો સાચો ઉત્તર—પોતાની હૃદયથી સાચો—ઉત્તર આપી શકી નહિ. પોતાને જે વાતનો ખરેખરો ભય હતો તે મોટાભાઇને દર્શાવાય એમ નહોતું. એટલે ચતુર કુમારિકાએ બીજોજ યોગ્ય ઉત્તર ખોળી કાઢ્યો.

"તમારી તબિયતનો—તમારી શરીર–પ્રકૃતિનો–મને ભય લાગે છે."

"અંહ, મારી તબિયત માટે કાંઇ પણ ચિંતા કરવાની

જરૂર નથી. જોને લખ્યા કેવો તો છું. મને શું ધાડ ખાવાની છે ?" હસમુખે વળી હસીને કહ્યું.

હવે શું બોલવું તે કુસુમને સૂઝયું નહિ. હસમુખે ઉતાવળ કરતાં કહ્યું: "બસ, એટલુંજ ? કે બીજું કાંઇ પૂછવું છે ?"

"પણ તમે રાત્રે જાગો નહિ તો શું નહિ ચાલે ?" કુસુમે પૂછ્યું.

"ઓફીસનું કામ પૂરૂં કરવુંજ જોઇએ ને ?"

"ઓફીસનું કામ ! સવારના ચાર વાગ્યા સુધી ?"

"હારતો, હમણાં હમણાં કામ બહુ પહોંચે છે."

"પણ ત્યારે ઓફીસમાં તમે શું કર્યા કરો છો—આખો દિવસ ?"

"ટોળાટપ્પા ! બીજું શું ?" હસમુખે હસતાં હસતાં કહ્યું, "અરે ! અમારી ઓફીસ જેવી વાતોડીઆ ઓફીસ ગામમાં બીજી કોઈ નહિ હશે ! સિપાઇઓ પણ વાતુડીઆ મળ્યા છે અને કારકુનો તો મારો ધાક માનતાજ નથી. પછી શું કરૂં ? બધાનાં વતીનું થોડું થોડું કામ મારે માથે આવે છે, તે કરવુંજ પડે ને ?

"પણ ત્યારે તમે બાપાજીને તે વિષે કેમ કહેતા નથી ? તમારા વતી હું કહું ?"

"અરે, ના, ના, બાપાજીને કહેવાથી કાંઇ વળવાનું નથી. એ તો હું મારે ફોડી લઇશ. બાપાજીને નકામો ત્રાસ આપવાની કાંઈ જરૂર નથી."

"ત્યારે એનો ઉપાય તો કરવોજ જોઇએ ને ?"

"ઉપાય અત્યારે તો બીજો નથીજ અને તેથીજ હું રાત્રે જાગીને તેનો ઉપાય કાઢું છું !" હસમુખ હસતાં મર્મમાં બોલ્યો.

પણ હસમુખના એ હાસ્યમાં—મર્મમાં—કોમળ કાળજાંના કુસુમ માટે તીવ્ર શૂળો છુપાયલાં હતાં—રાત્રે જાગીને ઉપાડું છું—એ વાક્યનો અર્થ કુસુમને કારમા કાળકૂટ જેવો લાગ્યો.

અંતે તે ગઈ. હસમુખે બારણું પાછું બંધ કર્યું. અંદરથી આંકડી ચઢાવી. કુસુમે કાન માંડયા. પાછો કુંચી ફરવાનો, ટેબલનું ખાનું ઉઘાડવાનો, જાડા ચોપડા બહાર નીકળવાનો અવાજ સંભળાયો.

એ અવાજે કુસુમનું કાળજું વીંધ્યું. તેણે જરૂખામાંથી ઉંચે દેખાતા આકાશ તરફ નજર કરી. બે હાથ વડે મ્હોં ઢાંક્યું અને બોલી:—"ઓ સર્વ શક્તિમાન પ્રભો!"

અંધકારમાં કોઈએ આવી તેનો હાથ ઝાલ્યો. કુસુમે ચમકીને આવનાર તરફ જોયું. તે રણજીત હતો. તેણે ખુણામાં ઉભા રહીને થોડી થોડી વાતો સાંભળી હતી.

"બ્હેન, શું વાતો કરી ?" રણજીએ ખોખરે અવાજે—હાથ હાથ પર આવેલી ભીંત પણ ન સાંભળી શકે એવે ગળગળે સાદે પૂછ્યું.

કુસુમે કાંઈ ઉત્તર આપ્યો નહિ. બંને એક બીજા સામું દીન—નિરાશ—વદને જોઈ રહ્યાં! એકી સાથે બંનેના હોઠમાંથી અસ્ફુટ ઉચ્ચાર નીકળ્યો:—

"મોટાભાઈ બનાવટી ચોપડા બનાવે છે એમ લાગે છે."



## પ્રકરણ ૧૦ મું.

## ગુલાબરાયની ઓફીસ.

રણજીતની આવકમાં સંગીત શિક્ષકની વિશેષ કામગીરીથી માસિક પંદર રૂપીઆનો વધારો થયો હતો. બીજી તરફથી કુસુમને માસિક વિશેક રૂપીઆ મળતા થયા હતા. બાપાજીને મળીને નિશ્ચય કર્યો હતો કે આ નવી આવકમાંથી—તેમજ ઘરમાં કરકસર ક-રીને—અ.પણે વર્ષ મહિનામાં હોડસો રૂપીઆ તો ભેગા કરવાજ, કે જેથી બાપાજીના કલકત્તે જવા આવવાનો ખર્ચ તો નીકળી રહે.

બપોરે બારેક વાગ્યા હશે. વકીલ મિ. ગુલાબરાય ઓફી-સમાં ખાનગી રૂમમાં બેઠા હતા. બહાર ટેબલ પર રણજીત કામ કરી રહ્યો હતો. મનસુખ લહેરી હજુ ઓફીસમાં આવ્યો જ નહોતો. ગુલાબરાય ચીડવાયા ને ઉઠીને બહાર આવ્યા, ઘડીઆળ સામું જોયું અને રણજીતને પૂછ્યું:

"કેમ, હજુ મનસુખ નથી આવ્યો કે?"

"નાજી" રણજીતે કામ કરતાં જ ઉત્તર આપ્યો.

"બારણે બાર વાગ્યા! અને હજુ તેનો પત્તો નથી? એ તે નોકરી કરવા માંગે છે કે ભાઇબંધી?"

રણુજીત કાંઈ બોલ્યો નહિ. નીચી નજરે તે તો લખ્યે જ ગયો.

"ઠીક છે. એ આવે ત્યારે પહેલાં એને મારી પાસે મોકલજે. આજે જમનાદાસ પણ કેમ આવ્યો નથી ?"

એટલામાંજ હાંફતો હાંફતો અને દોડતાં પગથિયાંની ઠોકર ખાઇ નીચે પડતાં બચી જતો મનસુખ આવી પહોંચ્યો.

આવતાંજ તે રણુજીતના ટેબલ તરફ જોઇ મોટેથી બોલવા લાગ્યો. બારણામાં ઉભેલા ગુલાબરાય તરફ તેની નજર ગઈ નહિ.

"જોયું ! રણુજીત, આ વળી બીજી કમબખ્તી આવી ! હું કહેતો હતો કેની કે મારા તો બાગજ છે, તે ખોટું નથી હોં !"

"કેમ શું છે ?" ગુલાબરાયેજ વચમાં પૂછ્યું.

ગુલાબરાયને જોઈ મનસુખ કંઇક ઝંખવાણો પડ્યો. પરંતુ પાછી તરત હિંમત એકઠી કરી બોલ્યો:—

"સાહેબ, આજે જમનાદાસ આવવાના નથી. તે તો માથું ફોડીને બેઠા છે !"

"માથું ફોડીને ?" ગુલાબરાયે આશ્ચર્યથી પૂછ્યું. રણુજીત પણ ઉત્કંઠિત થઇ જોઇ રહ્યો.

"હાજી. ગઇ કાલે રાત્રે બાઈસાહેબ સ્વામીનારાયણને મંદિરે ગયેલા અને ત્યાં આરસની સીડી માપવાનું મન થઇ આવ્યું હશે, તે પડતું મેલ્યું, લાગ જોઇને" મનસુખે કહ્યું:—"તે વખતે તો ત્યાં કોઇ માણસ પણ નહોતું. અડધા કલાકે બધાને ખબર પડી કે એમના માથામાં સવા ગજનો ચીરો પડ્યો છે !"

મનસુખને જે મોંઢે આવ્યું તે બોલવાની ટેવજ હતી. મિ. ગુલાબરાય તે તરફ લક્ષ ન આપતાં બોલ્યા:—"રણુજીત ! આ બહુ ખોટું થયું. જમનાદાસને બહુ ઇજા થયેલી હોવી જોઇએ. તું આજે કલબમાં જાય તે વખતે એની ખબર લઇ આવજે.

પણ મનસુખ, તું આટલો મોડો કેમ આવ્યો ?"

"સાહેબ, હું તો દશ વાગ્યાનો ઘેરથી નીકળેલો, પણ રસ્તામાં મને જમનાદાસજી રોકયો તેથી મોડું થયું."

"ઠીક, હવે જલદી કામ પતાવી દે."

મનસુખે તેમને ઉત્તર આપ્યો-જે તેમણે સાંભળ્યો નહિ:—"હા સાહેબ, હવે તો કામજ છે ને ! એ તો રોજનું છે, તેમાં જમુકાકાએ માથું ફોડીને વધારો કરી આપ્યો...કેમ, ખરું ને દારત !" એમ કહી ખાનું ઉઘાડી કેટલાક દસ્તાવેજો કાઢયા. કલમ શોધવા લાગ્યો. ખડીયામાં શાહી ભરવા ગયો —એમ લગભગ બે વાગે રગશીયાં ગાડાં પેઠે—તેનું કામ શરૂ થયું.

મિ૦ ગુલાબરાય પણ બાગે રૂમમાંથી બહાર આવ્યા. તેમના હાથમાં [illegible] લખેલો કાગળ હતો. આવીને અખ-બાર પરથી રેસના આંકડા જોવા લાગ્યા. થોડાં પાના જોઇ તે એકાએક બોલી ઉઠયા:—

"ઓહો ! ચાર વાગ્યા ! હવે કેમ પહોંચાય !...હુંયે કેવો..." તે આગળ બોલતાં અટકી ગયા.

મનસુખ બોલી ઉઠયો:—"કેમ સાહેબ, તમે કાંઇક બહાર જતા હતા ?"

મિ. ગુલાબરાયે જમનાદાસના ટેબલ પર બેસીને પેલા કાગળમાં કાંઇક લખી બ્લોટીંગ દાબી—ઘડી વાળી પછી કહ્યું, "રણજીત, જો તો. મારા ટેબલ પર એક પચાસની નોટ અને આ કાગળ માટે શીરનામું કરેલું પાકીટ હશે તે લઇ આવ તો."

રણજીત ઉઠયો. પરબીડિયું અને પચાસ રૂપીઆની નોટ લઇ આવ્યો. મિ. ગુલાબરાયે નોટની ઘડી વાળી કાગળની ઘડીમાં

મૂકી અને પછી બંનેને પેલાં પરબીડિયામાં મૂક્યાં અને પછી પોતાની રૂમમાં ગયા.

હસમુખે એવામાં ઓફીસમાં આવી પાછળથી મનસુખના વાંસાને સહેજ વગાડી જોયો!

"ઓ બાપ રે! ઓ ઓ!" મનસુખ બોલી ઉઠ્યો.

"કેમ, શું થયું?" હસમુખે પૂછ્યું.

"અરે, મેં તો ધાર્યું કે કોઈ ભૂત ડાકણજ આવી પહોંચ્યાં કે શું, મારી બોચી પકડવા?"

"નહિ રે! એમ ગભરાતો નહિ." પછી પોતાના ભાઈને કહ્યું, "વારૂ, રણજીત! આજે તું જમવા કેમ આવ્યો નહિ? અમે તને ખોળવા માટે ગામમાં દાંડી પીટાવવાના હતા, પણ મને લાગ્યું કે ઓફીસમાં જરા જોઈ આવું."

"આજે અમારે કામ ઘણુંજ હોવાથી હું જમવા ઘેર આવી શક્યો નહિ...આજે તો જમુભાઈ પણ આવ્યા નથી."

"હા. ભાઈસાહેબ" મનસુખ બોલ્યાઃ—"જુઓની લખતાં લખતાં મારા તો આંગળાં રહી ગયાં!"

ગુલાબરાય એજ વખતે ઓરડીમાં જઈ પાઘડી ઘાલી—છતર ઝાલી—ચાલવા માંડ્યા.

તેમને જતા જોઈ રણજીત બોલ્યોઃ "સાહેબ આ કાગળ?"

"હા, એ પોસ્ટ કરવાનો છે. ટેબલ પર બીજા બે કાગળો છે તે પણ પોસ્ટ કરી દેજો." ગુલાબરાય ઉતાવળને લીધે ઝડપથી નીકળી ગયા. ઉતાવળમાં હમેશ પ્રમાણે પૈસાવાળા કાગળને સીલ થવું જોઈએ, એ વાત તેઓ વિસરી ગયા, એમ રણજીતને પછી યાદ આવ્યું.

ગુલાબરાયના ગયા પછી હસમુખ જઈને જમનાદાસના ટેબલ પાસે ઉભા અને ત્યાં પડેલા પત્રનું સરનામું મોટેથી વાંચ્યુંઃ—

**રમાણુકલાલ એન. દેસાઇ**

મેકીકન હૉલ, વિલ્સન કૉલેજ—**મુંબાઇ**

સરનામું વાંચી તે બોલ્યો:—"આ તો મિ. ગુલાબરાયનો ભત્રીજો, ખરૂં ને ?"

મનસુખે ઉત્તર આપ્યો:—"હા, બાપ! એ સાહેબ બહુ પૈસા ઉડાવે છે અને અમારા સાહેબ તેને જોઇએ એટલા પૈસા પૂરા પાડે છે! મહિને સાઠથી સો રૂપીઆ! અરે! આજ પાકીટમાં એક પચાસ રૂપીઆની નોટ છે. એવી તો કેટલીયે નોટ ગુલાબરાય તેને મોકલ્યા કરે છે. અને અહીં અમે સવારથી સાંજ સુધી મહાવૈતરૂં કરીએ, તેને માત્ર પચીસ રૂપીઆજ ?"

"પચાસ રૂપીઆની નોટ આ પાકીટમાં ?" હસમુખ આશ્ચર્યથી બોલી ઉઠ્યો:—"દોસ્ત, એટલા રૂપીઆ મને મળી જાય તો ઠીક લાગ પડે!"

મનસુખે કહ્યું:—"તે કરતાં દોસ્ત આકાશમાંથીજ રૂપીઆ વરસતા હોત તો કેવી મઝા!"

હસમુખે તે કાગળ જોઇ પાછો ટેબલ પર નાંખ્યો અને તે બોલ્યો:—"વાલા, ત્યારે હું તો જાઉં છું. હું તો માત્ર જોવાજ આવેલો કે રણછોડ કેમ જમવા નહિ આવ્યો..."

એટલામાંજ બારીમાંથી બહાર જોતો મનસુખ બોલી ઉઠ્યો:—"અરે, જુઓ પેલો કોણ દોડે છે? હા. એ તો પેલો ચંદ્રકાંત. વાહ, ઠીક મળી ગયો! કેટલા દિવસથી મારા પાંચ રૂપીઆ નથી આપતો?"

મનસુખ ટોપી પહેરી ધડ ધડ ઓફીસ બહાર નીકળી પડ્યો અને ચંદ્રકાંતની પાછળ દોડવા લાગ્યો.



## પ્રકરણ ૧૧ મું

### હસમુખ અને રણજીતની ખરી ચિંતા

મનસુખ આ પ્રમાણે ઓફીસનું કામ પડતું મૂકી રખડવા ચાલ્યો ગયો, તે રણજીતને નહિ ગમ્યું. તે બોલ્યો:—"મનસુખ જરા વિચાર કરી કામ કરે તો ઠીક. આમને આમ વર્તશે તો ક્યાં સુધી નભશે?..."

હસમુખે પૂછ્યું:—"કેમ, શું છે?"

"તો જુઓની, એ આમ ઓફીસ છોડીને પૂછ્યા વગર ચાલ્યો ગયો-સાહેબ પણ બહાર ગયા છે-અને મારે ક્લાસમાં શિખવવા જવાનો વખત થયો છે!..."

એમ બોલતાં બોલતાં રણજીતે પોતાનું ટેબલ સાફ કર્યું. જમનાદાસના ટેબલ પર પડેલો કાગળ લઈ જઈને વકીલ સાહેબની રૂમમાં તેમના ટેબલ પર મૂક્યો અને પછી બહાર આવી મનસુખને બારીએથી જોવા લાગ્યો પણ મનસુખ ક્યાં જડે! તે તો ઉડ્યો હતો. તેને ખબર હતી કે વકીલ સાહેબ રેલ્વે ગાઈડ જોતા હતા અને કંઇક બહારગામ જવાના હતા, એટલે તે ગયાજ હશે. પછી પોતે બે કલાક ઓફીસમાં ન હોય તો પણ તેમને શું ખબર પડવાની હતી? વળી મનસુખને ખાત્રી હતી કે વકીલ સાહેબ આગળ રણજીત પોતાના વિરૂદ્ધ

ફરિયાદ કરે એમ ન્હોતું. એટલે તેની ચિંતા નહોતી.

રણજીત તેના ગયા પછી ચીડવાઇને બબડ્યો:–"હવે મારે કેવી રીતે જવું?...મોટાભાઇ! તમે જરા ઓફીસમાં બેસશો? હું કલબમાં જાઉં છું. મનસુખ એટલામાં આવી પહોંચશે."

"અરે, વાહ! પછી મારે કાંઇ બીજું કામ હશે કે નહિ?"

"પણ તમને બહુ વાર નહિ લાગે. તમારી ઓફીસ તો આજે બંધ છે અને મનસુખ દશબાર મિનિટમાં પણ આવશે તો ખરોજ. મારે અત્યારે કલબમાં જવુંજ જોઇએ."

રણજીતે બારીમાંથી બહાર જોયું, પણ મનસુખ દેખાતો ન હતો. હસમુખ પણ રણજીતની પાછળ ઉભો રહી ડોકિયું કરવા લાગ્યો. એકાએક તેની નજર રસ્તે જતા એક માણસ ઉપર પડી અને તે ચમકીને–ભયભીત જેવો થઇને બે પગલાં અંદર હઠી ગયો. રણજીતે પૂછ્યું:—"કેમ શું છે?"

"જોયો? પેલોજ માણસ...એ કદાચ મારા ઉપર વારંટ લાવે...હું એને ઓળખું છું. એ માજીસ્ટ્રેટનો નોકર છે.. કદાચ એ મને જ ખોળતો અહીં આવતો હોય..."

"શું એજ પેલો બેલીફ છે?"

હસમુખે બોલ્યા વગર ડોકું ધુણાવી હા કહી બહુજ ધીમે સાદે તે બોલ્યો:—જા, રણજીત તું તારી કલબમાં જા. હું અહીં બેસીશ. અત્યારે હવે મારાથી બહાર નીકળી શકાય એમ નથી."

હસમુખ એક ખુરશી પર બેસી ગયો. તેના શબ્દો વડે ચમકીને રણજીતે ઘણાયે વિચાર કર્યા હોત, પરંતુ તેને વખત નહોતો. ઘડીઆળમાં પાંચ વાગી ગયા હતા અને કલબમાં પહોંચતાં હજુ પાંચ સાત મિનિટ લાગે એમ હતું, એટલે વધુ કાંઈ બોલવા ન થોભતાં રણજીતે દોટ મૂકી.

રોજ જ્યાં પહોંચતાં સાત મિનિટ લાગતી ત્યાં, ક્લબમાં આજે રણજીત બે મિનિટમાં પહોંચ્યો! પરંતુ અજબ કે કોઇ દિવસ બંધ ન રહે તે ક્લબને બારણે આજે તાળુંજ હતું. બારણે એક ચીઠ્ઠી ચોંટાડી હતી–

"આજે ક્લબ બંધ છે."

જોયો, વિધિનો યોગ! રણજીતને તો જે જોઇતું હતું, તે મળ્યું...તેને મનમાં આનંદ થયો. રોજના કરતાં પણ ધીમે પગલે તે પાછો ફર્યો.

પાછા ફરતાં જે માણસથી હસમુખ બીધો હતો તે રણજીતને સામો મળ્યો. રણજીત તેની નજર ચુકવીને આડો ચાલ્યો જવા યત્ન કરતો હતો એટલામાં પેલાએ તેને બોલાવીને કહ્યું–

"અરે, તું શા માટે મારાથી ડરે છે? રણજીત! જરા આમ આવ."

કંઇક ગભરાતો રણજીત તેની પાસે ગયો. પેલાએ બહુજ ધીમે અવાજે કહ્યું:—"ભાઇ, તારા ભાઇને કહેજે કે નકામો મારા રસ્તામાં આવી ન ચડે. તને ખબર છે? મારી પાસે એને માટેનું વારંટ છે. પણ મને તે બજાવવાની ઇચ્છા નથી હું કાંઇ નીમકહરામ નથી. તારા બાપાજીએ મારા ઉપર બહુએ ઉપકાર કરેલા છે. બનતાં સુધી તો હું તારા ભાઇને નહિ પકડું. પણ તે હાથે કરીને મારા રસ્તામાં આવી ચડે, ત્યારે તો ન છુટકે મારે હાથ ઝાલવા પડે."

રણજીત તો આશ્ચર્યવત જોઇ રહ્યો. પેલો બેલીફ આગળ બોલવા લાગ્યો. "અને મારૂં તો એમ પણ કહેવું છે કે તારા ભાઇને આવી તે આડી અક્કલ કેમ સૂઝે છે! ચાળીશ પચાસ રૂપીઆ માટે શા માટે આબરૂ ગૂમાવે છે? તું મારા તરફથી

તેને કહેજે કે ઝટ બીજેથી રૂપિયા લઇને પતાવી દે. તમારા જેવાને આટલું દેવું ચૂકવવું એમાં શું છે? અને એ લોકો કંઈ જક્કી નથી. અરે, હાલ તો માત્ર દશવીસ રૂપીઆ આપશે અને હપ્તા ભરશે તો નોટીશ પાછી ખેંચી લેશે, સમજ્યો? તું તારા ભાઇને કહેજે."

"હું તેમને કહીશ તો ખરો, પણ..."

"અરે, પણ શું? ગમે ત્યાંથી દસવીસ રૂપીઆ મેળવવા જોઇએ. નહિ તો–તને ખબર છે? એ લોકો તો જેલખાના સુધી પહોંચાડતા ચુકે એમ નથી. તને વધારે શું કહું? આટલું જ સમજી લે અને તારા ભાઇને કહેજે. ચાલ, હું તો જાઉં. વળી કોઇ મને જોશે તો કહેશે કે નાના ભાઇ સાથે વાત કરે છે ને મોટાભાઇને પકડતો નથી?"

બેલીફ એમ બોલીને ચાલતો થયો. અને દિગમૂઢ થઈ ગયેલો રણજીત ઓરડીએ પાછો ફર્યો. ત્યાં હસમુખ હજુ જમનાદાસના ટેબલ આગળ બેસીને કાંઇક લખતો હતો.

"હજુ તમે અહીં જ છો કે શું! ભાઇ, મનસુખ આવ્યો નથી!" રણજીતે આશ્ચર્યથી પૂછ્યું.

"ક્યાં છે! પૂછી જોને આ ભીંતોને." હસમુખ–જે પોતાની ભયભીત અવસ્થામાંથી ધીમે ધીમે મુક્ત થયો હતો, તે બોલ્યોઃ–"વારૂ. પણ તું એટલામાં પાછો કેમ આવ્યો?"

"અમારી કલબ આજે બંધ છે."

"બંધ છે? કેમ, આજે જ? કોઇ ગવરનર મરી ગયો"

'તે તો કોણ જાણે શાથી બંધ છે?" રણજીતે કહ્યુંઃ—"પણ પહેલાંથી ખબર હોત તો અહીં તમારો વખત જાત નહિ...'

"કંઇ નહિ, રણજીત, મારો વખત કાંઇ નકામો ગયો

નથી." હસમુખે કહ્યું.

રણજીતને પેલો બેલીફ સાંભર્યો. તેણે એ બેલીફનો સંદેશો હસમુખને કહ્યો; અને સાથે ઉમેર્યું:—
"અને હું પણ કહું છું કે ભાઈ, ગમે તેમ કરીને પણ તમે હાલ દશવીશ રૂપિયા ચૂકવીજ દ્યો તો તેઓ જરા નરમ પડશે. તમારી પાસે ન હોય તો હું મારા પગારમાંથી..."

"અરે નહિ રે! હવે તો હું ચૂકવી દઈશ. તારી પાસેથી લેવાની કાંઈ જરૂર નથી. એટલા રૂપિયા એક બે દિવસમાં મારા હાથમાં આવશે ખરા" હસમુખે ખુશમિજાજથી ઉઠતાં કહ્યું:—
"ચાલ, હું તો હવે જાઉં છું. સંભાળજે હોં! કાંઈ ગયું હોય તો મારૂં નામ નહિ લેતો, હું કાંઈ ચોરબોર નથી હોં?"

હસમુખના સ્વભાવની સાથેજ એ વસ્તુઓ જડાઈ ગઈ હતી કે, નાના ભાઈ બહેન સાથે પણ તે ઘણી વાર મશ્કરી-ઠઠ્ઠામાં ઉતરી પડતો. હસમુખના શબ્દો સાંભળી રણજીત બોલ્યો: "એવું શું બોલો છો, મોટાભાઈ! આ ઓફીસમાં ચોરી કેવી?"

હસમુખ તો રણજીતના શબ્દો તરફ ધ્યાન ન આપતાં હસતો હસતો ચાલ્યો ગયો.

પણ મોટાભાઈને કદાચ પેલો બેલીફ પકડે તો? તેને જેલમાં જવું પડે તો? તેને લીધે બાપાજીની નોકરી જાય તો?—એવા એવા વિચારો રણજીતના મગજમાં ઉત્પન્ન થઈ એને અત્યંત સાલવા લાગ્યા.

એક કલાક પછી મિ ગુલાબરાય આવી પહોંચ્યા. આવતાં વાર તે બોલ્યા:—"રણજીત! બહુ પ્રયત્ન કર્યો છતાં ગાડી ચૂકી ગયો. હશે...કેમ, મનસુખ ક્યાં છે?"

રણજીતે ઉંચુ જોઈ "કંઈક બહાર ગયો છે." એમ કહ્યું.

વગર કામનું અટકચાળું કરવું અથવા ખોટું કહી ઉત્પાત કરાવવો એ રણજીતનો સ્વભાવ ન હતો. તે તો બીજાની ભૂલ માટે જાતે સહન કરી લેવાનું પસંદ કરતો.

મિ. ગુલાબરાયે બીજું કાંઇ પૂછ્યું નહિ. તેમણે ધાર્યું કે મનસુખ હમણાંજ જરા બહાર ગયો હશે. તે જમનાદાસના ટેબલ આગળ બેસી ગયા અને એક દસ્તાવેજ વાંચવા લાગ્યા. એટલામાં રણજીતે પૂછ્યું: "આ દસ્તાવેજને માટે સ્ટાંપ તૈયાર છે કે સાહેબ?"

"ના...એની હમણા જરૂર પણ નથી...અરે, પેલા કાગળ ટપાલમાં નાંખ્યા કે?"

"નાજી."

"ત્યારે તે હવે નંખાવા જોઇએ...ક્યાં છે તે?"

"આપના ટેબલ પર...લાવી આપું?"

"હા...ના...તું જઇને ટપાલમાંજ નાંખી આવજે અને આવતી વખત જમનાદાસને ઘેર થતો આવજે. એને કેમ છે તે જોજે અને કહેજે કે સારૂં થાય નહિ ત્યાં સુધી એ ઓફીસમાં નહિ આવશે તો ચાલશે. કદાચ એ તો ફુટેલા માથા સાથે પણ અહીં આવી ચઢે એવો છે."

જમનાદાસ જેવો નિમકહલાલ—સ્વામીભક્ત—સેવક મિ. ગુલાબરાયને બીજો મળ્યો ન હતો. અને મિ. ગુલાબરાય જો કે તેની થોડી કદર કરતા તેમ તેનું નસીબ જરા લેણદાર નહોતું.

રણજીત પોતાને થયેલી આજ્ઞાનો યોગ્ય ઉત્તર આપી અંદરની રૂમમાંથી ટપાલમાં નાંખવાના કાગળો લઇ આવ્યો. પોસ્ટઓફિસે જવા માટે તે બહાર નીકળતો હતો, એટલામાં તેને કાંઇક યાદ આવ્યું, તેથી તેણે વકીલસાહેબને પૂછ્યું: "જી, આ કાગળને સીલ મારવું નથી? એમાં પૈસા છે ને!"

"હા લાવ, એ તેં ઠીક યાદ કરાવ્યું." ગુલાબરાયે કહ્યું:– "ઉતાવળને લીધે હું તો એ વાત ભૂલીજ ગયો હતો. લાવ મારી પાસે, ને મને લાખ ને મીણબત્તી આપ."

રણજીતે રમણિકલાલવાળો–પચાસ રૂપિઆની નોટવાળો –કાગળ ગુલાબરાયના હાથમાં મૂક્યો. લાખ અને મીણબત્તી લાવી આપ્યાં. હમેશ સીલ તેઓ જાતેજ કરતા.

ગુલાબરાયે તે બંધ કાગળના પાકીટ ઉપર સીલ કર્યું અને રણજીત ત્રણે કાગળો લઈ પોસ્ટ ઓફીસમાં નાંખવા ગયો.



## પ્રકરણ ૧૨ મું

## કાગળમાંની નોટ

સુર્યપૂરની પશ્ચિમે નદીના તટ પર એક સુંદર સાર્વજનિક બાગ હતો. ત્યાં સુર્યપૂરની ઉદ્યોગી વસ્તી દિવસભરના શ્રમને

અંતે સંધ્યાસમયે વિશ્રાન્તિ લેવા આવતી. બાગનું ક્ષેત્ર આશરે એક ચોરસ માઈલ જેટલું હશે અને જો કે રોજ તો ત્યાં શહેરીઓની ઠઠ જામતી. છતાં શનિ–રવિવારે અને પવિત્ર તહેવારને દિવસે તો એ બાગનો ખુણેખુણો માણસોથી ઉભરાતો લાગતો.

રણજીત એક સાંજે એ બાગમાં ફરવા આવ્યો હતો. ફરી રહ્યા પછી નદી તરફની પાળ પર ચઢીને વિચારવંત ચિત્તે શાંત વહેતાં પાણી તરફ જોઈ રહ્યો હતો. એવે કોઈએ પાછળથી તેને ખભે હાથ મૂકયો. રણજીતે પોતાના શેઠને ઓળખીને કહ્યુંઃ–

"કેમ ? સાહેબ ?"

હા. તે મિ. ગુલાબરાય હતા. તેમણે રણજીતની નજર સાથે નજર મેળવી ગંભીરતાથી પૂછયુંઃ—

"રણજીત, ગયા શુક્રવારે સાંજે ટપાલમાં કાગળો તેં નાંખ્યા હતા, તે યાદ છે ?"

"શુક્રવારે સાંજે ?" રણજીતે વિચારમાં પડી પૂછયું. ટપાલમાં કાગળો નાંખવાનું કામ ઘણુંખરું રણજીતને ભાગેજ આવતું તેથી તે ખાસ અમુક દિવસના કાગળો કેવા હતા, તે એકદમ સંભારી શકયો નહિ. પરંતુ વિચાર કરતાં તેને યાદ આવ્યું ખરું. એટલે તે બોલ્યોઃ—

"હાજી. મેંજ. તેમાંના બે અમદાવાદના હતા અને એક મુંબાઈનો હતો. ખરું ને સાહેબ ?"

"હા. બરાબર છે. એ કાગળો ટપાલમાં નાંખવા માટે તેં કોને સોંપ્યા હતા ?" મિ. ગુલાબરાયે ગંભીરતાથી સ્પષ્ટ શબ્દોમાં પૂછયું.

"કોને સોંપ્યા હતા ? કોઈને નહિ. એ તો મેં જાતે ટપાલ ઓફીસમાં આપ્યા હતા." રણજીતે આશ્ચર્યથી ઉત્તર આપ્યો.

"એમ કે ? તને ખાત્રી છે ?"

"અહુજ સારી રીતે સાહેબ !"

"ઠીક ત્યારે તો." એમ કહી મિ. ગુલાબરાયે ચાલવા માંડયું. પણ આમ પૂછવાની શી જરૂર છે ?—એમ પૂછવાની રણજીતની ઉત્કંઠા થઇ આવી. પરંતુ ગુલાબરાય ઘણોજ ઉતાવળથી પોતાને રસ્તે પડયા. એટલે રણજીતને પોતાની ઇચ્છા મનમાંજ દબાવી દેવી પડી. પરંતુ દબાયલો દડો ઝાઝો ઉછળે તેમ તેને વધારે જોરથી વિચાર આવવા લાગ્યા, કેઃ—

"એમણે મને આમ શા માટે પૂછયું હશે ?"

* * * *

ત્રણ ચારેક દિવસની સામટી રજા ભોગવીને આજે જમનાદાસ ઓફીસમાં આવ્યો હતો. તેના માથામાં પડેલા ચીરાની ઉપર મોટો પાટો બાંધેલો હતો. તેને લીધે તેની એક આંખ ઢંકાઇ ગઇ હતી. પાટાની ઉપર જાણે લોહીની ટસરો ફુટી નીકળતી હોય એમ લાગતું હતું અને કોઇ પણ જોનાર એમ કહી શકે કે આજે જમુકાકા ઓફીસે આવ્યા ન હોત તો સારૂં. તેને ઓફીસે આવેલો જોઇ ગુલાબરાયે પણ ઠપકો આપ્યો.

પણ જમુકાકાનો જીવ ગમે તે સ્થિતિમાં પણ ઘેર રહે એમ ન હતું. ઓફીસમાં કામના ઢગલા વધ્યા જાય અને પોતે પથારીમાં પડી રહે એ કેમ બને ? એવી તેની દલીલ હતી.

જમુકાકા પોતાના ટેબલ આગળ બેઠા.

થોડી વારમાંજ રણજીત આવી પહોંચ્યો. તે પોતાના ટેબલ આગળ બેસી કામ શરૂ કરવા જતો હતો એટલામાંજ મિ. ગુલાબરાય અંદરથી બહાર આવ્યા અને તેને પૂછયુંઃ "રણ-

જીત, ગઇ કાલે તેં મને એમ કહ્યું હતું કે પેલો શુક્રવારવાળો મુંબાઇનો કાગળ તેંજ ટપાલમાં નાંખ્યો હતો...કેમ ખરૂં ને ?"

રણજીત ચમક્યો. પછી બોલ્યો:–"હાજી મેં નાંખ્યો હતો, કેમ ?"

'તો તે કાગળમાં કાંઇ દગો થયો છે !"

"દગો થયો છે ?" જાણે એ શબ્દનો અર્થ સમજાયો ન હોય તેવાં આશ્ચર્યથી રણજીતે કહ્યું.

"હાજી." ગુલાબરાયે જરા ચીઢવાઇને કહ્યું: "તું જાણતોજ હશે કે તે કાગળમાં પૈસા હતા. પચાશ રૂપીઆની નોટ હતી. તે તેમાં મૂકતાં તો તેં મને જોયો હતો ને ? તે કોઇએ કાઢી લીધી છે."

"હાજી, નોટ હતી તે હું જાણું છું."

"પણ તું આમ ગેંગે ફેંફે શું કરે છે ?" ગુલાબરાયે ચાંટા પાડીને કહ્યું. "ખરી વાત તો એમ છે કે તે કાગળો તેં જાતે ટપાલમાં નાંખ્યા નથી. તેં કોઇ બીજાને તે કામ સોંપ્યું હોવું જોઇએ અને તેને પરિણામે તે કાગળમાંથી પચાસ રૂપીઆની નોટ ચોરાઇ છે–મારા પચાસ રૂપીઆ ગયા છે."

ખરેખર, રણજીતથી ઉપરના પ્રશ્નનો ઉત્તર આપતાં જે ગેંગે ફેંફેં થયું હતું તે તેના અસીમ આશ્ચર્યને લીધેજ થયું હતું. ભૂતકાળના–ગયા શુક્રવારના ભાઇના–બેલીફના બનાવો વિષેના વિચારમાં તે એકદમ ગરકાવ થઇ ગયો હતો અને તેથીજ તે એ વખતે જે કાંઇ બોલ્યો તે જોઇએ તેવું સ્પષ્ટ બોલી શકયો નહોતો. મિ. ગુલાબરાયે તેનો ઉંધોજ અર્થ કર્યો.

રણજીતે નમ્રતાથી પણ દૃઢતાથી કહ્યું:–"પણ સાહેબ, એમ બનેજ કેમ ? હું આપને ખાત્રી આપું છું કે તે કાગળો તે દિવ-

સના ત્રણે કાગળો—મેં જાતેજ ટપાલમાં નાંખ્યા હતા. અહીંથી હું સીધોજ પોસ્ટઓફીસના ઓટલા પર ગયો અને ત્યાં પેટીમાં મેં જાતેજ કાગળો નાખ્યા હતા. એ બાબત હું આપને કહો તેવી ખાત્રી આપું. અને પછી સાહેબ, આપે કહ્યું હતું તે પ્રમાણે હું જમનદાસભાઇને ઘેર તેમની તબીએત જોવા ગયો હતો."

જમનાદાસે પોતાના ટેબલ પરથી આ બંને જણા તરફ નજર લંબાવી અને મિ. ગુલાબરાયની નજર પોતાના તરફ ફરતાંજ કહ્યું:—"હા સાહેબ, શુક્રવારે સાંજે રણજીતભાઇ મારે ઘેર આવ્યા હતા."

"શું, કાગળમાંથી નોટ કોઇએ કાઢી લીધી છે?" રણજીતે ખાત્રી કરવાના હેતુથી ગુલાબરાયને પૂછ્યું.

"મારા ઉપર ગઇ કાલેજ રમણિકનો કાગળ હતો કે, નોટ વગરનો પત્ર મળ્યો છે. પત્રમાં નોટ ન હતી." મિ. ગુલાબરાયે કહ્યું અને બોલ્યા:—"ત્યારે એ નોટ જાય કયાં?"

"એ નોટ કયાં ગઇ હશે?" રણજીતે તેનો પડઘો પાડયો: "મને લાગે છે કે પાકીટ કોઇએ રસ્તામાં ફોડયું હશે અને નોટ કાઢી લીધી હશે. હું તો સાહેબ, આપને કહો તેવી ખાત્રી આપું કે કાગળ તો મેં જાતેજ ટપાલમાં નાખ્યો હતો."

મિ. ગુલાબરાય ગુંચવાડામાં પડીને ચીડવાયા. રણજીતના ટેબલ પર એક પેપરવેઇટ પડયું હતું તે ટેબલ સાથે અફાળીને બોલ્યા:—"ગજબ જેવી વાત છે કે દેશની અંદર અંદર અને માત્ર બસો માઇલ જેટલા અંતર પર પણ એક માણસથી પરબિડીયામાં પૈસા મોકલી શકાતા નથી!...મને આશ્ચર્ય તો એ લાગે છે કે સાળું પોસ્ટખાતું પણ કેવું લુચ્ચું થઇ ગયું છે કે બરાબર પૈસાવાળું પાકીટ તાકીનેજ તેના ઉપર હાથ મારે છે!"

મનસુખે તો આવતાંવાર આ દૃશ્ય જોઇને રણજીતને ધીમે સાદે પૂછ્યું:—"કેમ? સાહેબનો મિજાજ ગયો દેખાય છે ને? શું થયું છે એને?"

રણજીત એને જવાબ આપે એટલામાં એની નજર જમનાદાસ પર પડી. તે બોલ્યો:—

"ઓહો! કોણ? જમુકાકા? તમેજ કે? ઓહો, આવી પણ પહોંચ્યા? ચાલો. ઠીક કર્યું. જમુકાકા, હું તો ધારતો હતો કે તમે છએક મહિનાનો ખાટલો ભોગવશો. પણ તેમ ન થયું. તો ચાલો, હું તમને અભિનંદન આપું છું...જમુકાકા!"

જમુકાકા કાંઇ બોલ્યા નહિ.

રણજીતે કહ્યું:—"મનસુખ, પેલો શુક્રવારવાળો કાગળ યાદ છે? જેમાં પૈસા મૂકયા..."

"કયો કાગળ?"

"પેલો રમણિકલાલ પર લખેલો હતો ને!" રણજીતે આંખની ઇશારતથી મિ. ગુલાબરાયની રૂમ તરફ નિર્દેશ કરતાં મનસુખને સૂચવ્યું કે સાહેબે પોતાના ભત્રીજા પર લખેલો હતો તે.

"પેલો? તારે હસમુખભાઇ અહીં ઉછાળતા હતા તે?"

"હા."

"તેમાં તો પચાસ રૂપીઆની નોટ હતી ને?"

"હા, હતી. અમે તેનીજ વાત કરતા'તા ને! તેમાંથી નોટ ચોરાઇ ગઈ છે."

"ના, ના?" મનસુખે જાણે તે માની શકાય એવું ન હોય એમ બતાવતાં કહ્યું.

"ખરી વાત છે." રણજીતે કહ્યું:—"રમણિકલાલનો કાગળ આવ્યો છે કે પત્ર તો મળ્યો, પણ અંદર નોટ નહોતી. સાહેબ બહુ ચીડવાયા છે. પહેલાં તો તેમણે મારા ઉપરજ આરોપ મૂકયો કે મેં જાતે તે કાગળ ટપાલમાં નાંખ્યો ન હોવો જોઇએ.

જાણે આવા કીંમતી કાગળો હું બીજાના હાથમાં સોંપી દઉં એવો નાદાન હોઉં ને !"

પછી મનસુખ અને રણજીતની ધીમી ધીમી વાતો ચાલી રણજીતે પહેલાં જે કાંઇ બન્યું હતું તે સમજાવ્યું. મનસુખને તો જાણે આ ચોરીથી મઝા પડી હોય તેમ તે કંઇ કંઇ બબડવા અને ટીકા કરવા લાગ્યો.

"અરે, એ તો ઠીકજ થયું...આટલી આટલી વાર મેં અને બધાએ એને કહ્યું કે પરબીડિયામાં નોટો નહિ મોકલવી જોઇએ, પણ સાંભળે છે કોણ ? તો લો ! આ એમને શિક્ષા ઠીકજ થઈ છે !...અરે, ચાર દિવસ પહેલાંજ શેઠ સાહેબ કહેતા હતા કે અમારી તો બધી નોટો પરબીડિયામાંજ બરાબર પહોંચે છે !...પણ એ અભિમાન કયાં સુધી ? અભિમાન તો રાજા રાવણનો પણ રહ્યો નથી...પણ કોણ જાણે શેઠ સાહેબે તે નોટનો નંબર લીધો હશે કે નહિ ?...લીધો હોય તોયે શું વળવાનું છે ! એ નોટ ટપાલમાં ગઈ તે કાંઇ પાછી મળવાની છે ! હરામખોર ટપાલીઓ અને બીજા માણસો એવા લુચ્ચા થઈ ગયા છે !...ચોરી તો તેમનો ધંધોજ થઇ પડયો છે...પણ તે પણ શું કરે ?...તેમનો પગાર કેટલો થોડો હોય છે ?"...વગેરે

પ્રથમ તો મનસુખ ધીમે સાદે બોલતો હતો પણ પાછળથી તેનો અવાજ વધતો ગયો. કદાચ તે અંદર બેઠેલા મિ. ગુલાબરાયને પણ સંભળાતો હશે. એટલામાંજ બાઇસીકલની ઘંટડી વાગી. અને તારવાળાએ બૂમ પાડી. "મિ. ગુલાબરાયનો તાર છે."

રણજીત તાર લેવા ઉઠયો.



## પ્રકરણ ૧૩ મું

### રણજીતની હૃદયધ્રૂજારી

સાઇકલની ઘંટડી અને તારવાળા સિપાઇનો સાદ સાંભળી મિ. ગુલાબરાયે રૂમમાંથી બહાર આવી પૂછ્યું:—

"ક્યાંનો તાર છે ?"

"મુંબઇનો." રણજીતે તારવાળાને સહી કરી આપી કહ્યું.

ગુલાબરાયે ઉત્સુકતાથી રણજીતના હાથમાંથી તાર લઇ લીધો, વાંચ્યો. વાંચતાં વારજ તેની મુખમુદ્રામાં ફેરફાર થવા લાગ્યા. પ્રથમ આશ્ચર્ય, પછી ગંભીરતા, પછી વિચાર, પછી ચ્હીડ વગેરે ભાવો તેમાં દ્રષ્ટિગોચર થયા થોડી વાર મૂગા રહ્યા પછી સર્વની દૃષ્ટિ પોતા તરફ આકર્ષાય એવી રીતે પોતાના કારકૂનોને ઉદ્દેશીને વકીલ સાહેબ બોલ્યા:—

"બેદરકાર સાહેબો ! લો, આ જુઓ, શું છે તે !"

એમ બોલતાં તેમણે તે રાતો કાગળ જમનાદાસ, મનસુખ તથા રણજીતને બરાબર દેખાય એવી રીતે ધરી રાખ્યો અને ફરી બોલ્યા:—

"બોલો—હવે શું જવાબ આપો છો ?"

કાંઇ સમજ્યું નહિ. તેમાંનો ભાવાર્થ ત્રણેને અગમ્ય હતો.

તેવી રણજીતે નમ્ર અવાજે પૂછ્યું: “શું છે, સાહેબ ?”

“શું છે શું ? આ જુઓ ! આ તારથી માલમ પડે છે કે પરબિડિયામાંની નોટ કોઇ ટપાલીએ ચોરી નથી, પરંતુ આ ઓફીસમાંજ ચોરાઇ હતી, સમજ્યા ?” ગુલાબરાયે ઓફીસ શબ્દ પર ભાર દઇ કહ્યું.

ત્રણે જણા આશ્ચર્યચકિત–સ્તબ્ધ થઇ જોઇ રહ્યા.

“આ તારમાં લખ્યું છે કે પરબિડિયું અને તેના પરનું સીલ બંને રમણિકના હાથમાં પહોંચ્યા, ત્યાં સુધી સલામત હતાં. પરબિડિયું તો તે પાછું પણ મોકલવાનો છે. મેં એને ખાસ તાર કરીને આ વિષે પૂછ્યું હતું. એના જવાબથી માલમ પડે છે કે પરબિડીયા ઉપર સીલ થયું તે પહેલાંજ તેમાંથી નોટ ચોરાઇ છે. એટલે તે આ ઓફીસમાં જ ચોરાઇ હોવી જોઇએ. હવે મારે જાણવું જોઇએ કે આ નોટનો ચોર કોણ છે ?”

ત્રણમાંથી કોઇએ જવાબ આપ્યો નહિ. રણજીત તો ઉંડા વિચારમાં પડી ગયો હતો. મનસુખ તો શુક્રવારે બપોર પછી ઓફીસમાં હાજર હતો જ નહિ અને જમનાદાસ તો માથું ફોડીને બેઠો હતો. એટલે ત્રણમાંથી કોઇ જવાબ આપી શકે એમ ન હતું.

કોઇ તરફથી જવાબ ન મળતાં, “ઠીક છે” એમ બોલી મિ. ગુલાબરાય પોતાની રૂમમાં ગયાં. ત્યાં એક ખુરશીમાં પડી ચોર કોણ હોઇ શકે ? તેનો વિચાર કરવા લાગ્યા. શુક્રવારે સાંજે બનેલી ઝીણી ઝીણી બાબતો સંભારવા લાગ્યા. તેમને લાગ્યું કે રણજીત સિવાય કોઇ આ બાબતમાં જવાબદાર હોઇ શકે નહિ. તેમણે ઘંટડી વગાડી.

રણજીત ઘંટડી સાંભળી-અંદર આવ્યો. ટેબલથી દૂર અદબથી ઊભો.

"રણજીત, આ તો બહુ જ વિચિત્ર કહેવાય!"

"વિચિત્ર! હાજી, મને પણ સમજ પડતી નથી કે..."

"તેં એ નોટ જોઈ હતી?"

"હાજી, આ રૂમમાંથી મેં જ આપને લાવી આપી હતી ને!"

"પછી મેં તે નોટની ઘડી વાળીને પત્રની ઘડીમાં ખોસી. તે તેં જોયું હતું ને? પછી મેં પરબીડીઆમાં મૂકી હતી કે નહિ?"

"હાજી, મૂકી હતી. તે વખતે હું આપની પાસે જ હાજર હતો."

"પછી મેં પરબિડિયું ગુંદર વડે ચોંટાડી બંધ કર્યું હતું."

"તે પણ મને બરાબર યાદ છે." રણજીતે કહ્યું.

"ત્યાર પછી હું કાગળોને ટેબલ પર છોડી બહાર ગયો. ખરું ને?...સારૂ તે દરમ્યાન નાના અને મનસુખના કયા કયા દોસ્તદારો આવી ગયા હતા તે યાદ કર."

"કોઈ નહિ, સાહેબ, મારા તો કોઈ દોસ્તદાર આવ્યા ન હતા. માત્ર હસમુખભાઈ આવેલા, તે તો આપ જાણો છોજ."

"હા. પણ મનસુખના કોઈ વાતુડીઆ હરામખોરો આવ્યા તો હશે જ. તને ક્યાંથી ખબર હોય? તું તો કલબમાં ગયો હોવો જોઈએ અને મનસુખ એકલો બેઠો હોય ત્યારે તો એ રસ્તે ચાલતાંને પણ બોલાવ્યા વગર રહેતો નથી."

રણજીતને પોતાની મરજી વિરૂદ્ધ—ન છૂટકે કહેવું પડયું અને ગુલાબરાય સમજી ગયા કે મનસુખ તે દિવસે આખા ત્રણ કલાકની ગાબચી મારી ગયો હતો. રણજીતે સાથે એમ પણ

કહ્યું કે "તે દિવસે હું કલબમાં ગયો હતો ખરો; પરંતુ તે બંધ હોવાથી હું પાછો આવ્યો હતો. હું દશ મિનિટ બહાર ગયો તે વખતે હસમુખભાઇને અહીં બેસાડી ગયો હતો!"

ગુલાબરાય તે સાંભળી ચીડાયા:–

"શું તમે લોકો મારી ગેરહાજરીમાં આવી રીતે ઓફીસ ચલાવો છો? આ તે કોઇ ગાંધીની દુકાન હતી કે ભાઇને બેસાડીને તું કલબમાં ગયો? અને મનસુખ શું આખો વખત ગેરહાજર હતો?"

રણજીતે ઉત્તર આપ્યો:—"હું બહાર ગયો હતો ખરો, પરંતુ સાહેબ, દશેક મિનિટમાં જ પાછો આવ્યો હતો અને મનસુખ ન હોવાથી ઓફીસ બંધ ન કરવી પડે, તેવા સારા હેતુથી તે વખતે મોટાભાઇને અહીં બેસાડયા હતા. આવ્યા પછી આપે આવીને મને કાગળ ટપાલમાં નાંખવા મોકલ્યો ત્યારે જ હું બહાર ગયો હતો."

"વારૂ. તારા ભાઈ અહીં બેઠા હતા, તે વખતે કોઈ આવ્યું હતું?"

"ના સાહેબ, કોઇ આવ્યું ન હતું. મેં એ વિષે તો તેમને ખાસ પૂછયું હતું. પરંતુ કોઇ આવ્યું ન હતું."

"તને ખાત્રી છે કે તે દિવસે બપોરે ઓફીસમાં બહારનું કોઇ પણ માણસ આવ્યું ન હતું?"

"હાજી, મારી ખાત્રી છે."

"ઠીક, તું જા–મનસુખને મોકલ."

રણજીત ગયો. હાથમાં બ્લોટીંગ અને કાન પાછળ કલમ ભેરવેલો મનસુખ આવ્યો. જાણે કામદારનો દીકરો હોય ને! ગુલાબરાય તેનો ઠાઠ સમજી ગયા.

"શાબાશ! તું કામ તો ઠીક કરી રહ્યો છે! વારૂ બોલ,

ગયે શુક્રવારે સાંજે તને કેટલાક માણસો મળવા આવ્યા હતા ?"

"ક્યારે ?" જાણે કાંઇ જાણતોજ ન હોય તેમ મનસુખે પૂછ્યું.

"શુક્રવારે સાંજે રણજીત કલબમાં ગયો તે વખતે?" ગુલાબરાયે કહ્યું.

મનસુખ શો જવાબ આપે ? પોતે ઓફીસમાં નહતો, એ વાત છુપાવવા કરતાં ન છુપાવવામાંજ ફાયદો છે એમ મનસુખ સમજી ગયો. એ સમય દરમ્યાન હું ઓફીસમાં હાજર નહોતો એમ કબુલ કરી દેવામાં નોટોની બાબતમાંથી પોતે સહેલાઇથી મુકત થઇ જતો હોય તો શા માટે તે કબુલ નહિ કરવું ? મનસુખે પોતે તે વખતે હાજર નહોતો—તે કબુલ કરી દીધું.

"એટલે શું, તું ત્રણ કલાક સુધી ગેરહાજર હતો ?" ગુલાબરાય બોલી ઉઠયા.

"હાજી, અને તેથીજ હું કહું છું કે આ નોટ વિષે હું કાંઇ જાણતો નથી." મનસુખે નિડરપણે ઉત્તર આપ્યો, કેમકે આરોપ કરતાં ઠપકો સારો !

'ઠીક છે !" ગુલાબરાય વિચારમાં પડયા. મનસુખની બેદરકારી માટે તેમને ક્રોધ તો ચઢ્યોજ હતો, પરંતુ બીજી એક ગુંચવણ તેમના ધ્યાનમાં આવી હતી. જો મનસુખ રખડવા ગયો હતો, જમનાદાસ માંદો—ગેરહાજર હતો અને રણજીતના કહેવા પ્રમાણે બહારનું કોઇ માણસ આવ્યું નહિ હતું, તો પછી નોટ ગઇ કયાં ? તેમણે ફરી રણજીતને બોલાવ્યો.

રણજીત આવ્યો. કોણ જાણે શાથી તેના મનમાં ભય હોય એમ લાગતું હતું, છાતી ધબકતી હતી, પગ ધ્રૂજતા હતા; જો કે ગુલાબરાય તે જોઇ શકતા ન હતા. કદાચ રણજીત જાતેજ

એ અવસ્થાનું કારણ સમજ્યો ન હોય.

ગુલાબરાયે રણજીતને પૂછ્યું:—"ત્યારે આમાં મારે શું સમજવું ?"

"નહિ સાહેબ ! હું આપને ખાત્રી આપું છું કે આપ અહીંથી ગયા અને પાછા આવ્યા તે દરમ્યાન બહારનો કોઈ પણ માણસ આવ્યો ન હતો. એક હસમુખભાઈ સિવાય."

"વારૂ, તારા ભાઇ અહીં એકલા હતા તે દરમ્યાન કોઇ આવ્યું હોય તો ?"

"તે વખતે પણ કોઇ નથી આવ્યું. મારો ખાત્રી છે."

"તને ખાત્રી ગમે તેવી હોય તો પણ તું ફરી એક વાર હસમુખને પણ એ બાબત પૂછી જોજે. આજે બપોરની રજામાં તું તેની ઓફીસમાં જજે."



## પ્રકરણ ૧૪ મું

## પોલિસ નહિ ! પોલિસ નહિ ! !

મનસુખ બબડવા લાગ્યો: “અરે ! એ તો વહેમનું ઝાડ છે ઝાડ...એક વાત પકડી તે પકડી ! છોડશે નહિ ! પોતે જાણે છે તો ખરા કે પોસ્ટઓફીસના ભૂખે મરતા કારકુનો ને ટપાલીઓ સિવાય કોઈ આ નોટને ચોરે એમ નથી. છતાં પૂછી પૂછીને આપણો દમ કાઢી નાંખશે ! અને નકામા ધક્કા ખવરાવશે...”

“પણ આ તાર જોયો ને !”

“અરે, તેમાં શું થઈ ગયું ? એ મુંબાઈનો બેડો શું જાણે ? અરે, કોઈ પણ શું જાણે કે નોટ કોણે લીધી છે ? મારી તો ખાત્રીજ છે કે એ તો ટપાલ ઓફીસમાંજ નોટ ચોરાઈ છે. એ બિચારા પણ શું કરે ? એ લોકોને પગાર કેટલો બધો થોડો આપે છે...મોટા ઓફીસરો ઉઘાડે છોગે લાંચ લે, તો આ નાના લોકો છાની રીતે હાથ મારે.”

“પણ તે કાગળનું સીલ તો અનામત હતું.”

“જહાન્નમમાં જાય એ સીલ ! નોટ સૂર્યપુરથી મુંબઈની વચમાં કેવી રીતે ચોરાઈ, તે એ રમણિક પણ શું જાણે ? તેનામાં અક્કલ કેટલી ? મારાથી તો છ મહિને નાનો છે ! શેઠ પોતે આવું જોખમનું કામ કરે અને પૈસા જાય એટલે આપણને ખોટા ત્રાસ આપે એ શું ?”

રણુજીતે બપોરે ભાઇની ઓફીસમાં જઇ બનેલી હકીકત કહી.

હસમુખ હસ્યો. "ઓહો ! ત્યારે એ નોટ ચોરાઈ પણ ખરી ! તે દિવસેજ મેં કહ્યું હતું કે રમણિકને બદલે મને એ મળે તો?... પરંતુ આખરે મને પણ નહિ અને રમણિકને પણ નહિજ મળી ! તું પણ તેમાં મને શું પૂછવા આવ્યો; અને નોટ ગઇ તેમાં ગુલાબરાયને શું ધા લાગી જવાનો હતો ? એની પાસે ઘણી મિલકત છે. બીજી પચાસ રૂપીઆની નોટ બોડે ! એમાં તે શું આટલી ધાંધલ કરવી ?"

રણજીતને આ હાસ્ય નહિ રૂચ્યું. તેણે કહ્યું:—"તેમને એ એ બાબત જો આપણે તપાસ કરવાની ના કહીએ તો કદાચ સંશય આપણા પર જ આવે. કેમકે ઓફીસમાં તમે અને હું બેજ હતા."

અંતે હસમુખે કબુલ કર્યું:—"ઠીક છે. હું થોડી વારમાં કે સાંજે તારી ઓફીસમાં આવી મિ. ગુલાબરાયને મળી તેની ખાત્રી કરી આપીશ કે હું હાજર હતો, તે દરમ્યાન કોઇ બહારનું આવ્યું ન હતું."

રણજીત પાછો ઓફીસમાં આવ્યો. ગુલાબરાયે પૂછ્યું, "કેમ, હસમુખને મળી આવ્યો ?"

"હાજી. તેઓ કહે છે કે ઓફીસમાં કોઇ આવ્યું ન હતું. હમણાં થોડી વારમાં તે મળવા આવવાના છે." રણજીતે કહ્યું.

"ઠીક." ગુલાબરાયે કહ્યું અને પછી બંને કામે વળગ્યા.

સાંજે ઓફીસ બંધ થવાનો વખત આવ્યો ત્યાં સુધી હસમુખ આવ્યો નહિ. અંતે રણજીત ઘેર જવા નીકળ્યો. તે વખતે હસમુખ સામો મળ્યો. રણજીતે કહ્યું:—"તમે હજુ જાઓ. ગુલાબરાય પોતાની રૂમમાં બેઠા છે. કામકાજને લીધે તમને મોડું

થયું હશે એમ ધારીને તેઓ તમારી વાટ જૂએ છે."

હસમુખે કહ્યું:—"ઠીક, તું ઘેર જા. કદાચ મને આવતાં મોડું થાય તો જમવાને માટે મારી વાટ જોશો નહિ."

હસમુખ અને રણજીત છુટા પડ્યા. રણજીત થોડે દૂર ગયો અને એક રસ્તા પર વળતો હતો, તે વખતે એક માણસ મળ્યો. રણજીતે ઓળખ્યો. તે પેલો એલીફ હતો.

એલીફ રણજીતને જોઇને હસ્યો અને બોલ્યો:—"હવે કાંઇ ગભરાવાનું નથી, રણજીત! હવે તો હસમુખે તેમને થોડુંક ચૂકવી દીધું છે અને વાદીએ વારંટ પાછું ખેંચી લીધું છે. એણે ઠીક કર્યું. નહિ તો મારે નછૂટકે એમ કરવું જ પડત...જો કે હાલ પચીસેક જ આપ્યા છે, પણ કાંઇ નહિ. ધીમે ધીમે બધું ચૂકવી દેશે તો ચાલશે." એમ કહી તે ચાલ્યો ગયો.

પણ રણજીત તો તેના આ શબ્દો સાંભળી સજ્જડ થઇ ગયો. જાણે તેના ઉપર વિજળી તૂટી પડી હોય એમ એને લાગ્યું. "આનો અર્થ શું? હસમુખભાઇ એકલા નોટની ચોરી વખતે હાજર હતા અને હવે તેમણે નાણાં ચૂકવવા માંડયાં છે! એટલે શું? ચાર દિવસ પર તો પેલે રસ્તે થઇને જતાં અચકાતા હતા અને આજે એમના પરનું વારંટ પાછું ખેંચાયું છે! એટલે શું નોટમાં તેમનો હાથ ખરો?"

રણજીતના શરીરમાંનું લોહી ઠંડું થઇ ગયું! તેનું હૃદય એકાએક જોરથી ધબકવા લાગ્યું. જાણે પાસેના મકાન કે પાવાગઢનો પહાડ માથા ઉપર તૂટી પડયો! રણજીત! શૂન્ય થઇ ગયેલો રણજીત! તે ત્યાં ઉભો જ રહ્યો!

ઘેર વાળુ વખતે હસમુખભાઇ જરા મોડા આવ્યા. તે આનંદમાં દેખાતા હતા. તેમણે નોટ ખોવાયા વિષે કોઇને કાંઇ

કહ્યું નહિ. રણજીત તો દુઃખમાં દટાઇ ગયો હોય એવો શાંત અને ગંભીર થઇ ગયો હતો. કુસુમે તેનું કારણ પૂછ્યું. "મારૂં માથું દુઃખે છે." એમ તેણે ઉત્તર આપ્યો અને તે જુઠો ન હતો. રણજીતનું માથું ખરેખર દુખતું હતું !

અત્યાર સુધી તેમને ભાઇની વર્તણુક–હિલચાલ–અગમ્ય, વિચિત્ર, નહિ સમજાય તેવી લાગતી હતી, પરંતુ પેલા એલીફના એક શબ્દથી સંશયનો પહાડ તૂટી પડ્યો ! રણજીતના મગજમાં હસમુખની વર્તણુક અને તેના હેતુઓ એક પછી એક સાંકળીના આંકડા પેઠે ગોઠવાવા લાગ્યા. ભાઇનું ઉડાઉપણું, તેથી થયેલું ગુપ્ત દેવું, અમુક રસ્તે જવાની અશકિત, એમને અપાયલું વારંટ, થોડા દિવસ પછી તે વારંટનું પાછું ખેંચાવું, ભાઇ પહેલાં આર્થિક સંકડામણને લીધે બાપાજીને કલકત્તે મોકલવાના ખર્ચમાં મદદ આપી શકતા ન હતા તે માત્ર ગયા શુક્રવાર પછી જ આપવાને તૈયાર થયા, એ વગેરેથી રણજીતનું મગજ ફરી ગયું અને વિચારની ભયંકરતાને લીધે તે ધ્રૂજી ઉઠ્યો.

બીજે દિવસે પણ ઓફીસમાં એજ વાત ચાલી. મિ. ગુલાબરાય, જમનાદાસ અને મનસુખ બધા એજ વિષય પર વાતો કરતા હતા. મનસુખ તો પોસ્ટ ઓફીસવાળાનેજ પેટ ભરીને ગાળો દેતો હતો. રણજીત કાંઇ ઝાઝું બોલતો નહિ. તે ભયમાં ગ્રસ્ત થઇ ગયો હતો. તે ન છુટકેજ બોલતો.

રણજીતની એવી વર્તણુંકથી ગુલાબરાયનું ધ્યાન ખેંચાયું તેણે તેને એક વાર પોતાની રૂમમાં બોલાવી પૂછ્યું:—"અલ્યા રણજીત ! તું કેમ આમ થઇ ગયો છે ? જાણે તેંજ નોટ ચોરી હોય ને ? તેં તેવું કર્યું તો નથી ને !"

"ના સાહેબ, મેં તો નથીજ કર્યું." રણજીતે ધીમે સાદે ઉત્તર આપ્યો. પરંતુ એ બોલતાં તેનું મુખ પ્રથમ રાતું થઇને

ફીક્કું પડી ગયું ! શા માટે ? પોતે નહિ તો પણ પોતાના ભાઈએ તે કર્યું હતું ! અને તેને માટે એને કેમ નહિ લાગે ? અલબત્ત, લાગેજ. પોતાના સ્નેહી સંબંધીથી થયેલો અપરાધ પણ સજ્જન માનવીઓને તો પોતાથીજ થયેલો હોય એમ લાગશે.

"સ્વકીય કેરાં દીલ કંપવાનાં—
કરે કુકર્મો કદી આપ્ત સ્નેહી."

પાંડુસુત ધર્મરાજને દુર્યોધનનાં દુષ્કૃત્યોથી જેવું દુઃખ થતું તેવુંજ દુઃખ અત્યારે રણજીતના હૃદયમાં થતું હતું. તેના મુખ પરના ભાવો અને વિકારો એ મનોવેદનાનુંજ પરિણામ હતું. મિ. ગુલાબરાયે એ વિકારો જોયા; પરંતુ પોતાના પ્રશ્નથી રણજીતના મનમાં દુઃખ થયું હશે એમ ધારી કહ્યું:

"તું કાંઈ મનમાં લાવતો નહિ, રણજીત ! હું કાંઇ તારા પર વહેમ લાવતો નથી. તારા પર કે મનસુખ પર કોઇ પર મને વહેમ નથી. જો કે મનસુખની બેદરકારી અને બીજી કુટેવોને લીધે હું તેને માટે તારા જેટલી ખાત્રી રાખી શકતો નથી"

"નહિ સાહેબ, મનસુખે તો એ નોટને હાથ પણ અડાડ્યો નથી. હું તેને માટે આપને ખાત્રી આપું છું. તે તો નિર્દોષજ છે."

"હું પણ તેમજ કહું છું. મને મનસુખ પર જરા પણ શક નથી. કારણ કે તે તો એ વખતે હાજર પણ નહોતો. છતાં એનો ભેદ તો મને પળે પળે ગુઢ થતો લાગે છે, તેથીજ હું મુંઝવાઉં છું. જો કાલ સવાર સુધીમાં આનો કાંઈ પત્તો નહિ લાગશે તો હું આ બાબત પોલિસના હાથમાં મૂકીશ."

પોલિસનું નામ સાંભળીને રણજીત ભડકી ઉઠ્યો. આ બાબત

પોલિસના હાથમાં ગઇ એટલે હસમુખભાઇ પોલિસના હાથમાં–આખા કુટુંબની કીર્તિને કલંક–આખા કુટુંબના પોષણ માટે ફાંફાં–અને એવું ઘણું ઘણું! પોલિસ શબ્દના ઉચ્ચાર માત્રની સાથેજ રણજીતના મગજમાંથી એ બધા વિચારો એકદમ પસાર થઈ ગયા અને તે ગભરાટમાં બોલી ઉઠયો: "નહિ, નહિ, સાહેબ, આ બાબત પોલિસના હાથમાં મૂકશો નહિ. પોલિસ નહિ! પોલિસ નહિ!!"

મિ. ગુલાબરાય આશ્ચર્યચકિત થઇને જોઇ રહ્યા. તેમને કાંઇ વહેમ પણ પડવા માંડયો. તેમણે પૂછયું:–"કેમ?"

"કારણ કે એમ કરવાથી કાંઇ ફળ આવશે નહિ. પોલિસ કાંઇ કરી શકશે નહિ અને આપને તથા અમને નાહક તકલીફમાં ઉતરવું પડશે." રણજીતે કાંઇ ચિત્તને ઠેકાણે લાવીને સમજુતી આપી.

"તે બધું મારે જોવાનું છે." ગુલાબરાયે કહ્યું.



## પ્રકરણ ૧૫ મું

## કોમળ હૈયાંને કારમો ઘા!

રણજીત સાંજે ઘેર ગયો.

ત્યાં ઘરમાં નોટની ચોરીવાળી વાત પ્રસરી ગઇ હતી. મનસુખ અને મધુસુદન નિશાળેથી એ વાત લાવ્યા હતા અને ઘરમાં ફેલાવી હતી. રાતે વાળુ વખતે તેજ વાત ચાલી.

"અરે, બહારનું કોઇ આવ્યું ન હતું. ચોરાઇ ત્યારે તો જમનાદાસ, મનસુખલાલ અને રણજીતભાઇ સિવાય બીજું કોઇ નહોતું."

"જમનાદાસ ક્યાંથી હોય? તેનું તો માથું ફુટયું હતું."

"પોસ્ટઓફીસવાળાએ ચોરી કરી હશે."

"ના રે. એમણે તો તાર મોકલ્યો છે કે તમારી ઓફીસમાંજ નોટ ચોરાયલી હોવી જોઇએ."

"હવે, ના ભાઈ! તું શું જાણે? એ તો સીલ બાબતનો તાર હતો." મધુસુદને ભાર દઈને કહ્યું.

રણજીતે એમનેજ વાતો કરવા દીધી. પોતે મૂગોજ રહ્યો. એનું માથું દુઃખતું હતું. જ્યારે કોઈ તેને પૂછતું કે "રણજીત, આમ થયું હતું કે?" "તેમ થયું હતું કે?" ત્યારે તેને ન છૂટકે જવાબ આપવો પડતો, અને એના તૂટક જવાબો પરથી

વાળુ પૂરું થતાં સુધીમાં બધાંએ ખરી વાત જાણી કે નોટ ચોરાઈ તે વખતે કોણ કોણ હાજર હતું. પ્રિય વાચક! તું તો તે સમજી શકશે.

કુસુમ–ચતુર કુસુમે જોયું કે રણુભાઇની આજની સ્થિતિ કાંઇક અસામાન્ય છે! પ્રથમ તેણે ધાર્યું કે હસમુખભાઈ હજુ ઘેર આવી પહોંચ્યા નથી, તેથી તેને ફિકર થતી હશે. એજ ચિંતા કુસુમને પોતાને પણ હતી. "શું મોટાભાઇ પકડાયા હશે?" એવો ભય કુસુમને વારંવાર ધ્રૂજાવતો. અત્યારે રણુભાઇને આવી સ્થિતિમાં જોઇ તેને પણ એ ભયંકર વિચારજ આવ્યો!

વાળુ પૂરું થયું કે તરતજ કુસુમે રણજીતભાઇને પોતાની પાસે બોલાવ્યો. તે બિચારીના હોઠ ભયથી ધોળા પૂણી જેવા થઇ ગયા હતા.

"રણજીત! હસમુખભાઇ ક્યાં છે? તે કેમ નથી બોલતો? તેનું શું થયું? તે ક્યાં છે? તેને કાંઇ થયું તો નથી?" કુસુમે એકસાથે સવાલો પૂછી નાંખ્યા.

"તેને? તેને કાંઇ થયું નથી. બહેન, તેને હવે કાંઇ થાય એમ નથી."

"તે બેલીફને હાથે પકડાયા તો નથી?"

"ના રે! હવે તો તેમણે ચૂકવી દીધું છે, એટલે કાંઇ ભય નથી."

"કેવી રીતે તેમણે ચૂકવી દીધું છે?"

"હું તે જાણતો નથી. હસમુખભાઇ પોતાની બધી વાત મને કહેતા નથી." રણજીતે ટૂંકો ઉત્તર આપ્યો.

કુસુમ થોડો વખત ચુપ રહી રણજીત સામે નજર માંડી જોઇ રહી. પછી એકાએક તેના ગળે વળગી રડી પડી બોલી:

"રણુભાઇ, આજે તને આ શું થયું છે? મને સાચું કહે. ઓ ભાઇ! તું કેમ આજે આવો થઇ ગયો છે?"

કોમળ જોરે કુસુમબહેનને દૂર કરવાનો પ્રયત્ન કરતાં રણુજીતે કહ્યું: "બહેન, મને કાંઇ નથી થયું!" પણ તેની આંખમાં આંસુ હતાં.

"ના કંઇક તો છેજ. રણુભાઇ, તું મને તો કહે! મને–તારી બહેનને નહિ કહેશે તો કોને કહેશે? ભાઇ, શું પેલી નોટની ચોરીનો તું વિચાર કરે છે?"

રણુજીતે પોતાના બંને હાથ વડે મ્હોં ઢાંકી દીધું. ટેબલ પર માથું ટેકવી તે બળતે હૃદયે બોલ્યો: "કુસુમબહેન, તું શાંત રહે. તારાથી એમાં કાંઇ થાય એમ નથી."

કુસુમની ઉત્સુકતા વધી અને તેનો ભય પણ વધ્યો. તે બોલી: "પણ ભાઇ, છે શું? તે તો મને કહે. શું તને એમ લાગે છે કે એ ચોરીનું આળ તું ઓફીસમાં હાજર હતો તેથી તારા પર આવશે?"

"કુસુમબહેન, કહેવામાં કાંઇ લાભ નથી. એ તો બીજું કાંઇ નહિ પણ એક વધુ દુઃખ આપણે સહન કરવાનું! બહેન, તું મને વધારે કાંઇ પૂછીશ નહિ."

કલંકની ભયંકરતા અને આફતની ઝાંખી કુસુમની દૃષ્ટિ આગળ તરવા લાગી. "હું અને હસમુખભાઇ બે જણાજ તે વખતે હાજર હતા!" એ રણુજીતના શબ્દો તેના મગજમાં ઉછ-ળ્યા પણ તેણે તેને હાંકી કાઢયા. રણુજીત પર વ્હેમ? હસમુ-ખભાઇ પર વ્હેમ? અરે રાયજીના ઘરના કોઇ પણ માણુસ પર વ્હેમ કેમ લાવી શકાય? એ કદી બને નહિ!

છતાં કુસુમે પૂછી જોયું:–"રણુભાઇ, તેં તો એ કામ નથીજ કર્યું ને?"



આ તે હસમુખે તેનું ફરાક પકડ્યું એટલે તેણે પાકીટ જમીન પર ફેંકી દીધું! તેમાંથી દશ રૂપીઆની એક નોટ અને પાંચેક રૂપિયા બહાર ગબડી પડ્યા.

[ પાનું ૯૦

"નહિજ બ્હેન, એવું શું પૂછે છે ? એવું કરવા કરતાં તો ઝેર પીવું ઠીક." રણુજીતે દૃઢ ઉત્તર આપ્યો.

કુસુમ આગળ પૂછવા જતી હતી કે "ત્યારે હસમુખ ભાઇએ ?" પણ એ શબ્દો તેના મુખમાંથી બહાર નીકળ્યાજ નહિ—નીકળી શક્યાજ નહિ. એટલે તેણે બીજી રીતે એ વાત જાણવાનો યત્ન કર્યો.

"ભાઈ, તું કેવી રીતે જાણે કે હસમુખભાઇએ પોતાનું દેવું ચૂકવી આપ્યું છે ?"

"પેલા માજીસ્ટ્રેટના બેલીફ પાસેથીજ સાંભળ્યું છે અને તેને અપાયલી નોટીસ પાછી ખેંચાઇ છે."

"એમ ?" કુસુમે પૂછ્યું:—"પણ તે ક્યારે બન્યું ?"

"એ ત્રણ દિવસ પહેલાં અને નોટ ચોરાયા પછી !"

કુસુમે તે શબ્દોનો પડઘો મનમાં પાડયો. તેના હૃદયમાં કારમો ભય ફરી વળ્યો હતો. તે આગળ કાંઇ પૂછવા જતી હતી, એટલામાંજ દિવાનખાનામાંથી હસમુખભાઇના હાસ્યનો અવાજ આવતો સંભળાયો. કુસુમ તરત દીવાનખાના તરફ જવા લાગી. હસમુખ તેને તે તરફ આવતો સામો મળ્યો. ચિંતાતુર હૃદયે કુસુમે તેને પૂછ્યું:—"કેમ મોટાભાઈ, તમને આટલું બધું મોડું થયું ?"

"અરે, મારા રસ્તામાં એક વાઘ આવ્યો, તેને મારીને આવતાં વાર લાગી !" હસમુખે પોતાનું હાસ્ય ચલાવ્યું.

"તમે મોડા આવો છો, એટલે મારા મનમાં બહુજ ફિકર થાય છે, ભાઇ." કુસુમે કહ્યું.

એટલામાંજ નાનકડી કીકી દોડતી દોડતી ત્યાં આવી. તેણે પોતાનો એક હાથ પીઠ પાછળ સંતાડયો હતો અને બીજે હાથે લટકા અને ચાળા કરતી તે બોલી—

"કોઇનું કંઇ ખોવાય છે, બજારમાં વેચાય છે! બોલો, શું છે?"

હસમુખ તેને પકડવા ગયો. કીકી ખસીને દૂર ગઇ અને બોલી:–"તમારૂંજ કાંઇ કાંઇ છે. બજારમાં વેચાય છે. જૂઓ... હું નહિ આપું." એમ બોલી તે દૂરથી હાથ ઉંચો કરી દેખાડવા લાગી. તે હસમુખનું પૈસા રાખવાનું પાકીટ હતું. તેમાં પુષ્કળ પૈસા હોય એમ લાગતું હતું. કીકી પુનઃ ચાળા કરતી બોલી: "એમાં ખૂબખૂબ પૈસા છે. મને મઝા પડશે. હાં હાં!"

હસમુખ ચીઢવાયો. તે કીકીની પાછળ પડયો. કીકી ટેબલની આસપાસ 'નહિ આપું, નહિ આપું.' બોલતી આમથી તેમ દોડવા લાગી. અંત હસમુખે તેનું ફરાક પકડયું એટલે તેણે પાકીટ જમીન પર નાંખી દીધું! તેમાંથી દશ રૂપીઆની એક નોટ અને પાંચેક રૂપીઆ બહાર ગબડી પડયા!!

કીકી બોલી:–"જુઓ, જુઓ, કુસુમબહેન! એમની પાસે કેટલા બધા પૈસા છે? તે દિવસે તો કહેતા હતા કે મારી પાસે કંઇ નથી અને આટલા બધા પૈસા કયાંથી આવ્યા?"

ગબડી પડેલા રૂપીઆ ઉપાડી લેતાં હસમુખ જરા ક્રોધ કરી બોલ્યો:—"જોજે કીકી, ખબરદાર, હવે પછી તું મારી વસ્તુઓને અડી તો!" એમ કહેતો તે એ ઓરડામાંથી ચાલ્યો ગયો. કીકી કુદતી કુદતી તેની પાછળ દોડી; પણ એટલા બધા પૈસા એની પાસે કયાંથી આવ્યા? એ શબ્દો કુદરતી રીતે નિર્દોષ કીકી બોલી હતી, તે કોમળ શબ્દો કુસુમના હૈયા પર હથોડા પેરે પડયા! રણુજીત પણ ત્યાં હાજર હતો. તેની શી સ્થિતિ થઇ હશે તે વાંચકેજ કલ્પી લેવું!

પ્રેમાળ ભાઇ બહેન–રણજીત–કુસુમ પરસ્પર દીન મુદ્રાથી જોઇ રહ્યાં–વિચારમાં લીન થયાં!



## પ્રકરણ ૧૬ મું.

## ભોળા મિત્રે ભાંગરો વાટયો!

સૂર્યપૂરમાં મિ. બટુકલાલ નામના એક ડીટેક્ટિવ હતા. સામાન્ય રીતે તેમનામાં બુદ્ધિની ખામી જરા પણ ન હતી અને સૂર્યપૂરના ઘણા બદમાસી કેસો તેણે જ પકડેલા હતા. પરંતુ તેમને જરા પોતાનું ડહાપણ ચલાવવાની અને મીઠું મરચું ઉમેરવાની ટેવ હતી. બીજે દિવસે સવારના પહોરમાં મિ૦ ગુલાબરાયે બટુકલાલ ડીટેકટિવને બોલાવ્યા. ગયા શુક્રવારે બનેલા બધા નાના મોટા બનાવો તેમની પાસે વર્ણવ્યા. એ દિવસ દરમ્યાન મુંબાઇથી સીલવાળું પાકીટ પાછું આવી પહોંચ્યું હતું, તે તેમણે બટુકલાલના હાથમાં મૂક્યું. તે પાકીટનું સીલ હજુ જેવું ને તેવું જ સલામત હતું. રમણિકે પાકીટની ધાર ફાડીને જ કાગળ કાઢયો હતો. બટુકલાલ સર્વ હકીકત સાંભળીને વિસ્મય પામ્યા.

"તમે નોટનો નંબર લીધો છે?" અંતે તેમણે પૂછ્યું.

"ના." મિ૦ ગુલાબરાયે ઉત્તર આપ્યો:—"હું ભાગ્યેજ નોટોના નંબર નોંધું છું, પણ જેમને ત્યાંથી આવી છે તેમને ત્યાં કદાચ હોય."

બટુકલાલે આશ્ચર્યથી કહ્યું:—"એ તો બહુજ ખોટું. ત-

મારે નંબર તો લેવાજ જોઇએ. ધારો કે કોઇ તમને ખોટી નોટ પોરવી ગયું તો પછી—"

"પોરવી જાય જ કેમ ? હું સો ગળણે ગાળ્યા વગર નોટને કદી સ્વીકારતો જ નથી."

"નોટ પારખવામાં તમે ભલે ગમે તેવા બહોશ હો, પરંતુ તમારી નંબર ન લેવાની ટેવથી આ વખતે આ ચોરાયલી નોટ પાછી મળવી દુર્લભ છે."

'એ તો મારે કબુલ કરવું જ જોઇએ. પરંતુ હવે તેનો કાંઇ ઉપાય નથી. એ નંબર વિના જ આપણે એ નોટનો પત્તો લગાડવાનો છે. તમને બધી હકીકત યાદ રહી ગઇ ને ?"

"હા, તમે વર્ણવેલી હકીકત બરાબર મારા મગજમાં ગોઠવાઇ ગઇ છે. જુઓ, હું ફરીથી બોલી જાઉં છું. તેમાં ભૂલ થાય તો તમે સુધારજો-ગયા શુક્રવાર બપોરે તમે પચાસ રૂપીઆની એક નોટ તમારી કેશ બોક્સમાંથી કાઢી અને એક પત્રની ઘડી વાળીને તેને એક પાકીટમાં મુકી. તે પાકીટ તમે ગુંદરથી ચોંટાડીને બંધ કર્યું. તે વખતે તમારા બંને કારકુનો રણજીત અને મનસુખ હાજર હતા. કેમ ખરૂં ને?"

"હા. બરાબર છે."

"પછી તમે બહાર ગયા તેજ વખતે રણજીતનો મોટો ભાઇ હસમુખ ઓફીસમાં આવ્યો અને પછી તરત જ તમારો એક કારકુન મનસુખ ઓફીસ છોડીને બહાર ગયો. એટલે આ બંને ભાઇઓ થોડા વખત ઓફીસમાં એકલા રહ્યા. પછી રણજીત તો ઓફીસમાં પોતાના ભાઇને બેસાડી કલબમાં શીખવવા ગયો. તે ત્યાં તાળું જોઇને પાછો આવ્યો, એટલે હસમુખ ઘેર ગયો. અને રણજીત ઓફીસમાં કલાકેક બેઠો એટલે તમે પાછા આવી પહોંચ્યા. તે વખતે તમે કાગળને જે સ્થિતિમાં છોડી ગયા

હતા તેજ સ્થિતિમાં તમે જોયો."

"ફેર એટલોજ કે રણજીતે તે જમનાદાસની ટેબલ પર મૂકયો હતો." મિ. ગુલાબરાયે વચમાં જ કહ્યું.

"હા. બસ એટલુંજ ને ? પછી તમે એ કાગળ પર સીલ માર્યું અને ટપાલ નાખવા રણજીતને મોકલ્યો. પછી થોડી વારે તમારો કારકુન મનસુખ બહાર ગયો હતો તે પાછો આવ્યો. કેમ, બરાબર છે ને ?"

"હા. બસ, એટલા પરથી હવે તમને કોના પર શક આવે છે ?"

બટુકલાલ થોડી વાર વિચારમાં પડી બોલ્યોઃ—"જે હકીકત તમે વર્ણવી તે પ્રમાણેજ હોય તો મારી ખાત્રી છે કે રણ-જીત સિવાય બીજું કોઇ ચોર હોઇ શકે નહિ..."

"શું, રણજીત ચોર ?" ગુલાબરાય આશ્ચર્યથી બોલ્યા.

"હા. કારણ કે તે નોટની સાથે ઓફીસમાં એકલો હતો."

"પણ એમ તો હસમુખ પણ નોટની સાથે એકલો હતો." મિ. ગુલાબરાયે કહ્યું.

"તે ખરૂં. પણ હસમુખ કદી ચોરી કરેજ નહિ. હું તેને ઓળખું છું. તમે જાણતા હશો કે અત્યારે એ એક જોખમદાર પદવી પર છે. પોતાના બાપની જગા સાચવી રહ્યો છે. પચાસ રૂપીઆ જેવી નજીવી રકમ માટે તે પોતાની કીર્તિ કે સ્થિતિ જોખમમાં નાંખેજ નહિ..." ડીટેક્ટિવે દલીલો આપવા માંડી.

"પરંતુ જો રણજીત અપ્રમાણિક હોત તો આજ પહેલાં એને તેવું કરવાની ઘણી યે તક મળી હોત." મિ. ગુલાબરાયે દલીલ કરી. પ્રથમથીજ રણજીતને માટે તેમના પર સારી છાપ પડી હતી અને એ છાપ એકદમ ભૂસી નાખતાં તેમનું હૃદય

કચવાતું હતું. જો કે સંજોગો જોતાં તો તેમને પણ હસમુખ કરતાં રણજીત ઉપર શંકા લઈ જવાનું વિશેષ કારણ જણાતું હતું.

ડીટેકટિવે મિ. ગુલાબરાયને ઉત્તર આપ્યોઃ– "વકીલ સાહેબ, પોતાની પોણી જીંદગી સુધી નીતિમાન રહેલા માણસોનાં મન પણ લાલચ જોઈને ચળી જાય છે, એવા ઘણાયે દાખલા બન્યા છે. વળી કેટલીક વાર જ્યારે માણસ દેવામાં દટાઈ ગયો હોય અથવા પૈસાની અત્યંત સંકડામણમાં આવી પડ્યો હોય છે ત્યારે તે ગમે તે માર્ગે પણ દ્રવ્ય મેળવવા ચૂકતો નથી. એ આપ જાણતા હશો !"

"પણ રણજીતને એક પાઈનું પણ દેવું નથી, એ વિષે મારી ખાત્રી છે." ગુલાબરાયે કહ્યું.

"છતાં તમે જાણો છો કે વિનોદરાય દેસાઈ અને તેમનું કુટુંબ પેલી જાગીરની ખોટથી કેવી ભારે સંકડામણમાં આવી પડ્યાં છે !"

મિ. ગુલાબરાયે ઝાઝી દલીલ છોડી દીધી. ગમે તેમ કરીને પણ ડીટેકટિવ ખરા ચોરને પકડી શકે તો ગુલાબરાયને બીજું શું જોઈએ ? કાંઈજ નહિ. તેમણે તેની મતલબની સુચના આપીને બટુકલાલને રજા આપી.

બટુકલાલે આરંભમાંજ આપણા ભોળા જમનાદાસને ઘેર જઈને તેની મુલાકાત લીધી. તેને જોતાં વારજ જમનાદાસ તો બિચારો ગભરાવા લાગ્યો. બટુકલાલે તેને એક પછી એક સવાલો પૂછવા માંડ્યા.

"તમે રણજીતને બરાબર ઓળખો છો, ખરૂં ને ? કહો તેની ખાસ ટેવો શી શી છે ?"

"ખાસ ટેવો ? એટલે આપ શું કહો છો તે હું સમજી

શક્યો નહિ, સાહેબ" જમનાદાસે કહ્યું.

"એટલે એને બીજી કાંઇ આવક છે? એને હોટેલોમાં જવાની ટેવ છે? કાંઇ વ્યસન છે? એ કેવી રીતે પોતાના પૈસા ખર્ચે છે, તે વિષે તમે જેટલું જાણતા હો તે બધું કહી નાંખો."

"રણજીતભાઇને કાંઇ વ્યસન તો નથી: પણ કેટલીક વાર હું તેને મનસુખની સાથે હોટેલોમાં જતો દેખું છું ખરો. તેની બીજી આવક તો કલબમાંથી મળતા પગારનીજ છે. તે સિવાય બીજું કાંઇ હું જાણતો નથી." જમનાદાસે ટુંકામાં પતાવવા ઇચ્છયું.

"પણ હું એમ જાણવા માગું છું કે રણજીતને કેટલુંક દેવું છે?" ડીટેકટિવે જરા દાબીને પૂછ્યું.

જમનાદાસ માથું ખજવાળવા લાગ્યો. ધીમે ધીમે સંભારીને બોલ્યો:—"મને ચોક્કસ યાદ નથી, સાહેબ! પણ થોડા દિવસ પર રણજીતે જાતેજ મનસુખને કહ્યું હતું કે મને પચીસ કે પચાસ રૂપીઆનું દેવું છે. મને બરાબર હાલ યાદ નથી."

ડીટેક્ટિવ એથી ચમક્યો:—"શું? લગભગ પચાસ રૂપીઆનું દેવું?"

'હાજી, એટલુંજ હશે. પણ સાહેબ, એ તો એણે ક્યારે ચૂકવી પણ દીધું હશે. રણજીત પોતાનું દેવું વધારે વખત રાખે એવો નથી."

"ખરી વાત છે." ડીટેક્ટિવે કુતૂહલથી આનંદ પામતાં કહ્યું: "હું પણ એમજ માનું છું કે તેણે આજ સુધીમાં તો પોતાનું દેવું ચુકતે કરી દીધું હશેજ." એમ કહી તે જમનાદાસને 'સાહેબજી' કહી ચાલતો થયો. ભોળા બિચારા જમુકાકાને ખબર ન હતી કે તેમણે કેવી ભયંકર ચાવી આ ડીટેક્ટિવના હાથમાં સોંપી દીધી હતી.



# પ્રકરણ ૧૭ મું.

## અંધકારમાં મસલત

મધુસુદન નિશાળેથી ઘેર આવ્યો, તે વખતે એનો દેખાવ જોવાલાયક હતો. દફતરનો પટો તૂટી ગયેલો, એક બે ચોપડીનાં પાનાં છુટાં થયેલાં, કપડાં ધૂળથી ખરડાયલાં અને ઘુંટણ પર ચામડી સોરાઇ ગયેલી! સ્પષ્ટ માલમ પડતું હતું કે તે કોઈ સાથે મુક્કાબાજી કરી આવેલો હોવો જોઇએ.

આવતાંવેંતજ લક્ષ્મીએ તેને પૂછ્યું:-"કેમ, મધુ, આજે આમ કેમ? આજે કોઇ સાથે મારામારી કરી છે?"

મધુસુદન તરત જ બોલી ઉઠ્યો:-"અરે, એ જવા દે ને લક્ષ્મી, તારે શું પંચાત! હું તો એ સાળાને પૂરો જ કરી નાંખતે, પણ તોયે મેં એને ઠીક સ્વાદ ચખાડ્યો છે..."

એટલામાં કુસુમબહેને તેને જોયો અને તેના વિચિત્ર દેખાવનું કારણ પૂછ્યું. મધુએ કુસુમબહેનને નમ્ર થઇ ઉત્તર આપ્યો:

"હું શું કરું? કુસુમબ્હેન, આજે નિશાળેથી આવતાં પેલો પરસોતમ બધા છોકરાને કહેવા લાગ્યો કે ગુલાબરાય વકીલને ત્યાં જે ચોરી થઈ છે તે રણજીતભાઇએજ કરી છે...પછી બધા છોકરા મને ખરાબ ખરાબ-ચોરનો ભાઈ ઘંટીચોર-એવું કહીને

ચ્હીડવવા લાગ્યા, પછી હું શું કરૂં ?"

"તેં શું કર્યું પછી ?"

"મેં એ પરસોતમને માર્યો વળી...આવું આવું ચ્હીડવે તે કેમ ખમી રહેવાય ? શું રણજીતભાઈ ચોર ? એ બને જ કેમ ? અને એ હું કેમ સાંખી રહું ?"

સંધિવાથી પીડાઇ રહેલા—કોચ પર સુતેલા–વિનોદરાયે મધુસુદન તરફ નજર કરી અને ધીમે સાદે બોલ્યાઃ—"ક્ષમા ધીરસ્ય ભૂષણમ્! મધુ, બેટા, તું આજે જે કરી આવ્યો, તે વીર ધર્મથી ઉલટું છે, તે તને સમજાય છે ?"

મધુસુદન વધુ નમ્ર થયોઃ "પણ હું શું કરૂં બાપાજી ? એ લોકો મને આમ ખોટું ખોટું કહીને ખીજવવા લાગ્યા તે–એ તો અમારો મોનીટર વચમાં પડ્યો તેથી. નહિ તો એ પરસોતમને બરોબર બતાવી આપતે...એ-વાને તો એવું જ જોઇએ."

"બેટા, મધુસુદન, એવાને તો એવું જ આપવાની શક્તિ આપણામાં નથી, પરમેશ્વરમાં છે; તે ભૂલી નહિ જા. એવાને એવું આપવાનો અધિકાર પણ પરમેશ્વરનો છે. આપણો નથી. જા, હવે ઘરમાં જઈ તારૂં મ્હોં ધોઇ નાંખ અને હવે ફરીથી આવું કરીશ નહિ."

મધુસુદન ઘરમાં ગયો, ત્યાં રણજીત પોતાની ઓરડી આ-ગળ મળ્યો. તેણે પણ મધુનો વિચિત્ર દેખાવ જોઇ કારણ પૂછ્યું: મધુએ ઉત્તર આપ્યો, "અરે, શું ભાઈ, એ તો બધી ધમાલ થઇ ગઇ...હરામખોરને મેં એવો તો ફટકાવ્યો હોત!...તમને નોટ ચોર કહે! આપણા કુટુંબમાં કોઇ માણસ ચોર હોઇ શ-કેજ કેમ!..."

બાળક મધુસુદનના શબ્દો સાંભળી રણજીતનું આખું શ-

રીર ધ્રુજી ઉઠયું. મધુ તો પોતાનું મ્હોં ધોવા ગયો પણ રણજીત મનમાં જ બોલી રહ્યો:—"નિર્દોષ મધુ ! તને શું ખબર કે કદી નહિ સંભવે એવી વાત આજે ખરી પડતી લાગે છે. ભોળા મધુ-સુદન ! એ પરસોતમ ખોટો નથી. આપણા કુટુંબમાં જ ચોર ! હું નહિ ને મારો ભાઇ હશે તો !"

તે આગળ કાંઈ બોલી શકયો નહિ. અંધકારમાં તેની પાછળ કોઇક ઉભું હતું. તેનો કોમળ હાથ રણજીતના ખભા પર પડયો અને એની વિષમય વિચાર માળાના મણકા ખુટયા !

રણજીતે ચમકીને પાછું જોયું. "કોણ ? કુસુમબહેન ?"

"હા. ભાઇ !" આંખમાં ઝળઝળીયાં સાથે કુસુમના કોમળ મુખમાંથી અસ્ફુટ ઉચ્ચાર આવ્યો.

કયારનીયે કુસુમબહેનની દૃષ્ટિ રણજીતની સાથે વાત કરવા તક શોધી રહી હતી. ગઇ કાલે જે ભયંકર આફત એ સમ-હૃદયી ભાઇબહેનના મનોરાજ્યમાં ખટકયા કરતી હતી, તેને વિષે ખુલાસે વાત કરવાનો પ્રસંગ હજુ સુધી મળ્યો નહતો.

કોમળ શબ્દોથી કુસુમે રણભાઇને પોતાના તરફ ખેંચ્યો. ઓરડાનું બારણું બંધ કરી સાંકળ ચઢાવી. બંને જણા પળવા-ર ગરીબ ગાય જેવી મુદ્રાથી પરસ્પર મીટ માંડી જોઇ રહ્યાં. અંતે રણજીતના હોઠ ધીમે ધીમે ઉઘડયા.

"બહેન, કુસુમબહેન, હવે આપણી કસોટી છે.. હવે આપણે સહન કરવા તૈયાર થવાનું છે... એ કામ ગમે તેવું ભારે હોય, તોયે આપણે તેની સામે થવાનું...ઓ બહેન, આ-પણા બાપાનું ગમે તેમ થાય તો પણ એના પરથી સંશય ખેંચી લેવાવો જોઇએ"

"આપણે શું સહન કરવું પડશે ? રણભાઇ ?'

"આ કેસ છુપી પોલિસના હાથમાં મૂકવામાં આવ્યો છે

અને એ લોકો કદાચ જાહેર રીતે તપાસ ચલાવશે. કુસુમ બહેન ! એ લોકોને મારા પર સંશય છે. મધુએ માર્યો તે પરસોતમ જૂઠો નથી. તેને મધુ આજે અમસ્તોજ મારી આવ્યો છે..."

કુસુમ એક મોટા પેટારાની બાજુમાં અઢેલીને ઉભી હતી. તેણે પોતાના મુખ ઉપર હાથ ફેરવી ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. "ભાઇ, તેં કયાંથી જાણ્યું કે સંશય તારા પર છે ?"

"મેં જાણ્યું, અથવા અનુમાન કર્યું છે અને મારૂં અનુમાન ખોટું નથી. આજે ઓફીસમાં મને જમનાદાસ કહેતો હતો કે સવારે પેલો ડીટેકટીવ બટુકલાલ મારે ત્યાં આવીને તમારે વિશે ઘણી પુછપરછ કરી ગયો હતો ! કુસુમ, બહેન, એ સારૂંજ છે. ભલે તેઓ મારા પર વહેમ રાખે !...હસમુખભાઇ બચી જાય ! ઓ પ્રભુ ! મને એ સહન કરવાનું બળ આપો !"

થોડીવાર બંને શાંત રહ્યાં. અંતે કુસુમ બોલી:—"એ તો બહુજ ભારે અન્યાય થશે. તું એને બદલે સહન કરે !"

"કુસુમ બહેન ! અન્યાય થશે, પણ તે આપણે થવા દેવો પડશે. બહેન, જો અત્યારે હસમુખભાઇ પકડાય તો તેથી આપણા આખા કુટુંબને સહન કરવું પડશે...બાપાજીની ઉજ્જવળ કીર્તિને કલંક લાગે, તેમની નોકરી જાય, પગાર આવતો બંધ થાય, એટલે આપણને ખાવાનાં પણ ફાંફાં પડે. કુસુમ બહેન ! અત્યારે તો હસમુખભાઇ આપણા બધાંના આધાર છે. ગમે તે ઉપાયે તેમનું રક્ષણ થવું જોઇએ. અને તે હું કરીશ...બહેન, એ કાર્યમાં તું મને મદદ કરશે ?"

કુસુમ ઉત્સુક પણ દીન નેત્રે જોઇ રહી.

રણજીતે કહ્યું:—"એટલે જ્યારે મારા પર જાહેર રીતે આરોપ મૂકવામાં આવે તે વખતે તું ધીરજ રાખી રહીશ ?

દઢતાથી સહન કરીશ, બહેન ?"

કુસુમ ઉત્તર આપી શકી નહિ. એવે કારમે સમયે–જ્યારે પોતાના સગા ભાઇ ઉપર–નિર્દોષ ભાઈ ઉપર–ચોરીનો આરોપ મૂકવામાં આવે અને તે ખોટો છે, એમ પોતે જાણતી હોય; છતાં તે ધીરજથી સહન કરી લેવાની પોતાનામાં શક્તિ હશે કે નહિ તે વિષે કુસુમ ભ્રમણામાં પડી. પણ જો એ શકિત પોતામાં ન હોય તો પણ તે ક્યાંથી મેળવવી એ કુસુમને ખબર હતું. તેણે પોતાની દૃષ્ટિ ઉંચી કરી. બંને કોમળ હાથ પોતાની ધબકતી છાતી પર મૂકીને બોલીઃ—"પ્રભો ! એને આ શું સૂઝયું ! અરેરે ! આ શું સૂઝયું ! ઓ હરિ ! અમને એ દુઃખ પણ સહન કરવાની શકિત આપ."

"હિંમત રાખજે કુસુમબહેન, એ લોકો મને પકડીને કદાચ ન્યાયની કોર્ટમાં લઈ જશે, મને કેદીના પાંજરામાં ઉભો રાખીને સવાલો પૂછશે, એ બધું તારે સહન કરવાનું...ગમે તે દુઃખે પણ મારે અને તારે–આપણે બંનેએ મળીને મોટા ભાઇનું રક્ષણ કરવાનું છે."

કુસુમે કાંઇ ઉત્તર ન આપ્યો. તે ઉંડા વિચારમાં પડી ગઇ હતી. તેનાં મનોહર નેત્રમાંથી અશ્રુના રેલા ચાલતા હતા. એકાએક તે રણજીતને ખભે હાથ મૂકી બોલી ઉઠીઃ—રણભાઇ ! શું કાંઇ પણ ઉપાય નથી ? શું એની નિર્દોષતાનો કાંઇ પણ સંભવ નથી ?"

નિરાશ વદને રણજીતે ઉત્તર આપ્યો;—"હું તો જોઇ શકતો નથી. અમારા બે સિવાય ત્રીજું કોઇ એ નોટની પાસે આવી શક્યું જ ન હતું. મનસુખ પણ બપોરનો રખડવા ગયો હતો, તે છેક હું ટપાલ નાંખી આવ્યો ત્યાર પછી જ પાછો આવ્યો હતો. એટલે એનું તો કોઇ નામ પણ લઇ શકે નહિ. બહેન, એ

તો મોટા ભાઇએ જ. અરેરે ! સંકડામણની વખતે કેવા કેવાઓ પણ ભાન ભૂલી જાય છે ! એમણે પોતાના દેવાની જબરદસ્તીને લીધે ભાન ગુમાવ્યું ..."

"પણ શું એમને પકડાવાનો જરા પણ ભય ન લાગ્યો ?" કુસુમે આશ્ચર્યથી કહ્યું.

"કોણ જાણે ? કદાચ તેમણે એમજ ધાર્યું હશે કે આ તો સંશય તો ટપાલખાતાં ઉપર જ પડશે અને જો કાગળને પાછળથી સીલ કર્યું ન હોત તો એવું જ થતે ! અરેરે ! એ પાકીટમાં નોટ છે, એમ મનસુખે બોલી દીધું ન હોત તો કેવું સારૂં થાત ?"

"શું તે એવું બોલ્યો હતો કે ?" કુસુમે પૂછ્યું.

"હા અને તે સાંભળીને જ હસમુખભાઇએ જાણ્યું," રણજીતે કહ્યું: "કુસુમબહેન ! તે વખતે ભાઇએ અચાનક એમ પણ બોલી દીધું હતું કે આ નોટ મને મળી જાય તો કેવી મઝા...! જો મને પ્રથમથી ખબર હોત કે ભાઇને ઓફીસમાં બેસાડી જવાથી આવું પરિણામ આવવાનું છે, તો તે દિવસે હું કલબમાં જતે જ નહિ."

"એવું કર્યું હોત તોજ ઠીક થાત. રણુભાઇ, તને ખબર છે ને કે હસમુખભાઇ રોજ રાત્રે બબ્બે વાગ્યા સુધી જાગે છે ?" કુસુમે કહ્યું.

"હા તે દિવસે આપણે જોયું હતું ! બહેન, તું જે ભય રાખે છે, તે ખોટો પડે તો કેવું સારૂં ?"

"દીનદયાળુ પ્રભુ કૃપા કરે ને તે ભય ખોટો પડે !"

"પ્રભુ કૃપાથી આપણું અનુમાન ખોટું પડે; પરંતુ તે દરમ્યાન આપણે આપણી ફરજ બજાવવા તૈયાર થવું જોઇએ. કુસુમ-

બહેન, બાપાજી અને બાના હિત માટે, આપણાં નાનાં ભાઈ-બહેનના હિત માટે—આપણે ગમે તે ભોગે પણ મોટા ભાઈનું રક્ષણ કરવાનું છે..."

કુસુમને પાછા એ 'ભોગ'ના વિચાર આવ્યા. તેણે પુનઃ પૂછ્યું:—"રણુભાઈ! શું એ લોકો તારા પર જાહેર રીતે કામ ચલાવશે?"

"ચલાવે પણ ખરા. બહેન, હું આજે બે દિવસ થયા તેને માટે તૈયાર થતો જાઉં છું. હું મારા હૃદય પથ્થરને જેવું કઠણ બનાવવા પ્રયત્ન કરી રહ્યો છું...કુસુમબહેન!"

પુનઃ એક વાર એ સમાન હૃદયી ભાઈબહેન પરસ્પર દીન મુદ્રાથી પળવાર જોઈ રહ્યાં. કુસુમનું હૃદય ભરાઈ આવ્યું. તે એકાએક રણજીતને વળાગી પડી. અને આંસુથી તેનો જમણો ખભો ભીનો કરતાં બોલી:—"રણુભાઈ! રણુ! પ્રભુ તને આ બધું સહન કરવાની શકિત આપો! ઓ સર્વશકિતમાન! અ-મારી અંધકારમય આફતોમાં તું એક અમારો સહાયો છે! તું અમારો આશ્રય છે! તું અમારૂં આત્મબળ છે! રણુભાઈ, એની પ્રાર્થના કરો. એ આપણને ઘણું બળ આપશે!"

એજ વખતે તેમને દિવાનખાનામાંથી બૂમ પડી. બેચાર જણના મોટેથી બોલવાના અવાજો સંભળાયા. સ્વસ્થ થઈ બંને જણા દિવાનખાનામાં ગયાં. ત્યાં જે દૃશ્ય જોયું તેનાથી બંને દિંગમૂઢ થઈ ગયાં.



## પ્રકરણ ૧૮ મું.

### ભ્રાતૃપ્રેમનો ભોગ.

પ્રિય વાંચનાર ! દિવાનખાનામાં એવું તે શું હતું કે જે જોઇને રણુજીત અને કુસુમ બંને દિગ્મૂઢ થઇ ગયાં.

બે કાળી ડગલીવાળાઓ દિવાનખાનાની વચ્ચે આવી ઉભા હતા. એક તરફ લક્ષ્મી અને બીજી તરફ શ્રીમુખબા—મધુસુદન—તનસુખ વગેરે ઉભાં હતાં. હસમુખ હજુ ઓરીસથી આવ્યો ન હતો. વિનોદરાય સોફા પર પડયા હતા. અને તેમની સાથે સિપાઇઓ વાત કરતા હતા.

"અમે આપના રણુજીતને લઇ જવા આવ્યા છીએ." તે બેમાંના એકે કહ્યું.

ગમે તેમ પણ સુર્યપુરમાં વિનોદરાય દેસાઇની શાખ સારી હતી. તેમનું નામ આખા ગામની શ્રેષ્ઠ વ્યક્તિઓમાં ગણાતું. એટલે અપરાધીને પકડવા આવનાર સીપાઇઓએ પણ તેમના પ્રત્યે નમ્રતાથી બોલવાનું રાખ્યું હતું. છતાં મધુસુદન તો ચ્હીડવાયો જ.

"શું તમે મારા ભાઇને પકડવા આવ્યા છો ? શું તમે રણુજીતભાઇને પેલી પચાશ રૂપીઆની નોટની ચોરીવાળી બા-

બત માટે પકડવા આવ્યા છો ? જાઓ જાઓ. તમે કોણ છો ? હું તમને કહું છું કે જે મારા ભાઇ પર ચોરીનું આળ મૂકે છે, તે જાતે જ..."

વિનોદરાયે તેને વાર્યો:—"મધુ, બેટા, તું ચુપ રહે. તને કોઇ બોલાવતું નથી. એ લોકો મારી સાથે વાત કરે છે. મને જ તેનો ઉત્તર આપવા દે."

સીપાઇઓ તરફ જોઇને—"તમને કોણે મોકલ્યા છે ?"

"અમે ડીટેકટિવ મી. બટુકલાલ તરફથી આવીએ છીએ અને તેઓ મી. ગુલાબરાય વકીલ તરફથી કામ કરે છે."

"અને તમે રણજીતને ક્યાં લઇ જવા માંગો છો ?"

"મેજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં."

"હેં ?" મધુસુદન બોલી ઉઠ્યો. તેના મનમાં તો એવું થતું હતું કે જાણે આ સિપાઇઓને મારી જ નાંખું !

સીપાઇના ઉત્તરથી એક પ્રકારની ગંભીરતા આખા દિવાનખાનામાં પ્રસરી ગઇ. પોતાનાં બાળકોની સચ્ચાઇ અને નીતિમત્તામાં શ્રદ્ધાવાળા વિનોદરાયનું હૃદય પણ ધબકવા લાગ્યું. તેમણે રણજીત તરફ ફરીને પૂછ્યું:—"રણજીત, તારે એમને શો ઉત્તર આપવાનો છે ?"

રણજીતે આ પ્રસંગ આટલો બધો ઉતાવળો આવી પહોંચશે, એવી સ્વપ્ને પણ આશા રાખી ન હતી. તે એકદમ ગુંચવાડામાં પડી ગયો હતો. પિતાજીના પ્રશ્નનો શો ઉત્તર આપવો તેની તેને સમજ પડી નહિ.

વિનોદરાયે પુનઃ પૂછ્યું—"રણજીત, તું આનો શું જવાબ આપે છે ?"

રણજીતે જવાબ આપવાને પ્રયત્ન કર્યો. પરંતુ તેના એક-

માંથી શબ્દો બહાર પડી શક્યા નહિ. વિનોદરાયને વહેમ પડ્યો. ગમે તેમ પણ રણજીતે કાંઇક ન કરવાનું કર્યું છે, એમ તેમને લાગ્યું. સીપાઇઓને તો ખાત્રી જ હતી.

વિનોદરાયે ત્રીજી વાર પૂછ્યું:—"રણજીત, હું ધારું છું કે તું નિર્દોષ છે."

"હાજી, હું...નિર્દોષ...છું." રણજીતે અચકાતાં અચકાતાં ઉત્તર આપ્યો, પરંતુ એ ઉત્તરથી વિનોદરાયના મનમાંનો વહેમ વિશેષ મજબૂત થયો. તેમનું હૃદય વિશેષ જોરથી ધબક્યું.

રણજીત સીપાઇઓ તરફ ફર્યો:—"તમે મને પકડવા માટેજ આવ્યા છો?"

"હા. અમને બટુકલાલે મોકલ્યા છે."

"ઠીક, તો હું તમારી સાથે આવું છું. પરંતુ તમે કોઇ જાતની ગડબડ ન કરશો. હું તમારી સાથે શાંતિથી આવવા તૈયાર છું." રણજીત એમ કહી સીપાઇઓ પાસે જઇ ઉભો.

"તમે બહુ જ ડાહ્યા જણાઓ છો. ખરેખર, કાયદાની સામે થવામાં કાંઇ ફાયદો નથી." એક સીપાઇએ કહ્યું.

પરંતુ રણજીતની વર્તણુંક જોઇને વિનોદરાય, શ્રીમુખબા, કીકી, મધુ–તનુ, બધાંયે ગભરાટમાં પડી ગયાં હતાં. આ શું? રણજીત જાતેજ સીપાઇઓની સાથે જવા તૈયાર થયો છે! એ જાતેજ અપરાધ કબૂલ કરે છે! વિનોદરાયને તો બહુજ દુઃખ થયું. અત્યંત ગળગળે અવાજે તે બોલ્યાઃ—

"રણજીત, રણજીત, આ શું?"

"કાંઇ નહિ. બાપાજી, આપ ખાત્રી રાખશો. હું નિર્દોષ છું. મારે કાયદાને માન આપીને અત્યારે તો જવુંજ જોઇએ. પછી થવાનું હશે તે થશે." રણજીત બા તરફ ફર્યો અને બોલ્યો:—"હું જાઉં છું. બા, ધીરજ રાખજો. કુસુમબહેન ધીરજ

રાખજો..."

કુસુમની આંખમાં પુનઃ આંસુ આવી ગયાં. ઓમુખબા, તનુ, કીકી બધાંય ભયથી રોવા જેવાં થઈ ગયાં. મધુસુદન તો આવીને રણજીતને બાઝી પડયો અને ડુસકાં ખાતાં બોલ્યો:—"તમે અપરાધી નથી ને? હેં ભાઈ, તમે અપરાધી નથી ને?

રણજીતે તેને દૂર કરતાં ઉત્તર આપ્યો:—"હું અપરાધી નથી. મધુ, હું અપરાધી નથીજ. પણ મારે જવાબ આપવા જવું જોઇએ."

"ચાલો, અમને વાર લાગે છે." પેલા સીપાઇઓમાંનો એક બોલ્યો. તેણે રણજીતનો હાથ પકડવા માંડયો. એટલે રણજીતે કહ્યું:—"એટલું પણ કરવાની જરૂર નથી. જમાદાર સાહેબ! હું તમારી સાથે ચુપકીથી આવું છું. હું સામા થવાનો જરા પણ પ્રયત્ન કરવાનો નથી. તમે રસ્તામાં જરા પણ હોહા થવા દેશો નહિ. મારા ઉપર વિશ્વાસ રાખજો, ચાલો."

સીપાઇઓએ વિશ્વાસ રાખ્યો. પળવારમાં તે ત્રણ જણા મેજીસ્ટ્રેટની કોર્ટ તરફને રસ્તે ચાલતા થયા. વિનોદરાયના દિવાનખાનામાં એ વખતે જાણે કારમો કેર વર્તી રહ્યો હતો. કીકી ભયથી ગમગીન થઇ જઇને લક્ષ્મીને બાઝી પડી અને બોલી:—"ઓ માશી, માશી, એ લોકો આપણા રણજીતભાઇને કયાં લઇ ગયા? એમને શું કરશે? ઓ બા! ઓ માશી!"



## પ્રકરણ ૧૯ મું.

### ડીટેકટીવનું મનસ્વી ધાંધલ.

તેજ દિવસે મેજીસ્ટ્રેટની કોર્ટમાં મી. બટુકલાલે રણજીતને આ અપરાધની તપાસ માટે ઉભો કર્યો. સાથે કહેવું જરૂરનું છે કે મી. ગુલાબરાયે આ બધું કરવાની બટુકલાલને પરવાનગી આપી ન હતી તેમણે તો માત્ર એટલુંજ કહ્યું હતું કે આ કેસની શોધ ચલાવો; પરંતુ આગળ કહી ગયા તેમ મી. બટુક-લાલ જોઇએ તે કરતાં વિશેષ ડાહ્યા હતા. મી. ગુલાબરાય તે દિવસે સવારના કંઇક બહાર ગયા હતા. તેમને આ વિષે કાંઇ ખબર ન હતી.

હસમુખ પોતાની ઓફીસમાં બેઠો હતો. તેને ખબર પડી કે ઘેરથી રણજીતને મેજીસ્ટ્રેટની કોર્ટમાં પકડી ગયા છે. એ-ટલે તે તરતજ ઉઠીને તે તરફ જવા નીકળ્યો. રસ્તામાં જ તેમને મી. બટુકલાલના મોકલેલા માણસ સામા મળ્યા. તેમણે કહ્યું, “મી. હસમુખલાલ, અમે તમને તેડવા માટે જ આવતા હતા. કોર્ટમાં તમારી જુબાનીની જરૂર છે.”

પાંચ મિનિટમાં હસમુખ કોર્ટમાં જઇને ઉભો. ત્યાં રણજીત કેદીના પાંજરામાં ઉભો હતો. મી. બટુકલાલ મેજીસ્ટ્રેટની

આગળ ગયા શુક્રવારના બનાવોનું વર્ણન કરતા હતા. હસમુખને આવી પહોંચેલો જોઇને તેમણે મેજીસ્ટ્રેટ સાહેબને તેની જુબાની લેવાની વિનંતિ કરી. મેજીસ્ટ્રેટે હસમુખને સાક્ષીના પાંજરામાં આવી ઉભા રહેવાની આજ્ઞા કરી.

પોતાની આંખ આગળનું દૃશ્ય જોઇને હસમુખ તો આશ્ચર્યમાં ગરકાવજ થઇ ગયો હતો. બે દિવસથી તેને ભય હતો કે નોટની ચોરી બાબતનું આળ કદાચ રણજીતને માથે આવી પડશે. પરંતુ તે આટલું બધું ઉતાવળે આવશે એમ તેણે ધાર્યું ન હતું. એટલે એ આળ રણજીતને માથે ન આવે તે માટેની ગોઠવણ કરવાનો પોતાનો વિચાર હસમુખ અમલમાં મૂકી શક્યો ન હતો. ગમે તેમ હોય પણ અત્યારે તો કાયદાને માન આપીને પોતાની જુબાનો આપવાની હસમુખની ફરજ હતી. આજ્ઞા પ્રમાણે તે સાક્ષીના પાંજરામાં આવી ઉભો. અને નિયમ પ્રમાણે પ્રથમ તો તેને નામ–વય વગેરેના પ્રશ્નો પૂછવામાં આવ્યા. પછી તેણે સત્યના સોગન લીધા.

મી. બટુકલાલે પૂછ્યુઃ–"તમે તે કાગળ જોયો હતો ?"

"હા. મેં તે જોયો હતો. તેના ઉપર મુંબાઇનું શરનામું હતું."

"તમે તેને હાથમાં લીધો હતો ?"

"હા. લઇને તેને મેં ઉછાળ્યો પણ હતો."

"તે વખતે તેનું વજન કેટલું હશે ?"

"તે હું કેમ કહી શકું ? જો તમે આ પ્રમાણે પૂછવાના છો એવી મને ખબર હોત તો કાંટા પર તેને તોળી જોવાનું ભુલતે નહિ." હસમુખે કહ્યું.

"વારુ. તમે ઓફીસમાં કેટલો વખત એકલા બેઠા હતા ?"

"આશરે દશ મિનીટ."

"તે વખતે કોઇ બહારનું માણુસ આવ્યું હતું ?"

"ના. નહોતું આવ્યું."

"તમે ખાત્રીથી કહો છો ?"

"હા. મને ખાત્રી છે કે બહારનું કોઇ નહોતું આવ્યું."

બટુકલાલે મેજીસ્ટ્રેટ તરફ જોઇને કહ્યું:—"જુઓ સાહેબ, આ પોઈંટ આપ ધ્યાનમાં રાખશો. આરોપીનો ભાઇ ખાત્રીથી કહે છે કે પોતે ઓફીસમાં હતો, તે દરમ્યાન કોઇ બહારનું માણુસ આવ્યું ન હતું..."

તે આગળ બોલવા જાય એટલામાંજ કોર્ટના બારણામાં એકાએક ગરબડ થતી સંભળાઈ. "ખસો ! મને આગળ જવા દ્યો...ખસો, જોઉં તો ખરો એ કોણ છે ?" એવા અવાજ સાથે ટોળેબંધ ઉભેલા લોકોને પોતાની કોણી વડે ઠોંસા મારતો મનસુખ એકદમ આગળ ધસી આવ્યો. બધાની નજર તેના તરફ આકર્ષાઇ.

મનસુખ ખરેખર જુસ્સામાં આવી ગયો હતો. કદિ શંકા પણ કરી ન શકાય એવા રાયજીના કુટુંબના એક છોકરા પર—અને તે પણ પોતાના હંમેશના સાથી રણુજીત પર—આવું કાળું આળ મૂકવામાં આવેલું જોઇને તેનું મગજ કહ્યું નહિ કરતું હતું. એ પોતાને ઘેર જમવા બેઠો હતો. એને જેવી આ વાતની ખબર પડી કે તરતજ જમતો ઉઠી ગયો અને હાથ ધોયા—ન ધોયા કરીને કોર્ટ તરફ દોડયો. પળવારમાં તે રણુજીત પાસે આવીને ઉભો અને તેનો હાથ પોતાના હાથમાં લઇ બોલ્યો—

"ઓહો ! દોસ્ત રણુજીત ? શું તારા પર એ લોકો ચોરીનું આળ મૂકે છે ? અરે, જખ મારે છે ! તારા ઉપર આળ મૂકનાર કોણ છે ? માથું ફોડી નાંખું તેનું ! શું સમજે છે મનમાં ?" એમ કહીને તે મી. બટુકલાલને ગાળો દેવા લાગ્યો, ગુલાબરાયને મૂર્ખો કહેવા લાગ્યો—મેજીસ્ટ્રેટને પણ કાંઇક પહેરામણી

આપવા જતો હતો, એટલામાંજ એક બે સિપાઈઓએ તેને અટકાવીને રણજીત પાસેથી દૂર ખેંચી લીધો.

"મી. મનસુખલાલ ! ધ્યાન રાખજો કે તમારે કોર્ટના તિરસ્કાર માટે સહન કરવું પડશે." બટુકલાલે દમથી કહ્યું.

"અરે, ભલે મારે સહન કરવું પડે તો મને તેની દરકાર નથી; પણ મારા એક મિત્રને અન્યાયથી દુઃખ સહન કરતો હું જોઈ શકીશ નહિ. મને ખાત્રી છે કે રણજીત એ નોટને જરા પણ અડક્યો નથી. એ તો પોસ્ટ ઓફીસમાંજ ચોરાઈ છે, પોસ્ટ ઓફીસમાં. ફોગટ ફાંફાં મારવાથી શું વળવાનું હતું ?"

માજીસ્ટ્રેટ દુનિયાદારીના અનુભવી હતા. વિનોદરાયની ખાનદાની જાણતા હતા. ગુલાબરાય રૂા ૫૦)ની ચોરી માટે આ પગલાં લે, તેથી અજાયબ થયા હતા. તેમને આ ઠીક તક મળી. મેજીસ્ટ્રેટે આ બંનેનો વાદવિવાદ અટકાવીને પૂછ્યું:-"મનસુખલાલ, તમે સોંગદ ઉપર કહો છો કે કેદી નોટને અડક્યો પણ નથી ? એ વાતની તમારી ખાત્રી છે ? તો હું પુછું છું કે એ બાબતમાં તમારી પાસે કાંઈ પુરાવો છે ?"

"પુરાવો ? અરે પુરાવો કેવો ? એને માટે પુરાવાનો શી જરૂર છે ? રણજીત કોનો છોકરો છે, તેનોજ આપ નામદાર વિચાર કરશો તો તમારે પુરાવો માંગવાની જરૂર રહેશે નહિ. મેજીસ્ટ્રેટ સાહેબ ! એ તો વિનોદરાય દેસાઈનો છોકરો છે. એ કદી આવું ખોટું કામ કરે જ નહિ—કરી શકે જ નહિ. હું એને માટે મારી જીંદગીની શરત મૂકવા તૈયાર છું—મારી જીંદગીની !..."

હજુ તે આગળ બોલ્યો જ નહોતો... કોર્ટમાં ભેગું થયેલું પ્રેક્ષક મંડળ તો તેના તરફ જ મીટ માંડી જોઈ રહ્યું હતું. પરંતુ એટલામાં બારણા આગળ પુનઃ ઘોંઘાટ થયો અને બુમ પડી—

'ગુલાબરાય આવ્યા !'

મી. બટુકલાલ તો કાગને ડોળે તેની જ વાટ જોઇ રહ્યા હતા. પોતે આટલે સુધી કેસ ચલાવ્યો હતો, પરંતુ તેમાં ગુલાબરાયની જુબાની ન હતી, એટલે હવે તેમની હાજરી વગર આગળ વધવાની તેની ઇચ્છા ન હતી. ગુલાબરાયને જોતાંવાર બટુકલાલે તેમને સલામ કરી આગળ આવવા કહ્યું.

પરંતુ ગુલાબરાયની શી સ્થિતિ હતી ? તે તો બટુકલાલ પર અત્યંત ચ્હીડવાઇ ગયા હતા. તેમણે તો માત્ર ખાનગી રીતે તપાસ ચલાવવાનું જ બટુકલાલને કહ્યું હતું. અને એ દોઢડાહ્યા ડીટેકટિવે વાત આટલે સુધી આણી તે તેમની મરજી વિરૂદ્ધ હતું. નોટ ગમે તેણે ચોરી હોય તો પણ તેના ઉપર કોર્ટમાં કાગ ચલાવવાનો તેમનો ઇરાદો જ ન હતો. અને આ તો વળી રણજીત–પોતાના સ્નેહી વિનોદરાયનો છોકરો-હતો. પચાસ રૂપીઆ જેવી નજીવી રકમ માટે ગુલાબરાયને વિનોદરાયનો સંબંધ ખોવાની ઇચ્છા ન હતી. હજુ તેમને લાગતું હતું કે રણજીતે એ કામ નહિ જ કર્યું હોય !

ગુલાબરાયને જોતાંવાર મનસુખ તેની પાસે ધસી આવ્યો, અને બોલી ઉઠયો:—"શું સાહેબ ! તમે આવા ઓળખાણવાળા થઇને તમે આ રણજીત ઉપર આરોપ મૂકો છો ? બહુ ખરાબ વાત છે ?"

તેના શબ્દો તરફ ધ્યાન ન આપતાં ગુલાબરાયે મેજીસ્ટ્રેટ તરફ ફરીને વિનંતિ કરી—"સાહેબ, હું આ કેસ પાછો ખેંચી લેવાની યા મુલતવી રાખવાની રજા માંગુ છું !" બટુકલાલ તરફ જોઇને કહ્યું-"મેં તમને આટલી હદ સુધી જવાનું કહ્યું નહતું. મી. બટુકલાલ !"

બટુકલાલ તો ઝાંખો પડી ગયો ! આખી કોર્ટ સ્તબ્ધ થઇ ગઇ. મનસુખને ઘણોઃ જ આનંદ થયો. રીતસર ફરીયાદ ન હોવાથી તેજ મુદ્દા ઉપર આ કેસ કાઢી નાંખવામાં આવ્યો.

## પ્રકરણ ૨૦ મું

### કેસ ખેંચાયો પણ કલંક અને બરતરફી

રણજીત કેદીના પાંજરામાંથી જો કે છુટયો પરંતુ જે કાળું કલંક તેની કીર્તિને લગાડવામાં આવ્યું હતું, તે દૂર ન થયું. જ્યારે તે કોર્ટના બારણામાંથી નીકળ્યો ત્યારે મનસુખ તેની સાથે હતો; છતાં આસપાસ ચાલનાર માણસોનાં ટોળાંમાંથી અવાજ આવતો હતો-"હા એજ ચોર! એ તો ગુલાબરાયે મહેરબાની કરીને જવા દીધો...એણે જ નોટ ચોરેલી! દુનિયા દોરંગી છે!"

આવા શબ્દો સાંભળીને મનસુખનો મિજાસ ગયો. તે ડોળા કાઢીને પાછળ આવતા લોકો તરફ ફર્યો: "કોણ છે? એ હરામખોર કોણ છે? મારા મિત્રને ચોર કહેનાર?" એમ બોલીને તેણે મુક્કી ઉગામી. લોકો ધીમે ધીમે વિખરાયા.

પરંતુ ઘેર રાયજીની શી સ્થિતિ હતી? તેમનાં પત્નીની, કુસુમની અને નાનાં ભાઇ બહેનોની શી સ્થિતિ હતી? પ્રિય વાંચક! એનો ચિતાર આપવાનું સામર્થ્ય આ કલમમાં નથી. તે તમેજ તમારી મેળે કલ્પી લેજો.

ઘર તરફ જવાનો રસ્તો આવ્યો, એટલે રણજીત તે તરફ

વળવા જતો હતો. મનસુખે તેને તેમ કરવાનું કારણ પૂછ્યું. રણજીતે ઉત્તર આપ્યો:

"મનસુખ, હજુ વકીલ સાહેબને મારા ઉપર વહેમ છે અને મને ખબર નથી કે તે હવે મને ઓફીસમાં આવવા દેશે કે નહિ."

મનસુખ ચ્હીડવાયો:—"રણજીત તારામાં અક્કલ ક્યારે આવશે! શું હજુ વહેમ? હજુ તારા પર વહેમ? એ બને જ કેમ? તું તો ગાંડો છે, રણજીત. વહેમ હોય તો પણ તારા ત્યાં ન આવવાથી તે મજબુત થશે કે દૂર થશે તેનો તો વિચાર કર. એટલે શું તારો એમ વિચાર છે કે તારે આ ઓફીસ છોડીને ચાલ્યા જવું, એમ? જો એમ હોય તો યાદ રાખજે કે તું જશે તો પછી હું એક દહાડો પણ એ ઓફીસમાં રહેવાનો નથી. એ તો આજે તારા પર આળ મૂક્યું અને કાલે ઉઠીને મારા પર કેમ ન મૂકે? એની શી ખાત્રી?" મનસુખે બબડીને છેલ્લે કહ્યું:—"હશે, પણ અત્યારે તો તું ચાલ ઓફીસમાં."

રણજીત મનસુખની સાથે ઓફીસમાં ગયો; પોતાના ટેબલ આગળ બેઠો—બેસવા જતો હતો એટલામાંજ કોર્ટમાંથી મી. ગુલાબરાય પાછા આવી પહોંચ્યા. તેમણે રણજીતને પોતાની ખાનગી ઓરડીમાં બોલાવ્યો. રણજીત ત્યાં ગયો. મનસુખે ઓરડીને બારણે કાન માંડયા:

"રણજીત, તું જુએ છે કે આ બાબતમાં બધી હકીકતો ત્હારી વિરૂદ્ધમાં પુરાવો આપે છે. હું તને ગંભીરતાથી પૂછું છું રણજીત! સાચું કહેજે, તું નિર્દોષ છે કે અપરાધી?"

રણજીતે કાંઈ ઉત્તર આપ્યો નહિ. તે પાછો ગુંચવાડામાં પડયો. તેને કાલનો પ્રસંગ યાદ આવ્યો. પોતે આ બધું કોને માટે સહન કરતો હતો તે સાંભર્યું. જો પોતા પર આવેલું કલંક

દૂર કરવાનો પ્રયત્ન કરે તો તેને પરિણામે પોતાના કુટુંબની અને દુઃખપીડિત માતા પિતાની શી સ્થિતિ થાય! એ વિશેના વિચાર રણજીતના મગજમાં તાજા થયા.

પહેલીવાર તો તેણે ઉત્તર ન આપ્યો. બીજીવાર ગુલાબરાયે તેજ પ્રશ્ન પૂછ્યો. રણજીતના હોઠમાંથી થડકતો અવાજ આવ્યો:– "સાહેબ, હું...હું નિ...ર્દો...ષ છું." પરંતુ એ શબ્દો એવી તો શંકાશીલ ઢબથી બોલાયા હતા કે ગમે તેવો શુદ્ધ મનનો માણસ પણ એ વખતે તેને નિર્દોષ માનતાં અચકાય. ગુલાબરાયને વહેમ પડ્યો. તેમણે કહ્યું:–"રણજીત, તારા શબ્દોમાં અત્યારે મને શ્રદ્ધા પડતી નથી. હું તને પુનઃ એક વાર પૂછું છું કે તું નિર્દોષ છે કે નહિ?"

"સાહેબ, વારે વારે ન પૂછવાની હું આપને વિનંતિ કરૂં છું. મને માફ કરો. આ વાત આટલેથીજ અટકાવો...આપને જોઇએ તો પચાશ રૂપીઆ મારા પગારમાંથી કાપી લેજો...પણ હવે એ વાત પડતી મૂકો!"

ગુલાબરાય એ શબ્દો સાંભળી ચોંક્યા. તેમને ખાત્રી થઇ ગઇ કે ગમે તેમ હોય પણ રણજીતે કાંઇક તો કાળું કર્મ કરેલુંજ છે. તેણે જાતે એ નોટ ચોરી ન હોય તો પણ બીજા કોઇ ચોરને તે ચોરવામાં મદદ કરી હોવી જોઇએ, એમ તેમણે ધાર્યું અને જરા ઘાંટો કાઢી કહ્યું:–

"રણજીત! મને લાગે છે કે તું પૂરેપૂરો નિર્દોષ નથીજ. તું કોઇક મહત્વની વાત છૂપાવવાનો પ્રયત્ન કરે છે. રણજીત, એ મારી સાથે ચાલશે નહિ. તું મને કાંઇ પણ ખરો ખૂલાસો આપે છે કે નહિ?"

પ્રિય વાંચનાર! રણજીત એનો શું ખુલાસો આપે? એનો ખુલાસો આપવા જેવી એ બીચારાની સ્થિતિ ક્યાં હતી? ચોરીનું કલંક,

કેસનું કલંક અને તેમાં આ દાઝયા ઉપર ડામ. તે છતાં તેણે ઉત્ત-રમાં માત્ર ચુપકી જ રાખી. તે જોઇ ગુલાબરાયને વધુ ચીડ ચઢી.

"જો તું નિર્દોષ છે એમ કહેતો હોય અને તારી આ વિચિત્ર વર્તણુંક માટે કાંઇ પણ ખુલાસો આપી શકતો ન હોય તો હું તને કહું છું કે તું અત્યારેજ મારી ઓફીસ છોડીને ચાલ્યો જા."

ગુલાબરાયે ચાવી ફેરવી પોતાના ટેબલના ખાનામાંથી વીસ રૂપી-આની નોટો કાઢી રણજીત તરફ ફેંકતાં કહ્યું:-"આ તારો આ મહિનાનો પગાર. જા, મારે એવા માણસો નથી જોઇતા."

રણજીતે તે રૂપીઆ ઉપાડીને પાછા ટેબલ પર મૂકયા, અને કહ્યું:-"સાહેબ, હું આપની ઓફીસ છોડીને જાઉં છુંજ. આ મહિનો પૂરો થયા પહેલાં મારાથી તેને માટેનો પગાર લેવાય નહી." એમ બોલતાં તે જવા લાગ્યો.

"એટલે, તું ખુલાસો તો નથીજ આપવા માંગતો કેમ?" ગુલાબરાયે ક્રોધથી પુછ્યું.

"હું આપી શકતો નથી. વખત આવ્યે પ્રભુ મારી નિર્દો-ષતા સાબીત કરી આપશે." રણજીતે જવાબ આપ્યો અને જોત-જોતામાં ઓફીસ છોડી ચાલતો થયો.

તેને જતો જોઇ મનસુખ બબડયો: "હવે શેઠ જોશે કે હું પણ કેટલો વખત અહીં રહું છું!...એ તો આજે એને, તો કાલે મને કેમ નહિ વગોવે...અહીં રહેવામાં હવે માલ નથી!..."

ગુલાબરાયને રણજીત ગયા પછી કાંઇ આભાસ થયો કે તે નિર્દોષ પણ હોય. તે બહુ ગુસ્સામાં હોવાથી રણજીતની દયા કે વિનોદરાયની માયા તેમને યાદ આવી નહિ.

ગ્રહ રૂઠે ત્યારે સ્નેહી પણ શત્રુ થાય!



## પ્રકરણ ૨૧ મું.

### કલઅમાંથી રજા કુટુંબનો પણ વ્હેમ.

તે દિવસે સાંજ સુધીમાં ઉપલા બનાવની વાત આખા ગામમાં પ્રસરી ગઇ. રાત્રે હવા ખાવા માટે ઓટલે બેઠેલા નવરા લોકોમાં એજ વાત પર ગપ્પાં ચાલતાં હતાં. કોઇ કહેતું કે, ગુલાબરાયે રણજીતને એજ કારણથી કાઢી મૂક્યો છે...કોઇ કહેતું કે, રણજીતે એવી એવી તો બીજી ઘણીએ ચોરી કરેલી હોવી જોઇએ. લોકને મ્હોંડે કાંઇ તાળું છે ?

ચોરીના આળ માટે કાઢી મૂકાયલા પોતાના પુત્રને જોઇને વિનોદરાયને તથા ઘરનાંને કેટલું બધું દુઃખ થયું હશે ? વિનોદરાયને આ માનસિક પીડાને લીધે તેમના રોગગ્રસ્ત શરીરને કેટલું બધું કષ્ટ થયું હશે ?

સાંજે જ્યારે રણજીત આવ્યો, ત્યારે ઘરમાં એક પ્રકારની ભયંકર શાંતિ પ્રસરી ગઇ હતી. ઘરનાં સર્વ માણુસોને હૃદયમાં ચટપટી થયાં કરતી હતી. ગુલાબરાયે જાતે આવીને કેસ પાછો ખેંચી લીધો એ વાત તેઓ જાણુતાં હતાં, પરંતુ તેથી કાંઇ રણજીત પરનું કલંક દૂર થયું ન હતું. એક કુસુમને મન ખાત્રી

હતી. માત્ર તેજ જાણતી હતી કે બંધુપ્રેમી રણજીત માત્ર ભાઈને માટેજ આટલો અન્યાય સહન કરતો હતો.

વિનોદરાયે રણજીતને પોતાની પાસે બોલાવ્યો અને નરમાશથી પૂછ્યું:—

"બેટા રણજીત! આ બાબતમાં તારી વર્તણુક આવી વિચિત્ર શા માટે જણાય છે? શું તારાથી કોઇ અપરાધ થયો છે? તેં કાંઇ ખોટું કામ કર્યું છે?"

અહીં પણ રણજીત સ્પષ્ટ થઇ શક્યો નહિ. બાપાજીને જો ખબર પડે કે પોતાના મોટા છોકરાએજ ચોરી કરી છે તો તેમને કેટલું બધું દુઃખ થાય? એના કરતાં તો મારે આ કલંક સહન કરવું એજ સારૂં છે, એમ રણજીતને લાગ્યું. તેણે નમ્રતાથી કહ્યું:—"બાપાજી, મને એ વાત ન પૂછો. હું તમને વિનંતિ કરીને માંગી લઉં છું..."

"ત્યારે શું રણજીત, તું નિર્દોષ નથી?"

રણજીતે કાંઇ ઉત્તર આપ્યો નહિ.

વિનોદરાયને વહેમ પડ્યો. તેમણે એજ પ્રશ્ન ફરીથી પૂછ્યો. રણજીતે ત્રુટક ઉત્તર આપ્યો:—"હું તો...નિર્દોષ છું." વિનોદરાય તેના ઉત્તર પરથી કાંઇ ભેદ કળી શક્યા નહિ. અંતે તેમણે ઉંચી દૃષ્ટિ કરી પ્રાર્થના કરી:— "પ્રભુ મારાં બાળકોને સારી મતિ આપો અને તેમને સારે માર્ગે ચઢાવો!"

રણજીત પોતાના ઓરડામાં ગયો. ત્યાં હસમુખ તેની પાસે આવ્યો. તેના પર આવી પડેલાં સંકટ માટે સહાનુભૂતિ દર્શાવવા લાગ્યો. રણજીતે ધાર્યું કે હવે કદાચ ભાઈ પોતાનો અપરાધ કબુલ કરશે—કદાચ એમ કહેશે કે "હું બહુ ભીડમાં આવી પડ્યો હતો તેથી મારે આવું કરવું પડ્યું. મારે માટે તું જે ભોગવે છે, તેને માટે હું તારો હંમેશનો ઋણી છું..." વગેરે; પણ નહિ,

એણે એવું કાંઇ ન કહ્યું. તે તો બીજી નોકરી શોધવામાં મદદ કરવા સંબંધી થોડું આશ્વાસન આપીને ચાલ્યો ગયો ! રણજીતને અત્યંત ખોટું લાગ્યું.

હસમુખ ગયો કે તરતજ કુસુમે તે ખંડમાં પ્રવેશ કર્યો. આવતાં વાર તેણે પ્રશ્ન પૂછ્યો:—"ભાઇ, એણે કાંઇ કહ્યું ?"

રણજીતે ડોકું ધુણાવ્યું.

કુસુમે પૂછ્યું:—"શું તેણે કાંઇ પણ કબૂલ ન કર્યું ?"

"ના બહેન."

કુસુમ નિરાશ થઇ વિચારમાં પડી.

"ભાઇ, કદાચ એ નિર્દોષ હોય તો ?"

"હું ઇચ્છું છું કે એ નિર્દોષ હોય." રણજીતે ગળગળા સાદે કહ્યું:— "પરંતુ કુસુમબહેન ? હકીકત જોતાં એની નિર્દોષતા અશક્ય છે."

"રણભાઇ, તું એને માટે કેટલું બધું સહન કરે છે ! તેં કેટલું બધું સહન કર્યું છે ! તે બધું શું એને દેખાતું નહિ હોય ? છતાં શા માટે એને તારે માટે કાંઇ લાગતું નથી ?"

"પ્રભુ જાણે બહેન ! હું જે સહન કરૂં છું તેમાં મને કોઇની સહાનુભૂતિ ન મળે, તો પણ, હું તેમાં મારા કુટુંબની, પિતાની સેવા કરૂં છું, એ વિચારે મને સંતોષ થાય છે. તું ક્યાં નથી જાણતી કુસુમબહેન ? પોતે દુઃખ સહન કરીને પણ બીજાને સુખ આપવું એજ ખરી સેવા છે-એજ ખરો સત્યાગ્રહ છે."

"પણ ભાઇ, તારી નોકરી ગઇ, એટલે તારો પગાર આવતો બંધ થયો. હવે આપણે બાપાજીને કલકત્તે જવા માટેનો ખર્ચ કેવી રીતે કાઢી શકીશું ?" કુસુમે ચિંતાતુર મુખે કહ્યું.

રણજીતે તેને ઉત્તર આપ્યો:—"કુસુમબહેન, મારી નોકરી

ગઇ તો ભલે ગઇ. હું નવરો બેસી રહેવાનો નથી. હું કાંઇક ઉદ્યમ શોધી કહાડીશ."

બીજે દિવસે રણજીત બપોરે કલબમાં શિખવવા ગયો. તે વખતે કલબના સેક્રેટરી ત્યાં હાજર હતા. શીખવવાનું કામ પુરૂં થયું ત્યાં સુધી તે બાજુ પર એક આસન પર બેસી રહ્યા હતા, તે આગળ આવીને બોલ્યાઃ—"રણજીત, આવતી કાલથી તમારે અહીં શિખવવા આવવાની જરુર નથી."

રણજીત તો એ સાંભળી દિંગમૂઢ થઇ ગયો. પળવાર તો તેને શું બોલવું કે શું કરવું તે સમજાયું નહિ. મહા મહેનતે તેણે પૂછયુંઃ—"કેમ ?"

સેક્રેટરીએ ગોળ ગોળ ઉત્તર આપ્યોઃ—"કંઇ નહિ...તે તો હું જાણતો નથી...પણ અમારી કલબના ઘણા સભ્યોની એવી જ ઇચ્છા છે...એટલે મારે તો તેમની ઇચ્છા પ્રમાણે કરવું જોઇએ ને ?" એમ બોલતાં તેણે બનાવટી હાસ્ય કર્યું. પરંતુ રણજીતના હૃદયપટ પર તો નિરાશાનો કાળો રંગ ફરી વળ્યો. તેનું લોહી ઠંડુ થઇ ગયું. તેને લાગ્યું કે હવે પુરી પનોતી બેઠી છે !

સેક્રેટરીએ તેને તે દિવસ સુધીનો પગાર ચૂકવી આપ્યો. કલબના પગથીઆં ઉતરતાં રણજીતે વિચાર્યુંઃ—"હજુ દૈવ કયાં કયાંથી પાછો કાઢશે ?"

ધીમે ધીમે ધ્રૂજતે પગલે તે ઘેર આવ્યો. પોતાના ઓરડામાં ગયો. અંદરથી બારણું વાસવા જતો હતો, તેજ વખતે ત્યાં કુસુમ આવી ઉભી. રણજીતે કુસુમને અંદર લઇ બારણું અડકાવ્યું. તેનું હૃદય ભરાઇ આવ્યું હતું. ગજવામાંથી કલબના મળેલા પૈસા કાઢી કુસુમબહેનના ખોબામાં નાંખતાં રણજીતે ડુસકો મૂકયો.

રડતાં રડતાં જ તે બોલ્યોઃ–"કલબનો આ છેલ્લો પગાર છે બહેન !"

કુસુમે આવું કંઇક થવાની આશા રાખી જ હતી. રણજીતને રડતો જોઇ તેણે તેને પોતાની પાસે ખેંચ્યોઃ—"શા માટે રડે છે ભાઇ! એ દિવસ પણ વહી જશે!" તેણે પાલવ વડે રણજીતનાં આંસુ લ્હોવાનો પ્રયત્ન કરતાં કહ્યું. પણ રણજીત અત્યારે પોતાની ધીરજ ખોઇ બેઠો હતો. કલબના સેક્રેટરી તરફથી મળેલા અન્યાયને લીધે તેને બહુ જ લાગી આવ્યું હતું. હસમુખ માટે પણ તે જરાક બબડી ઉઠયોઃ–"એને શું ખબર કે મારે આટલું આટલું સહન કરવું પડે છે! અને એ તો બધાની સાથે આનંદથી મઝા કરે છે!"

કુસુમે કહ્યુંઃ—"ધીરજ રાખ. એમ હિંમત શું ત્યજી દે છે? કાલે તો તું મને ધીરજ રાખવા વિશે સલાહ આપતો હતો અને આજે તારી સહનશકિત કયાં ઉડી ગઇ? રણજીત, તેં કેવા મહાન ઉદ્દેશથી આ કાળો કલંક વહોરી લેવાનું સાહસ કર્યું છે તેને યાદ કર. આટલા સંકટમાં જ જો તારી સહનશકિત ખુટી જવાની હોય, તો મને સર્વ ખરી હકીકત જાહેર કરવા દે. પછી ભલે આપણું, હસમુખભાઇનું કે આખા કુટુંબનું જે થવાનું હોય તે..."

"નહિ. નહિ બહેન, એવું નથી કરવું." કુસુમના વાકયોથી ઉત્તેજીત થઇને રણજીત બોલ્યો. તેનામાં ગયેલી હિંમત–સહનશકિત–પાછી આવી હતી. "હું સહન કરીશ. અરે, હું અત્યારે કેવો બાયલો થઇ ગયો હતો! શું એટલામાં જ હું હિંમત હારી ગયો! મને આશ્ચર્ય લાગે છે, કુસુમબ્હેન, કે એટલામાં જ હું કેવી રીતે આવો નિરાશ થઇ ગયો. કંઇ નહિ.

એક તરફ ઓફીસ ગઇ. બીજી તરફથી કલબ ગઇ હવે હું આખા દિવસને માટે નવરો થયો છું. હું કંઇક બીજુંજ કામ શોધી કહાડીશ."



## પ્રકરણ ૨૨ મું

### કલંકિત ભાઇ અને નિરાશ બહેન !

Time is the cure of all evils એ અંગ્રેજી કહેવત પ્રમાણે રણજીતની કીર્તિ પર આવેલા આ કલંકની વાત સૂર્યપુરમાં ચારેક દિવસ ખુબ ગવાઇ, અને શાંત પણ થઇ. તે દરમ્યાન રણજીત ઘણું ખરૂં ઘરમાંજ રહેતો. ન છુટકે નવી નોકરીની શોધમાં બહાર નીકળતો. ત્યારે પણ લોકો તેના તરફ આંગળી કરતા, તે એનાથી સહન થતું નહિ. કોઇ વાર કોઇ શબ્દ તેને કાને આવતા—"હા...એજ...પેલા વિનોદરાય દેસાઇનો દીકરો...બાપ દેવ જેવા છે અને દીકરો આવો ઉઠયો !..."

ત્યારે તેને લાગતું કે જમીન માર્ગ દે તો સમાઇ જાઉં. ઘરમાં પણ બધાં જમી રહ્યા પછી કુસુમ જાતે તેને સમજાવીને જમવા લાવતી. કેટલીકવાર તો તે તેના ઓરડામાંજ ખાવાનું લઇ જઇને

આગ્રહપૂર્વક ખવાડતી. દુઃખપીડિત બાપ પાસે રણજીત દિવસમાં એકાદ બે વાર બીજું કોઇ ન હોય ત્યારે આવી જતો. તેને અપરાધી લેખતા વિનોદરાય બોધ આપતા અને હજુ પણ ભેદી વર્તણુંક માટે ખુલાસો મેળવવા ઇચ્છતા ત્યારે રણજીત હાથ જોડીને પિતાજી પાસે માંગી લેતો: "મને માફ કરો. હું કાંઇ ખૂલાસો આપી શકતો નથી..." ચાર આઠ દિવસે વિનોદરાયે પણ એ વાત છેડવી મુકી દીધી.

એક ઠેકાણે નોકરીની જાહેર ખબર વાંચી રણજીત મળવા ગયો. બે ત્રણ કારકુનો બહાર હતા. તેમણે પુછ્યું:-"શું છે?"

"હું નોકરી માટે આવ્યો છું. શેઠ આ રૂમમાં છે, ખરૂંને?" રણજીતે પૂછ્યું.

તેમાંના એક તેને ઓળખી કહ્યું:—"ના...શેઠ બહાર ગયા છે... તમારે નોકરી જોઇએ છે, પણ તમને ખબર છે કે આ તો બેંક છે. અહીંતો પૈસાજ પૈસા રહે છે. તેમાં તમારા જેવા માણસનું..." તે આગળ બોલતો અટકી ગયો.

રણજીત તેના કહેવાનો ભાવાર્થ સમજ્યો. તેની લાગણી બહુજ દુઃખાઇ. પરંતુ પોતે કુટુંબના હિત માટે આ સહન કરતો હતો અને અત્યારે પોતાની ગરજ માટે આવ્યો હતો, એટલે કોઇની સામે બોલવું, એ ઠીક નહોતું.

"ઠીક છે બેસો, શેઠ કલાકમાં આવશે." બીજાએ કહ્યું. રણજીત ત્યાં બેસવા જતાં એક જાડો મોટી વયનો કારકુન બોલી ઉઠયો:—"અરે, અહીં કયાં બેસે છે? અહીં તો...આ પેટીમાં જોખમ છે જોખમ. જરા દૂરથી બેસો!"

એ સાંભળી બીચારા રણજીતની સ્થિતિ કેવી દયાજનક થઇ હશે, તેનો વિચાર વાંચનારને સોપું છું. નિરાશ ચિત્તે દૂર

ી મનમાંજ બોલ્યો:—"ઓ હસમુખભાઇ! આ બધું તમારે
ચે! પણ તમને તેની કાંઇ દરકાર છે?"

રણજીત બે કલાક સુધી બેઠો. ત્યારે શેઠ બહારથી આવ્યા.
જીતને ઓળખી શેઠે ઘોઘરે ઘાંટે પૂછ્યું:—"કેમ...?"

રણજીતે સલામ કરી નમ્રતાથી પાસે જઇ કહ્યું:-"સાહેબ,
જાહેર ખબર વાંચી નોકરી માટે આવ્યો..." રણજીત વધુ
લે તે પહેલાંજ શેઠે પૂછ્યું:—

"તું તો પેલા વિનોદરાયનો છોકરો ને? જેને માટે ચાર
ાસ પર કેસ ચાલ્યો હતો તેજ ને?

પેલો કારકુન બોલ્યો—"હા, સાહેબ એજ એ
કરો."

"ત્યારે તો તું અમારે ત્યાં નહિ ચાલે... શું
લઇને ઉમેદવારી કરવા આવ્યો છે? આ તો બેંક
કાંઇ વકીલની ઓફીસ નથી...અહીં તો પૈસા જમીન પર
તા-રખડતા હોય. ત્યાં તારા જેવાનું કામ નહિ."

"સાહેબ, મારા મોટાભાઇ એક બેંકમાંજ મેનેજર છે,
ટલે બેંકમાં કેવી વ્યવસ્થા રાખવી તે હું જાણું છું." રણજીતે કહ્યું.

"અરે, હા રે! મને બધી ખબર છે. હું તારા હસમુખને
ઓળખું છું. આજકાલનો છોકરો! એ વળી બેંકમાં કેવા
ાળા ચલાવે છે, તે મારાથી અજાણ્યું નથી. જા, તારૂં અહીં
નહિ વળે."

રણજીત પાછો ઘેર જવા નીકળ્યો. તેની આસપાસ નિરા-
નો અંધકાર છવાઇ ગયો હતો. એ અંધકારમાં એક
ો ભયંકરતા દેખાઇ.

"તારો ભાઇ બેંકમાં કેવા ઘોટાળા ચલાવે છે, એ મારાથી
જાણ્યું નથી." એ શેઠના વાક્યથી રણજીતનું ચિત્ત પુનઃ ચક-

ડાળે ચઢયું.

વિચારમાં ને વિચારમાં તે ઘેર પહોંચ્યો. મોટાભાઇ વિશેની વાત સાંભળીને તે પોતાની નોકરી માટેની ઉમેદવારીની નિષ્ફળતા વિસરી ગયો હતો. તેના હૃદયમાં નિરાશાનું પડળ ફરી વળ્યું હતું. એવી સ્થિતિમાં તેણે પોતાના ઓરડામાં પ્રવેશ કર્યો, તો ત્યાં એક નવુંજ દૃશ્ય તેણે જોયું, જે જોઇને તે પોતાનું દુઃખ તો પળવાર ભુલીજ ગયો.

કુસુમ ત્યાં એકલી એક ખુરશી પર બેઠી હતી. તેની આંખમાંથી આંસુની ધાર વહેતી હતી. કમળ સમાન ઉજ્જ્વલ તેનું મુખ કરમાઇ ગયું હતું. તેના હાથમાં એક કાગળ હતો, એજ તે સર્વનું મૂળ હતું.

રણજીતને આવેલો જોઇને કુસુમે પોતાના આંસુ લુછવા માંડયાં. રણજીતે પોતાની બહેનને આ પ્રમાણે એકાંતમાં રડતી જોઇ તેની પાસે જઇ પૂછ્યું:-"કુસુમબહેન! વળી શું છે?"

કુસુમની આંખમાં વધારે આંસુ ઉભરાયાં. તેણે બોલવાનો પ્રયત્ન કર્યો, પરંતુ શબ્દ ગળામાંજ અટકી ગયા.

રણજીતે પુનઃ પૂછયું:-'બહેન, શું છે? મને તો કહે.''

કુસુમે પેલો કાગળ આપી કહ્યું:-'લે, આ વાંચ."

રણજીતે તે કાગળ જોઇને આશ્ચર્યથી કહ્યું:-"આ તો અનંતરાયનો કાગળ છે. તે ખાનગી પત્ર મને કેમ આપે છે?"

"હા, રણજીત, એ તેમનો જ કાગળ છે; છતાં હું એ તને આપું છું. મારે તને વંચાવવો જ છે." કુસુમે કહ્યું, "એ પ-રથી માલમ પડશે કે આપણે કેવા દુઃખના દરિયામાં ઉંડા ઉત-રતા જઇએ છીએ..." રણજીતે પત્ર વાંચ્યો:-

"શ્રીમતી કુસુમ! હું જાણું છું કે આ પત્ર વાંચીને તમને ઘણું દુઃખ થશે, પરંતુ તેને માટે હું દિલગીર છું. મારે ન

કે જ તમને દુઃખ આપવું પડે છે. બે દિવસ પર જ્યારે હું
ને મળ્યો અને આ ચોરીના આળની બાબતમાં તમારા રણુ-
ની ભેદભરી વર્તણૂંકના સંબંધમાં મેં તમારો ખુલાસો માં-
. તે તમે જાણતાં હતાં છતાં મને જણાવવાનો ઇન્કાર કર્યો.
થી મને એક ભારેમાં ભારે અપમાન થયું છે. મને લાગે છે
જે વ્યકિતને હું ભવિષ્યમાં મારી પત્ની તરીકે સ્વીકારવાનો
તેણે મારાથી જરા પણ જુદાઇ કે ભેદ રાખવો ન જોઇએ.
આ બાબતમાં જે ભેદ તમે મારાથી છુપાવી રાખવા ઇ-
છો, તે તમને હવે મારાથી અલગ પાડી નાંખે છે. રણુ-
ની આવી અધમ વર્તણૂંકથી તમારૂં કુટુંબ કીર્તિમાં અને
 પણ રીતે નીચે પડયું છે. મને લાગે છે કે જો હું એવા
 સાથેનો મારો સંબંધ કાયમ રાખું તો એ કલંકના છાંટા
પણ ઉડે જ. તમારી આર્થિક આપત્તિને સમયે મે તમને
શકિત મદદ કરી, પરંતુ આ કલંક જોતાં તો હવે મારે
ાથી અલગ થવું જ ઘટે છે. ટુંકમાં-હવેથી આપણા સર્વ
 સંબંધનો અંત આવેલો માનજો. આવો પત્ર હું તમારા
પર પણ લખું છું.''

લી. એક વારનો તમારો,

અનંતરાય.

રણુજીત તો કાગળ વાંચીને સ્તબ્ધવજ થઇ ગયો! તે એકા
દુઃખથી બોલી ઉઠયોઃ-"આ શું કુસુમબહેન? આપણે
તરફથી દુઃખના દરિયામાં ડુબવાજ લાગ્યાં છીએ. હસ-
કલંક અને દુઃખ બધું મારે અને તારે માથે! અનંત-
અરેરે! આવા સુશિક્ષિત મનુષ્યને પણ અમારા દુઃખમાં
ડામ દેવાનું સુઝે છે! કુસુમબહેન! દુનિયા શ્રીમંતની સગી
ને આપણે શું કરવું?''

કુસુમ ગદ્‌ગદ કંઠે બોલી:—"હું તે સમજું છું, ભાઇ. પણ તેનું શું કરવું? બીજો શો ઉપાય? વારૂ તું પેલી નોકરી માટે કોઇકને મળવા ગયો હતો, તેનું શું થયું?"

"ત્યાં પણ નિરાશાજ છે, બ્હેન! કંઇ વળ્યું નથી.' એમ કહી રણજીતે પોતાનો અનુભવ વર્ણવ્યો. અને હસમુખભાઈ વિશે વધુ સાંભળેલી હકીકત પણ કહી. તે સાંભળી કુસુમના શરીરમાંનું તો લોહીજ ટાઢું થઇ ગયું!



## પ્રકરણ ૨૩ મું

### મુશ્કરતી ગૃહદશા-ઘેર બેઠાં ગંગા!

વિનોદરાયને ઇશ્વર ઉપર બહુ શ્રદ્ધા હતી. તેમણે પોતાના રોગનિવારણ માટે કલકત્તાના ઉપાયના વિચાર હવે કરવા માંડ્યા. પરંતુ ત્યાં જવાનો ખર્ચ ક્યાંથી કાઢવો? "કદાચ હું કરજ કરીને જાઉં અને રોગ સારો ન થાય...કાંઇક અનિષ્ટ થાય તો મારાં છોકરાંને એ કરજ ટાળવું કેવું ભારે થઇ પડે?"

પરંતુ હવે તેમણે સંજોગો જોઇ એ ભય દૂર કરી નાંખ્યો. તેમણે ધાર્યું કે જો મારાં સંતાનના નસીબમાં દુઃખ લખેલું હશે, તો તે કોઇ કાળે પણ મિથ્યા થવાનું નથી. વિનોદરાયને 'કર્મ'

માં પણ ઘણીજ શ્રદ્ધા હતી. એટલે તે શ્રદ્ધા તાજી કરીને મિત્રોની મદદથી તે કલક-તે જવા તૈયાર થયા. કલક-તે જવાની તૈયારી થવા માંડી. હસમુખ તેમાં ઉત્સાહથી ભાગ લેવા લાગ્યો. મુંબા-ઇથી કલકત્તા જવા આવવાનો ખર્ચ તથા વખત કેટલો લાગે, કલકતેથી હુગલી નદીનો સંધિવાનાશક ઝરો કેટલે દૂર છે, ત્યાં જઇ સંધિવા મુક્ત થઇ આવેલા માણસોને મળીને તેમના અનુભવો, ત્યાં તેના કયા ડાકટરો છે, તેમની કેટલી ફી છે—વગેરે ખબરો મેળવી હસમુખ પિતાને નિવેદન કરતો ગયો.

વિનોદરાય અને તેમનાં પત્નીએ સૂર્યપુરથી મુંબાઇ જઇ રાત્રે મેલમાં બેસીને કલક-તે જવાનો વિચાર રાખ્યો હતો. મુસાફરી દૂરની હોવાથી તૈયારી ઝાઝી કરવાની હતી. સવારથીજ પેટી—પોટલાં બંધાવાં માંડયાં હતાં.

સવારનો સુરમ્ય વખત હતો. ઘડીઆળમાં નવ દસ વાગ્યા. વખત થતાં ઘરનાં દરેક માણસનાં મન ઉત્સુક થતાં હતાં. સર્વેએ જમી લીધું. ટ્રેન બપોરે બે વાગે ઉપડતી હતી. આ ખબર તેમના મિત્રોને પડી હતી, એટલે તેઓ અત્યારે તેમને પ્રયાસ અને પ્રવાસમાં ભલી દુવા દેવા મળવા આવતા હતા. તેમની સાથે એક પચ્ચીસેક વર્ષની ઉંમરનો યુવક પણ હતો.

તે યુવકે સાદાં—ખદીનાં વસ્ત્ર પહેર્યાં હતાં. તેનું મુખ ગોળાણું હતું. બોલવા ચાલવાની ઢબ વિવેકી અને મોહક હતી. હરિલાલે તેને મી વિનોદરાયને ઓળખાવ્યો:—'આ મારા મેસાળ પક્ષે ભત્રિજા થાય. એમનું નામ ડાકટર ચંદ્રકાંત છે.'

"શું ડા૦ ચંદ્રકાંત આજ કે ?" વિનોદરાયે પૂછ્યું.

"હા. એજ. એણે મેડીકલ લાઇનની બધી પરીક્ષા પસાર કરી છે. હવે આગળ અભ્યાસ માટે એનો વિચાર બનારસ કે કલક-તે જવાનો છે."

"ત્યાં શું છે? ત્યાં કોઈ મેડીકલ કૉલેજ નથી!"

"તે તો એઓ જાણે." હરિલાલે કહ્યું. ચંદ્રકાંતે પોતેજ પછી વિનોદરાયના પ્રશ્નના ઉત્તર આપવા માંડયા. "હાજી, ત્યાં મેડીકલ કૉલેજ તો નથી, પરંતુ હું જે વિષયનો વધુ અભ્યાસ કરવા માગું છું, તેને તે કૉલેજની જરૂર નથી. મેં કૉલેજમાં પુષ્કળ અભ્યાસ કર્યો છે. પરંતુ મને પહેલેથીજ આયુર્વેદિક ઔષધોનો ભારે શોખ છે. મેં આપણા દેશના જુદા જુદા અસાધ્ય રોગો માટેના અંગ્રેજી તથા દેશી ઔષધિશાસ્ત્રના તુલનાત્મક વિચાર ઘણા કરી જોયા છે; તે બંનેના અનેક પ્રયોગો પણ અજમાવી જોયા છે અને તેથી મને ખાત્રી થઇ છે કે જ્યાં વિલાયતી દવા બિલકુલ ચાલી શકતી નથી, ત્યાં પણ આપણી આયુર્વેદિક ઔષધિ આબાદ કામ આપે છે. મને મારા કાકાશ્રીએ આપના આ અસાધ્ય રોગ વિશે વાત કરી છે, તેથી તમારી તબીયત જોવાનું મને મન થયું છે."

વિનોદરાય ચંદ્રકાંતને જોતાંજ તેના તરફ આકર્ષાયા હતા. તેમને તે જાણે એક દેવદૂત હોય એમ લાગ્યું. તેમના છેલ્લા શબ્દો સાંભળી તેમણે મહા મહેનતે પણ તેના તરફ પોતાનો હાથ લંબાવ્યો. ચંદ્રકાંતે નાડ તપાસતાં પૂછ્યું:–"મારા કાકા કહે છે કે, આ રોગની દવા માટે તમે આજે કલકત્તે જનાર છો!'

વિનોદરાયે કહ્યું:–'હમણાંજ જઇએ છીએ."

"ત્યારે ખરેખર, હું અણીને વખતે આવી પહોંચ્યો છું."

વિનોદરાયે પૂછ્યું:–"એમ કેમ?"

"જો હું અહીં ઘેર બેઠેજ આપનો આ રોગ મટાડી શકું તો પછી આપને કલકત્તે જવાની જરૂર છે?"

વિનોદરાય આશ્ચર્યચકિત થઇ ગયા. "શું? તમે ઘેર બેઠાં મારો રોગ મટાડશો? કેવી રીતે?"

"હા. હું માનું છું કે આ તમારો રોગ સંધિવા છે જ નહિ."

"શું ? એ સંધિવા નથી ? આ તમે શું કહો છો ?"

આ બધો વખત હરિલાલ ચૂપ રહ્યા હતા. તે બોલી ઉઠ્યાઃ–"વિનોદરાય ! મારો ભત્રીજો વિચિત્ર છે. આજ પહેલાં તેણે ઘણી વાર આવું ઉંધું કહીને, તેને ચતું કરી બતાવ્યું છે. માટે અત્યારે તો એ જે કાંઇ કહે તે ખરૂંજ માનજો."

"પરંતુ તમે જાણો છો કે મેં મુંબઇના મોટા મોટા ડાક્ટરોને મારો રોગ બતાવ્યો છે. તે સર્વેએ એ રોગને સંધિવા ઠરાવીને દવાની આશા છોડાવી છે. તેમના કહેવા પ્રમાણે માત્ર એકજ ઉપાય છે અને તે કલકત્તે જઇને અજમાવવાનો છે..."

"તે ડાક્ટરોનું કહેવું ગમે તેમ હોય, પણ હું આપને વિનંતિ કરૂં છું કે આપ કલકત્તે જવાનો વિચાર માંડી વાળો. વધુ નહિ તો થોડા દિવસ માટે પણ મુલતવી રાખો..."

"જો તમને એમ ખાત્રી હોય કે તમે મારો રોગ અહીં રહીજ મટાડી શકશો, તો પછી મને કલકત્તે જવાનો ખોટો ખર્ચ કરવાથી કાંઈ લાભ નથી. ઉલટો એથી મને ઘણોજ આનંદ થશે હું તમારો જન્મ સુધીનો ઋણી રહીશ."

"ઋણની વાત પછી, પરંતુ આપને મારામાં શ્રદ્ધા પડે છે ? જો શ્રદ્ધા બેસતી ન હોય તો હું તમારો રોગ મટાડી શકીશ નહિ."

"હું સમજું છું કે જેટલા રોગો દવાથી મટે છે, તેના કરતાં વિશેષ શ્રદ્ધાથી મટે છે. દવામાં–વૈદમાં અને પ્રભુમાં શ્રદ્ધા હોય તો અસાધ્ય રોગ મટતાં પણ વાર લાગતી નથી."

"તો મને મારી ફતેહને માટે શંકા રહેતી નથી. હવે આપ કલકત્તે જવાનો વિચાર માંડી વાળો છો ને ?"

વિનોદરાય પાછા વિચારમાં પડયા. તેમને મુસાફરીની બધી તૈયારી યાદ આવી.

તે જોઇ ચંદ્રકાંતે કહ્યું:—"મિ૦ વિનોદરાય, પણ હું હિપ્નોટીઝમ પણ જાણું છું અને તમારો રોગ મટાડવા તેજ અજમાવવા ધારૂં છું."

વિનોદરાયને હિપ્નોટીઝમ શબ્દે ઘણી અસર કરી. અત્યાર સુધી તેમની ચંદ્રકાંત પરની શ્રદ્ધામાં જે કચાશ હતી, તે જોત-જોતામાં પુરાઇ ગઇ. તેમણે આનંદથી પૂછયું:—"શું ખરેખર તમે હિપ્નોટીઝમ જાણો છો ?" તેમણે સાંભળ્યું હતું કે, હિપ્નોટીઝમ રોગ મટાડવાની દૈવી શાખા છે અને તેથી દુનિયાના બધાજ રોગો મટી શકે છે. આથી તેમણે તરત જ કલકત્તે જવાનો વિચાર માંડી વાળ્યો.

ઘરનાં સર્વ માણસોએ એ વિચાર જાણ્યો. ઘેર બેઠાં ગંગા આવેલી જોઇ તેઓ સર્વને ઘણો આનંદ થયો. હસમુખ જે એ દરમ્યાન કાંઇક ખરીદવા બહાર ગયો હતો, તે પણ આવી પહોંચ્યો અને આ સારા સમાચાર સાંભળી ખુશી થયો ! પરંતુ પોતાના ઓરડામાં બેઠેલા રણજીતને અને તેની હૃદયંગમ બહેનને એ સાંભળી કેટલો આનંદ થયો હશે તેની કલ્પના વાંચકોએ જ કરી લેવી.

વિનોદરાય ઉપર હિપ્નોટીઝમના પ્રયોગો શરૂ થયા. તેમને ત્રીજે માળે સ્વચ્છ હવાવાળા ઓરડામાં રાખ્યા. ચંદ્રકાંતે મુંબઇમાં એવા અનેક અસાધ્ય રોગો મટાડયા હતા, તેથી તેને અચળ હિંમત હતી. વિનોદરાય પર પોતાના ઉપચાર અજમાવવા દિવસમાં બે ત્રણ વખત તે આવતો. તે માટે જોઇતાં સાધનો અને બીજી જરૂરી વસ્તુઓ તે પોતાને પૈસે જ ખરીદી લાવતો.

વિનોદરાયને બે ત્રણ દિવસમાંજ તેની સારી અસર જણાવા લાગી. જે આંગળાં બે દિવસ ઉપર હાલી શકતાં નહોતાં, તે ત્રણ

દિવસના મુચ્છી પ્રયોગ પછી સહેલથી વળવા લાગ્યાં.

વિનોદરાયના શરીરમાં ધીમે ધીમે એ રીતે ફેર પડતોજ ગયો. પાંચેક દિવસ પછી તે પોતાનો હાથ પણ હલાવી શક્યા. પહેલાં પથારીમાં સુતા સુતાં તેમનાથી પાસું પણ ફેરવી શકાતું ન હતું; પણ હવે તે સહેલાઇથી તકીએ અઢેલીને બેસી શકતા થયા. દશ પંદર દિવસો ગયા અને વિનોદરાયની પ્રકૃતિ દિવસે દિવસે ઘણી સુધરતી ચાલી.



## પ્રકરણ ૨૪ મું

### વળી પાછા વકીલ !

પ્રિય વાંચકો ! વિનોદરાય તરફથી હવે આપણે આપણી દૃષ્ટિ બીજી દિશામાં વાળવી જરૂરની છે; કેમકે આ કથાક્ષેત્રના એક ખુણામાં આ વેળા કાંઇક જુદાજ બનાવો બની રહ્યા છે.

મિ. ગુલાબરાયે જ્યારે રણજીતને પોતાની ઓફીસમાંથી કાઢી મૂક્યો, ત્યારે જમનાદાસને બહુ દુઃખ થયું હતું. રણજીતના સ્વભાવથી–તેના ચારિત્ર્યથી તે ઘણે અંશે વાકેફ હતો. તેથી તેને લાગ્યું હતું કે રણજીતને કાઢી મૂકવામાં ગુલાબરાયથી અન્યાય થાય છે. રણજીત કદિ ચોરી કરેજ નહિ.

જમનાદાસ આથી શેઠને બે શબ્દ કહેવા ગયો:–"સાહેબ, આ ખોટું થાય છે. રણજીતને આપ કાઢી ન મૂકો. એ એવો ખરાબ નથી. એનાથી આજ સુધીમાં કાંઇ ખોટું કામ થયું નથી. મને લાગે છે કે..."

મિ. ગુલાબરાય હજુ રણજીતની પોતાના તરફની વર્તણુંકથી ચ્હીડાયલા હતા. તેથી તેમણે ઉત્તર આપ્યો:–"જમનાદાસ, તે હું જાણું છું કે તે સારો છોકરો છે–એણે કાંઇ ખોટું કામ કર્યું નથી એ બધું ખરૂં, પણ એની વર્તણુંક જોતાં મને એની નિ-

દોષતા વિશે ખાત્રી થતી નથી.

"મને એણે કેવા વિચિત્ર ઉત્તરો આપ્યા, તે તમે સાંભળત તો મને કહેવા આવત નહિ. હું તમારી લાગણી સમજું છું; પરંતુ દિલગીર છું કે હું રણજીત માટે કાંઇ કરી શકતો નથી."

જમનાદાસ નિરાશ થઇ, પોતાના ટેબલ પર આવી બેઠો. મનસુખ તે જાણીને બબડવા લાગ્યો:—

"અરે, એ તો જીદ્દીનું ઝાડ છે ઝાડ! ભાઇસાહેબ જાણ્યા જોયા વગર આળ ચઢાવી બેઠા અને પુરાવા વિના કોરટમાં પણ તેને હાજર કરી દીધો."

આ વાતને આઠેક દિવસ થઇ ગયા છે.

જમનાદાસનું શરીર મૂળમાંથી જ એકવડા બાંધાનું અને માયકાંગલા જેવું હતું. દિવસે દિવસે તે વધારે સુકકો થઇ જતો હતો. જે દિવસથી તેના મથામાં ઘા પડ્યો, ત્યારથી તો તેની શક્તિ બહુજ વેગથી ઓછી થવા લાગી હતી. મિ. ગુલાબરાયનું તે તરફ ધ્યાન ખેંચાતાં તેમણે કહ્યું:—"જમનાદાસ! તમે બહુ અશકત જણાઓ છો. થોડા દિવસ હવાફેર માટે જઇ આવો. હું મહિના એકની રજા આપીશ."

પરંતુ જમનાદાસે તે તરફ ધ્યાન આપ્યું ન હતું. તેને કેટલાક દિવસ થયા એમજ લાગતું હતું કે હવે મને મટશે નહિ. આથી પોતાના જીવનનું સાર્થક કરી લેવા જાત્રા જવાનો વિચાર તેને હતો. પરંતુ હવે તો તે વિચાર પણ અમલમાં મુકવો અશકય હતો.

× × ×

વળી બાજા પાંચ સાત દિવસ વહી ગયા.

એક દિવસ જમનાદાસ અને મનસુખ ઓફીસમાં હતા.

મિ. ગુલાબરાય બહાર ગયા હતા. તે વખતે જમનાદાસને જોરથી બે ચાર ખાંસીઓ આવી. એ ખાંસીએ મનસુખનું ધ્યાન ખેંચ્યું.

"હા ભાઈ, કાલે રાત્રે આ ખાંસીને લીધે મને ઉંઘ આવી નથી. બે ચાર દિવસ થયાં હવાની ઠંડીને લીધે ખાંસી પાછી ઉપડી છે. મનસુખભાઈ, મને તો લાગે છે કે...કે..." જમનાદાસ આગળ બોલતાં અચકાતો લાગ્યો.

મનસુખે કહ્યું:—"હા. પણ તેથી શું થઈ ગયું? એવી તો ખાંસી મને ઘણી વાર થઈ ગઈ છે. લ્યો જુઓ અત્યારે.. ખોં... ખ્યોં...ખ્યોં!" મનસુખ બનાવટી ખાંસી ખાવા લાગ્યો.

"મનસુખ, મારી ખાંસી એવી નથી. એ તો મરણ ખાંસી છે. તમને ખબર નહિ હશે કે મારી મા અને નાનો ભાઈ ખાંસીને લીધેજ મરી ગયાં હતાં!"

"અરે, પણ તેથી શું! એક માણસની મા ખાંસીના રોગથી મરી ગઈ, તેથી તેના છોકરાએ પણ તેજ રોગથી મરી જવું એવું કોઈએ લખી આપ્યું છે કે? તમારી એવી માંડી માંડી વાતો જવા દ્યો. અને ટટ્ટાર થઈ જાઓ. આમ ઢીલા—નાહિમ્મત—થવાથી મરણ નહિ આવતું હશે, તો પણ આવશે."

"ભાઈ, હવે મને પણ વરસ થયાં છે. તમારા જેવી જુવાની મારામાં ક્યાં રીતે આવી શકે? પરંતુ આજે હું અહીં આવતો હતો, તે વખતે રસ્તામાં પેલા અનંતરાય મને મળ્યા."

"અરે, એનું નામ જવા દો."

"કેમ, એવું તે એણે શું કર્યું છે?"

"શું કર્યું છે?" મનસુખે ચ્હીડવાઈને પૂછ્યું:—"મિ. જમનાદાસ, શું તેની તમને ખબર નથી? એ અનંતરાય એક એક રીતે મારો સગો છે, છતાં મારે કહેવું જોઈએ કે એણે અમારા કુટુંબનું નામ બોળ્યું છે નામ! કુસુમ જેવી સુંદર, સુશીલ અને

નિર્દોષ કુમારિકાનો એણે તિરસ્કાર કર્યો, એ શું ઓછું બદનામી-ભરેલું છે? અને તે પણ શાને માટે? રણજીતને માથે આપણા શેઠે આળ મૂક્યું છે તેને માટે! જુઓ એ બુદ્ધિનો ભંડાર! અરે, એવા વેદીયાને તે માણસ કહેવો કે નહિ, તેજ મને તો સમજાતું નથી!

"કંઇ નહિ. જમુકાકા, મેં તો નિશ્ચય કર્યો છે કે બહુ ભણેલા તે બહુ મૂર્ખ—વ્હેમી ને બહુ દુઃખી! એ ભાઇ અનતરાય-બે દિવસ પર મને પણ રસ્તામાં મળ્યા હતા. અરે, એણે તો ધાર્યું હશે કે હું નિશાળનો માસ્તર છું, એટલે મન-સુખ મને સલામ કરશે! પણ સલામ શાની કરે? ઉલટું મેં તો એને મ્હોંડામ્હોંડ કહી નાખ્યું કે, મિસ્ટર! તમે તો મા-ણસ નહિ પણ કસાઇ છો! બીચારાનું મ્હોં કોડીયા જેવડું થઇ ગયું! શું બોલે, મારી આગળ?"



## પ્રકરણ ૨૫ મું

### હવાઇ કિલ્લા

મનસુખે કહ્યું:—"જમુકાકા, તમે જાપાન વિશે કાંઇ જાણો છો ?"

"જાપાન વિશે? હા. વાહ! કેમ નહિ? એ તો મોટો દેશ છે."

"એમ? જાપાન વિશે એટલુંજ જાણો છો ?"

"કેમ તમારે જાપાનની માહિતીની શી જરૂર છે?"

"અરે હું તો જાપાન વિશે ઘણું જાણું છું. આજકાલ સાહસિક માણસો માટે જાપાન જેવો દેશ નથી. તમે તમારા ગજવામાં આઠ આના લઇને જાઓ અને એકજ વરસમાં મોટા શેઠ બનીને આવો, એવી એ જગા છે! મિ. જમુકાકા! જુવો ને આપણા દેશના હોરા–પારસી ચીન–જાપાનની સફર મારીને કેવા શ્રીમંત થઇ આવે છે!"

જમનાદાસે પૂછયું: 'એટલું બધું કેવી રીતે કમાય?"

"એ તો ત્યાં ગયેજ જાણો" મનસુખે કહ્યું: 'ત્યાં ગયા પછી ગમે તેવો ડોબા જેવો માણસ પણ હોંશિયાર થઇ જાય છે. અને રૂપીઆ નહિ પણ ગીનીઓ લઇ આવે છે. અહીં પાસા

બરાબર નથી પડતા તેથી હું પણ ત્યાં જવાનો છું."

"કેવા પાસા? શું જુગારમાં નસીબ અજમાવવું છે?"

"ના રે! નસીબના પાસા." મનસુખે કહ્યું:—"જ્યારથી રણજીત ગયો છે, ત્યારથી મને અહીં ગમતું નથી. મેં રણજીતને પણ જાપાન આવવાનું કહ્યું, પણ એ ભાઇ તો હમણાં મને હસે છે. ભલે હસવા દો. હું એક વાર જઇ આવું, પછી મારા નસીબની બલિહારી જોઇ આપણે અહીંના ઘણા છોકરાઓ ત્યાં જવા તૈયાર થશે."

"ત્યારે ખરેખર, તમે જાપાન જવાના છો?"

"મારા કાકા આવે એટલીજ વાર છે. આપણને તો નાનપણથીજ તે સંભાળે છે—સહાય આપે છે. અને તેથીજ તો સંતોષ છે."

"તમારા કાકા બહુ પૈસાદાર છે?"

"નહિ ત્યારે? અરે, એમની પાસે તો શેરો, નોટોના બંડલો છે. કાંઇ ગુલાબરાય વકીલ જેવા રૂા. ૫૦)ની નોટ માટે જીવ બાળે અને કોઇને કોર્ટમાં મોકલે તેવા પાજી મનના નથી. મારા કાકાના પૈસા ક્યાંથી આવેલા તે ખબર છે? જાપાનથીજ. હું પણ જ્યારે એમની પેઠે જાપાનથી પચ્ચાસેક હજાર રૂપીઆ કમાઇ આવીશ, ત્યારે તમને બધાને ઉજાણી આપીશ. જમુકાકા! તમને પણ રજા અપાવી મારી સાથે હવાફેર માટે લઇ જઇશ, જેથી તમારી ખાંસી મટી જાય."

જમનાદાસ તેને શું જવાબ આપવા ઇચ્છતા હતા, તે હું કહી શકતો નથી; પરંતુ તે બોલવા ગયા કે તરતજ તેને ફરી ખાંસી આવી અને તે લગભગ પાંચ મિનીટ સુધી ચાલી.

મનસુખે તે જોયું. તેથી તેણે કહ્યું કે:—"જમુકાકા, તમને તો નક્કી મારો વિચાર જાપાનમાં કારખાનામાં જ રાખવાનો

થાય છે કે જેથી તમારી આ ખાંસી જન્મથીજ જાય !"

બીજે દિવસે જમનાદાસ ઓફીસમાં ન દેખાયો. ખાંસી નરમ પડી; પરંતુ કફની સાથે લોહી પડવા લાગ્યું હતું.

મનસુખ ઓફીસમાં એકલો હતો. ગુલાબરાયે રૂમમાંથી બહાર નીકળી પૂછ્યું:-"મનસુખ ! આજે જમનાદાસ કેમ આવ્યા નથી ?"

"હું તેમને ઘેર જઈ જોઈ આવું કે તે કેમ આવ્યા નથી ?" મનસુખે પૂછ્યું.

"ના રે, એવી કાંઈ દોડાદોડીની જરૂર નથી." ગુલાબરાય તેનો ગરજ઼ંતિ કરવાનો ઉદ્દેશ સમજી બોલ્યા.

"સાહેબ ! કાલે અહીં તેમને સખ્ખત ખાંસી આવી હતી. કદાચ આજે વધારે હશે."

"એમ ? કાંઈ નહિ...હું સાંજે જોઈ આવીશ." એમ કહી ગુલાબરાય પોતાની રૂમમાં ગયા.

મનસુખ બબડ્યો:-"પાંચ મિનિટ મને કામમાંથી છૂટો કરવો પડે, તેથી શેઠ સાહેબ પોતે જવાન છે !"

પરંતુ ૩-૪ દિવસ જમનાદાસથી ઓફીસમાં અવાયુંજ નહિ. તબીયત દિન પર દિન બગડતી ગઈ. મનસુખના એકલાના માથા ઉપર આખી ઓફીસનો 'ટોપલો' આવી પડ્યો હતો. મિ. ગુલાબરાય સંજોગો જોઈ કારકુની પણ કરવા બેસતા અને લગભગ ઓફીસનું અડધું કામ પતાવતા. બાકીનું પોતે ઘેર લઈ જતા અને થોડું મનસુખને પણ ઘેર કરવા આપતા.

મનસુખના પૈસાદાર કાકા જાપાનથી આ વેળા આવી પહોંચ્યા. તે વખતે મનસુખને ઘેર આનંદોત્સવ હતો. મનસુખે ઓફીસમાંથી રજા માંગી, પરંતુ તે મળી નહિ. મનસુખ ઘણુંયે બબડ્યો, પણ શું કરે ? ઓફીસનું કામ કરનાર એના સિવાય

બીજું કોઇ ન હતું ! વગર રજાએ જવા વિચાર થયો. પણ કાકાની સાથે જાપાન જવાનું નક્કી કર્યા વિના અહીંથી ખસે તેવો તે મુરખ નહોતો !

મનસુખના કાકા પૈસાવાળા હતા. મનસુખ પર તેમનું ઘણું હેત હતું. તેમણે આ ચાર દિવસના નિવાસમાં મનસુખને તેમજ તેનાં ભાઇ બહેનોને પુષ્કળ કપડાં-મીઠાઇ અપાવ્યાં. રોજ નાનામાં નાના જયંતને પણ રૂપીઓ દોઢ રૂપીઓ તો મળતોજ અને કોણ જાણે કેવી રીતે તે બોર પણ કરતો ! મનસુખને પણ રોજ બે અઢી રૂપીઆ મળતા, પરંતુ તેનાથી, મોજ ઉડાવવાનો વખત એ બિચારાને ઓફીસ કામને લીધે મળતો નહિ.

એ પણ ઠીકજ હતું. મનસુખને એ રોજ મળતા પૈસામાં-થીજ તેનું આગળનું દેવું ચુકવાતું હતું. કાકાસાહેબ પાછા જતાં જયંતને પચ્ચીસ રૂપીઆનું ઘડીઆળ અપાવી ગયા. મનસુખને સાઇકલ અપાવવાના હતા, પરંતુ મનસુખે તો કહ્યું કે મને તો સોનુંજ અપાવો કે જેથી અછોડો-વીંટી વગેરે કરાવી લઇશ. એના મનમાં કે પછી ક્યાં સોનાના રોકડા રૂપીયા થતા નથી ?

તેના કાકાએ તેને રોકડાજ આપ્યા !



## પ્રકરણ ૨૬ મું

### કુસુમ અને અનંતરાય

અનંતરાય અને કુસુમ ઓચિંતા આજે સ્વદેશી વસ્તુ ભંડારમાં મળી ગયાં! વચમાં બનેલા બધા બનાવોની વાત નીકળતાં કુસુમે કહ્યું:–"પરંતુ એમાં મારો શું અપરાધ? અનંતરાય!"

"કુસુમ! તારો અપરાધ હોય કે ન હોય તો પણ શું થઇ ગયું? તમારા ભાઇએ ચોરી જેવું કામ......"

"અનંતરાય! અમારી લાગણી હવે વધુ ન દુઃખાવો. મારા ભાઇએ એ કામ કર્યું નથી..." એમ કુસુમે કહ્યું. પરંતુ એટલામાંજ તેને યાદ આવ્યું કે હસમુખ પણ તેનો ભાઇજ હતો. તેથી ગુન્હો છુપાવવા પણ વળી જુઠું કેમ બોલવું? તેથી કુસુમે તરત તે શબ્દો ફેરવી નાંખ્યા.

"અનંતરાય! રણજીત નિર્દોષ જ છે, તે વખત આવ્યે જણાશે."

"પણ તે હું કેમ માનું? જો રણજીત નિર્દોષ હોય તો આ ચોરીના સંબંધમાં બનેલા બનાવો કેવી રીતે સમજવા, તે તારે મને સમજાવવું જોઇએ." અનંતરાયે 'તમે' ને બદલે હવે 'તું' વાપરી કહ્યું.

કુસુમ તે સમજી, પણ કાંઇ ઉત્તર આપ્યો નહિ.

અનંતરાયે આગળ બોલવા માંડયું:-"કુસુમ! રણજીત નિર્દોષ છે, એમ કહેવું સહેલું છે, પરંતુ તે સાબીત કરી આપવાને માટે જે પુરાવાની જરૂર છે, તે મેળવવા મુશ્કેલ છે. રણજીતે તે દિવસે કોર્ટની વચ્ચે જે ઢબથી ઉત્તરો આપ્યા હતા-જે વર્તણુંક બતાવી હતી-તેનાથી એના ઉપરનો આરોપ વધુ શકમંદ થાય છે. હશે, કુસુમ! તારો ભાઇ નિર્દોષ હોય એમ હું ઇચ્છું છું. એ નિર્દોષ હોય તેમાં મને પણ આનંદ છે. પરંતુ દિલગીર છું કે તેમ નથી!" તેણે કરડાકી કરી.

કુસુમે આંખમાં આંસુ સાથે કહ્યું:-"અનંતરાય, હું મારી આશાના સોગંદ ખાઇને કહું છું કે રણજીતે એ નોટ ચોરી નથી."

"કુસુમ, એમ તો તેં મને તે દિવસે પણ કહ્યું હતું! હું તે ભૂલી ગયો નથી. પરંતુ રણજીતની આ વર્તણુક પાછળ જે વિચિત્ર ભેદ રહેલો છે, તે તું મને કહેવા તૈયાર નથી. તેથીજ મેં તારો ત્યાગ કર્યો છે. કુસુમ! હું જાણી જોઇને કુવામાં ઝંપલાવું એવો મૂર્ખો નથી...

"મારામાં થોડીક અક્કલ તો છે જ. હું હાથે કરીને ચોર ભાઇની બહેનને પરણીને વગોવાવા માંગતો નથી. મારે એવી રીતે કલંકિત થવાની ઇચ્છા નથી. અરે, તને શું ખબર? માત્ર થોડાજ દિવસ પર હું સાંજે નિશાળેથી ઘેર જતો હતો, (અનંતરાય સૂર્યપુરની એક શાળામાં મુખ્ય શિક્ષક હતો) તે વખતે મારી આગળ બે ચાર છોકરાઓ ચાલતા હતા. તેમાંના એકે પૂછ્યું-આપણા માસ્તર સાહેબ પરણેલા છે? બીજાએ જવાબ આપ્યો કે-અરે, એ તો પેલા રણજીત ચોરની બહેન સાથે પરણવાના છે! એ સાંભળીને બધા છોકરા હસી પડયા અને એકે કહ્યું:-'જ્યારે માસ્તર સાહેબ ચોરની

બહેન સાથે પરણશે, ત્યારે પછી આપણને પરીક્ષામાં કોપી કરવાની મજા પડશે.' એ લોકોને ખબર ન હતી કે હું તેમની પાછળ જ ચાલતો હતો. મેં તેમનો શબ્દેશબ્દ સાંભળ્યો અને મને મારી જાત પરજ તિરસ્કાર આવ્યો. હવે તો હું ચેત્યો છું. કુસુમ! હું હાથે કરી મારૂં નાક કાપવા નથી ઇચ્છતો!"

અનંતરાયના શબ્દો સાંભળી કોમળ હૃદયી કુસુમના કાળજામાં કારી ઘા થતા હતા. "ચોર ભાઇની બહેન!" એ શબ્દોએ તેનાં હૃદયમાં ચીરો પાડ્યો હતો. તેનાં મનોહર નેત્રોમાંથી ફરી અશ્રુની ધારા વહેવા લાગી.

પ્રિય વાંચક! 'ચોર ભાઇની બહેન' એ શબ્દો ખોટા છે કે ખરા? ખરો ભેદ તો પછી જણાશે, પણ તું શું ધારે છે? કુસુમ તો જાણતી હતી કે એ શબ્દો ખોટા ન હોતા. તે બીચારીને ખબર હતી કે જો રણજીત નિર્દોષ ઠરે તો પણ પોતાના ઉપરનું કલંક દૂર થઈ શકે એમ ન હતું. રણજીત નિર્દોષ ઠરે—જાહેર રીતે જો રણજીતની નિર્દોષતા સિદ્ધ થાય—તો ચોરીને વિશે પાછી તપાસ શરૂ થાય, અને પુનઃ એ કારમું કલંક વધારે ભયંકર સ્વરૂપમાં હસમુખભાઇને વળગે! તેથી તે અનંતરાયના શબ્દોને તોડી નહિ શકી—મુંગે મ્હોંડે સહન કરી રહી; છતાં જુના સ્નેહથી તેણે અનંતરાયની દયા ખેંચવા ફરી એક વાર પ્રયત્ન કર્યો.

"ત્યારે શું તમે આપણા સંબંધનો ત્યાગ કરશોજ?"

"તેમ કર્યા વિના મારો છુટકો નથી. કુસુમ, ગમે તે ભોગે પણ મારે તારી સાથેનો સંબંધ તોડવોજ પડશે. મારે તે તોડવો જ જોઇએ."

"અનંતરાય! તમારા એ ત્યાગથી મારે કેટલું સહન કરવું પડશે, તેનો તમે વિચાર કર્યો છે?" કુસુમે કહ્યું:—"ત-

મારા તરછોડવાથી હું આખી ન્યાતમાં હલકી પડીશ. મારાં દુઃખી માતાપિતાની શી સ્થિતિ ! પુનઃ મારો વિવાહ થતાં અમને કેટલી મુશ્કેલીઓ પડશે તેનો ખ્યાલ કરો. અનંતરાય, મને કોઇ સ્વીકારશે નહિ. અમારી કુટુંબકીર્તિને ઝાંખપ લાગશે. અનંતરાય ! મારા પોતાના કાંઇ પણ દોષ વગર તમે મારો આ પ્રમાણે ત્યાગ કરો છો તે......"

અનંતરાયે વચમાં જ કહ્યું:—"તારામાં આજે કાંઇ દોષ નથી, એમ મને લાગે છે. પરંતુ એ નિર્દોષતા હંમેશ રહેશે એની કાંઇ ખાત્રી પડતી નથી. કોણ જાણતું હતું કે આવો શાણો દેખાતો તારો રણજીતભાઇ આવું કર્મ કરી બેસશે ? આ કલંક તો કુસુમ, તને એકલીને નહિ પણ તારા આખા કુટુંબને લાગી ગયું છે. કલંક લાગવામાં હવે કાંઇ બાકી રહ્યું જ નથી. તેજ કારણથી મારે તારો ત્યાગ કરવો પડે છે. આ છેલ્લી જ વખત હું તને કહી દઉં છું, કે કુસુમ, જ્યાં સુધી તું કહે છે તે પ્રમાણે તારો ભાઇ નિર્દોષ છે એમ જાહેર રીતે સાબીત ન થાય ત્યાં સુધી–અથવા કંઇ નહિ તો મારી એકલાની પણ તેવી ખાત્રી ન થાય ત્યાં સુધી–મારાથી તારો સ્વીકાર થાય જ નહિ !"

અનંતરાયે આ છેલ્લા શબ્દો સંભળાવી દીધા, એટલુંજ નહિ પણ કુસુમને ત્યાં તેવીજ રડતી મુકીને તે ચાલતો થયો.

આટલાં અપમાન સહ્યાં, આટલાં દુઃખો પડયાં અને આટલી અડચણો પડી, તો પણ કુસુમે હસમુખભાઇનો દોષ કોઇ પાસે કાઢયો ન હતો. જ્યારે હૃદય બહુ ભરાઇ આવતું ત્યારે તે એટલું જ બોલીને પોતાનું દુઃખ શમાવતી કે "હે દયાળુ દેવ ! ભાઇને આ શું સુઝયું ?" અથવા-"ઓ પ્રભુ, તું અમારી હજુ કેવી–કેટલી-કપરી પરીક્ષા કરે છે ?"

## પ્રકરણ ૨૭ મું.

### કુસુમની વિટંબના

કુસુમના મુખ પરની લાલી–મધુરતા અનંતરાયના છેલ્લા અપમાનથી–ત્યાગથી–ઉડી ગઇ હતી. તે ઘરમાં ફરતી અને કામ પણ કરતી, પરંતુ તેનો જીવ જાણે ઠેકાણે ન હોય તેમ જણાતું. ચાવી આપેલાં પૂતળાં પેઠેજ પોતાની ફરજો તે બજાવતી હોય તેમ જણાતું. તેનું જીવન શુષ્ક થઇ ગયું હતું. તેને સંસાર વિષમય લાગતો હતો. ફક્ત તેની આશા–ધીરજ–શાંતિ–સ્નેહ એ સર્વ ભાઇ રણજીતમાં હતા.

બંને ભાઇ બેન એકાંતમાં હોય ત્યારે આ દુઃખની વાતો કરતાં. જ્યારે કુસુમ પોતાનાં દુઃખને રડતી, ત્યારે રણજીત તેને આશ્વાસન આપતો. જ્યારે રણજીત દુઃખથી હિંમત હારી જતો, ત્યારે કુસુમ તેને હિંમત આપતી. જ્યારે કુસુમનું કકળતું હૃદય જોઇને રણજીત પોતાના ભેદનો સ્ફોટ કરી નાંખવાને તૈયાર થઇ જતો, ત્યારે કુસુમ તેને તેમ કરતાં વારતી.

બંને પરસ્પરને ધીરજ આપતાં કે: "આપણે હવે અહીં પહોંચ્યા પછી હિંમત ત્યજવી ન જોઇએ. જ્યારે આપણે સહન કરવાનું ધાર્યું જ છે, તો પૂરેપૂરૂંજ સહન કરવું જોઇએ."

× × ×

કુસુમકુમારી સાથેનો વિવાહ તોડ્યા વિશેનો અનંતરાયનો પત્ર જ્યારે વિનોદરાયને મળ્યો હશે, ત્યારે તે વાંચીને તેમની કેવી સ્થિતિ થઇ હશે, તેમને કેટલું દુઃખ થયું હશે, તેનો વિચાર વાંચકેજ કરી લેવો. જો એ વખતે વિનોદરાયની શારીરિક સ્થિતિ સુધરેલી ન હોત તો તેઓ આ વિષમ આઘાતને સહન કરી શકતે કે નહિ, એ શંકાભરેલું છે. ચંદ્રકાંતના નિદ્રાજનક, નિઃસ્વાર્થ પ્રયોગથી વિનોદરાયના શરીર પર ચમત્કારિક અસર થઇ. ડાકટર દિવસમાં બે ત્રણ વાર આવી તેમની સંભાળ લેતા હતા. એકંદરે દિવસે દિવસે તેમની શરીર પ્રકૃતિ સુધરતી જતી હતી. જ્યારે ઉપલો પત્ર તેમને પ્રાપ્ત થયો ત્યારે તેમનામાં બારીએ ઉભા રહેવાની શક્તિ આવી હતી.

હસમુખને કોઇ વાર બીજું કામ હોય ત્યારે તે ચોપડા બાપાજી આગળ મૂકીને ચાલ્યો જતો અને વિનોદરાય તે જાતે તપાસી લેતા. તેમનામાં એ જાડા ચોપડાના પાનાં ઉથલાવવા જેટલી શક્તિ આવી હતી. પરંતુ આશ્ચર્ય છે કે હજુ સુધી તેમને એ ચોપડામાં કાંઇ પણ ઘોટાળો થયો હોય એમ લાગતું ન હતું.

થોડા દિવસ પસાર થયા. વિનોદરાય લાકડીના ટેકા વડે ચાલી શકવા લાગ્યા. ચંદ્રકાંતે તેમને ગાડીમાં બેસીને બહાર જવની છૂટ આપી. તે પ્રમાણે કોઇક વાર સંધ્યા વખતે તેઓ બહાર ફરવા જતા.

પ્રિય વાંચકો ! પોતાના આવા ભયંકર અને અસાધ્ય થઇ ગયેલા રોગને આટલા થોડા વખતમાં ઘેર બેઠે મટાડનાર તરફ કોઇ પણ માણસને કેવી ઉંડી ઉપકારવૃત્તિ ઉદ્‌ભવે, એની કલ્પના કરવી કઠણ નથી. વિનોદરાય ઘણી વાર પોતાની એ વૃત્તિ ચંદ્રકાંતને અનેક રીતે–શબ્દોમાં અને કૃતિમાં પણ–દર્શાવતા. ડાક્ટર માત્ર વિવેકથી તેના યોગ્ય ઉત્તર આપતો

જેમ જેમ વિનોદરાયને ડાક્ટરનો વધુ ને વધુ પરિચય-સહવાસ-થતો ગયો, તેમ તેમ તે તેમને વધુ ને વધુ આકર્ષક લાગતો ગયો. વિનોદરાય દિવસે દિવસે તેના જ્ઞાનથી, ડહાપણથી, ચતુરાઈથી, ચારિત્રથી વાકેફ થતા ગયા અને તે સાથે તેના ઉપર મોહ પામતા ગયા.

એક દિવસ પતિ પત્નીએ અનંતરાયના પત્ર વિશે ખેદ કર્યો. એવામાં હસમુખના સ્મરણથી તેમને વિચાર થયો કે ચંદ્રકાંતના ઉપકારનો આ બદલો શી રીતે વાળવો! પ્રિય વાંચક, તું સૂચવી શકશે?

\+ + +

હરિલાલ શેઠ વિનોદરાયની ખબર લેવા આવ્યા હતા, તેમણે તેમની તબીયત આટલી સુધરેલી જોઈને અભિનંદન આપ્યું. ડાકટરને પણ શાબાશી આપી અને પછી તે રણજીતના ઓરડામાં આવ્યા.

રણજીતને ઘણા દિવસથી તેમને મળવાનું મન હતું. રણજીતના માથા પર આવી પડેલા આરોપને લીધે તેના ઉપર જે જે સંકટો આવી પડ્યા હતાં, તેમાં હરિલાલની દિલસોજી હતી. તેમને રણજીતની દયા આવતી હતી. તેમણે એમ ધાર્યું હતું કે કમનસીબે રણજીતથી કોઈની કાંઈ વસ્તુ ખોવાઈ કે ફુટી ગઈ હશે અને તેને પૈસા ભરી આપવાને માટે તે ગભરામણમાં આવી પડ્યો હશે. તેથી જ તેણે નક્કી કે ગુલાબરાયની નોટ પર હાથ નાંખ્યો હશે.

જો એમ હોય તો હરિલાલ રણજીતને પૈસાની મદદ આપવા ઇચ્છતા હતા. તેમની એવી પણ ઇચ્છા હતી કે જો પોતાનું અનુમાન ખરૂં હોય તો ગુલાબરાયને આપવા માટે પોતે રણજીતને પચાસ રૂપીઆ આપવા અથવા તેના વતી પોતે જ નેતે

ટપાલમાં મોકલી આપવા.

તેમણે રણજીતના ઓરડામાં પ્રવેશ કર્યો. પરંતુ ત્યાં રણ-જીત ન હતો. તેના નાનકડાં બેંચ–ટેબલ પર તેણે અધૂરાં મૂકેલા દસ્તાવેજના કાગળો પથરાના પેપરવેઇટ નીચે દબાવેલા હતા. એક ખૂણામાં બે રેંટીઆ અને એક ફીરકી પડયાં હતાં. તેમાંના એક રેંટીએ બેસીને કુસુમ કાંતતી હતી.

"ઓહો ! અહીં તો જાણે મહિલા મંડળનો રેંટીઆ કલાસ હોય એમ દેખાય છે !" હરિલાલ ત્યાં પ્રવેશ કરતાં વાર બોલી ઉઠયા.

કોઇ દિવસ આ ઓરડામાં પ્રવેશ ન કરે એવી વ્યકિતને અત્યારે એકાએક આવી પહોંચેલી જોઇને સૂતર કાંતતી કુસુમ પળવાર ગભરાઇ ગઇ, અને પછી તરત ઉભી થઇને પોતાનું વસ્ત્ર સંકોરી ઉભી રહી

હરિલાલ એકદમ એક મોટી ખુરશી પર બેસી ગયા અને પૂછયું:—"કુસુમ ! બેન, શું કરે છે તું ? કેમ, રણજીત નથી ?"

હરિલાલનું એ સંબોધન સાંભળી કુસુમ સ્વસ્થ થઇ ગઇ અને પાછી રેંટીએ બેસતાં બોલી:–"નાજી, રણજીતભાઈ હમણાં જ બહાર ગયા છે."

બંને જણાં થોડીવાર ચૂપ રહ્યાં. હરિલાલ રણજીતના ટેબલ પર પડેલી ચોપડી-'પ્રભુમય જીવન'–જોવા લાગ્યા.

કુસુમે પૂછયું: 'કેમ, આપને ભાઇનું કામ હતું કાંઇ ?"

"હા. કામ તો હતું...પણ...કુસુમ, મારે તને પણ એક બે વાત પૂછવાની છે."

કુસુમે તેમના પ્રશ્ન સાંભળવા માટે ઉત્સુકતાથી તેમની સામે જોયું; જો કે રેંટીઆ પર તેનો હાથ ચાલુ જ હતો.

"અનંતરાયે વિવાહ તોડી નાંખ્યો એવું મેં સાંભળ્યું છે. તે

શું ખરૂં છે ?"

કુસુમ કાંઇ બોલી નહિ. તેનું હૃદય ધબકવા લાગ્યું હતું. હરિલાલભાઇએ વળી આ વાત કયાં ઉપાડી? એમ તેને લાગ્યું.

"કુસુમ! મારાથી તું શરમાય છે, પરંતુ હું તો તારા બાપની જગાએ-તારા સ્નેહી-શુભેચ્છકની જગાએ છું. મને દુઃખ થાય છે તેથી પુછું છું કે અનંતે એ સંબંધ શા માટે તોડયો? કુસુમ, મને સાચું કહેજે. હું એ કારણ જાણવા માગું છું અને તેનું સાચું જ કારણ જાણવા માંગું છું."

કુસુમની આંખમાં આંસુ આવ્યાં. આજ કેટલાયે દિવસ થયા, કુસુમને આ વાતનું સ્મરણ કરવું કે તેના પર વિચાર સરખો કરવો એ વિષ સમાન લાગતું હતું. એ વાત વિશે બીજું કોઇ વાત કરતું હોય તો ત્યાં કુસુમ ઉભી રહેતી નહિ-તેનાથી ઉભા રહી શકાતું નહિ. જે કારણને લીધે પોતાનો ત્યાગ-તિરસ્કાર-અસ્વીકાર થયો હતો, તે કારણ યાદ આવતાં-તે સંબંધનો છેલ્લો પ્રસંગ પોતાનાં સ્મરણ ચક્ષુ સમક્ષ ખડો થતાં જ કુસુમનું હૃદય ભરાઇ આવતું અને એકાંતમાં તો તે ખરેખર-હૃદય ખુલ્લું મૂકીને-પેટ ભરીને-રડતી!

પ્રિય વાંચક! જેનો વિવાહ તુટયો હોય કે જે પતિથી તરછોડાયલી હોય એવી એકાદ કોમળ કાળજાની કુમારિકાની તથા તેનાં દુખી માતપિતાની માનસિક દશાનો ચિતાર તું તારી કલ્પના સૃષ્ટિમાં કલ્પી શકે છે? એવી અપમાન પામેલી કોઇક સુશિક્ષિત કન્યાને તેં એકાંતમાં અશ્રુ સારતી જોઇ છે ખરી? જગતને, સમાજને, સ્નેહીજનોને-એવી અસ્વીકાર્ય થયેલી, થોડા સમય માટે પણ દુઃખી બનેલી, નાજુક હૃદયની, સમજુ કે અજ્ઞાન બાલિકાની કારમી હૃદયવેદનાનો એક દશાંશ પણ, તું અનુ-

બની શકે છે? જો આ પ્રશ્નોનો ઉત્તર નકારમાં હોય તો-તો મારી નિર્બળ લેખિની નિરાશ થાય છે! કુસુમકુમારીની મનોવ્યથા સમજુ હૃદય તો તરત સમજી શકશે જ.

હરિલાલના પ્રશ્નનો કુસુમે ઉત્તર ન આપ્યો. તેમણે બીજી વાર પ્રશ્ન પૂછ્યો; "કુસુમ! શું તને સંકોચ થાય છે? બેન! મારો તમારા કુટુંબ સાથેનો સંબંધ-તમારા પિતા સાથેનો સ્નેહ -સર્વનું સ્મરણ કરી વિશ્વાસ હોય તો મને કહે."

કુસુમનું મુખ હવે ઉઘડ્યું. તેણે નમ્ર સ્વરે કહ્યું: "કાકા! મને કહેતાં સંકોચ થાય છે કે શરમ લાગે એવું કાંઇ નથી. તમારા ઉપકારો તો અનહદ છે. માત્ર મને એ વાત સાંભરતાંજ અત્યંત દુઃખ થાય છે, તેથી આપ માફ કરો અને કાંઇ બીજું પૂછવું હોય..."

"નહિ કુસુમ! આ મારા પૂછવામાં એક ઉદ્દેશ છે. હું તારાજ હિતને માટે પૂછું છું. જો કે અનંત મારો કંઇક-દૂરનો -સગો થાય છે, તો પણ તેના ઉપર મારૂં ઘણું ચલણ છે, એ તને ખબર નહિ હોય..."

"તે હશે. પરંતુ કાકા, મને એ વાત સંભારવીજ દુઃખમય લાગે છે."

"પણ કુસુમ, મને લાગે છે કે દુઃખમય વાતને હું સુખમય કરીશ."

"આપ નહિ કરી શકો, કાકા."

"પણ તું કહે તો ખરી. મેં દુનિયાની ઘણી લીલીસુકી જોઇ છે તેથી તને સુખી કરી શકીશ યા સુખનો માર્ગ બતાવીશ."

કુસુમ થોડી વાર શાંત રહ્યા પછી બોલી: "આપ જાણોજ છો કે રણજીતભાઇના ઉપરથી ચોરીનું આળ હજુ દૂર થયું નથી."

"હા. પણ તેનું શું છે?"

"તેજ કારણથી તેમણે મારો ત્યાગ કર્યો."

"બસ? શું માત્ર એટલા પરથીજ અનંતે તારો ત્યાગ કર્યો? શું તું સાચું કહે છે?"

"એટલા પરથીજ. હું સાચુંજ કહું છું."

"એ તો બહુ વિચિત્ર!" હરિલાલ બોલ્યા અને કંઇક વિચારમાં પડ્યા. કુસુમ પણ વિચારમાં પડી. તેને લાગ્યું કે મારાથી કાંઇ ખોટું બોલાઇ ગયું છે. શું તેમણે મારો ત્યાગ કર્યો છે કે મેં રણજીતની વર્તણુંકનો ભેદ પ્રગટ કરવા ના કહી તેથી?

કુસુમના વિચાર આગળ વધતે પરંતુ એટલામાં જ હરિલાલ બોલ્યા–"કુસુમ! રણજીતને કાંઈ દેવું હતું? કે તેણે કોઇ બીજાની વસ્તુ લાવીને ગુમાવી હતી કે ફોડી હતી?"

"નાજી. દેવું નહોતું. તેમ રણજીતભાઇ બીજાની વસ્તુ કોઇ દિવસ એમ ને એમ લાવતો જ નથી." કુસુમે ઉત્તર આપ્યો.

"ત્યારે આમ કેમ?" એમ બોલી હરિલાલ વિચારમાં પડ્યા. વળી થોડી વારે વિચારમાંથી જાગીને તેમણે કહ્યું–

"કુસુમ! તું શું ધારે છે? રણજીત નિર્દોષ છે કે ગુન્હેગાર?"

આ પ્રશ્નનો શો ઉત્તર આપવો તે વિશે કુસુમ વિચારમાં પડી. રણજીતને એકાએક નિર્દોષ જાહેર કરી દેવાથી હરિલાલ આગળ પ્રશ્ન પૂછે તો? શું હસમુખભાઇનો સંબંધ વાતમાં આવશે? કુસુમે પળવારમાં તેનો નિશ્ચય કરી લીધો અને ઉત્તર આપ્યો: "હું તો રણજીતભાઇને નિર્દોષ ધારૂં છું."

"જો એમ હોય તો એ પોતાની નિર્દોષતા શા માટે સિદ્ધ કરતો નથી?" હરિલાલે કહ્યું.

કુસુમે કાંઇ ઉત્તર આપ્યો નહિ.

હરિલાલે કહ્યું–"હું પણ માનું છું કે રણજીત નિર્દોષ હોવો જોઇએ, પરંતુ તે કંઇક સંકડામણમાં આવી જવાથી આવું બન્યું હશે ?"

"હું શું કહી શકું ?" કુસુમે ટુંકો જ ઉત્તર આપ્યો. તેના મનમાં એવી ઇચ્છા હતી કે હવે આ વિષય અહીંથી જ પતે તો સારૂં.

"એમાં કાંઇક ભેદ તો છેજ." હરિલાલ બોલ્યા–"મને તો તેની ખાત્રી છે...અને મેં તો તારા માબાપને પણ એમજ કહ્યું છે. મને એ ભેદની તપાસ કરવાની બહુજ ઇચ્છા છે. હું એ ભેદને વિશે તપાસ કરીશ. તમારા કુટુંબ પરનું આ કલંક દૂર થવું જોઇએ."

'ભેદને વિશે તપાસ કરીશ !' એ શબ્દો સાંભળીને કુસુમ ચમકી. તેનું અંગ રોમાંચથી થરથરી ઉઠયું ! જે કામ પેલા બટુકલાલે અડધેથી છોડયું તે શું પાછું હરિલાલ હાથમાં લેશે ? એટલે ? અત્યારનો કુટુંબકીર્તિને લાગેલો ઝાંખો ડાઘ વધારે સ્પષ્ટ થાય, વધારે કાળો થાય, વધારે ભયંકર બને ! દુઃખી માબાપને મ્હોં કાળું કરવું પડે ! આખું કુટુંબ મોટી આફતમાં આવી પડે ! !

વિદ્યુતના એક ચમકારાની પેઠે એ વિચારો કુસુમના મગજમાંથી પસાર થઇ ગયા અને ગભરાટમાં તે બોલી ઉઠી: 'અરે, નહિ નહિ કાકા સાહેબ, એની તપાસ નહિ કરશો. એ ભેદની તપાસ આપ જરા પણ કરશો નહિ..."

"કેમ, કુસુમ ?" હરિલાલે આશ્ચર્યચકિત થઇ પૂછયું.

"એમ કરવાથી કાંઇ ફાયદો નથી. ઉલટું ભેદની તપાસ કરવાથી મોટો ઉત્પાત થશે–થવાનો સંભવ છે." કુસુમે બનાવટી કારણ આપ્યું.

"ઉત્પાત થવાનો સંભવ છે ! કેવી રીતે ?" તેમણે પૂછયું.

"તે હું કહી શકતી નથી. પણ હું આપની પાસે એટલુંજ..."

હરિલાલ વચમાં બોલવા જતા હતા. કુસુમે તેમને અટકાવ્યા.

"કાકા," આંખમાં અશ્રુ સાથે તેણે કહ્યું, "આપ બાપાજીના મિત્ર છો, આપ અમારા સર્વના હિતૈષી છો. હું માનું છું કે આપ અમારૂં બુરૂં નહિ ઇચ્છો ?"

"નહિજ. કુસુમ ! એમ શા માટે બોલે છે ? હું તો મારા ગમે તેવા અંગત ભોગે તમારૂં ભલું કરવા ઇચ્છું છું. તમારી જાગીરની વિપત્તિ વેળા તમારી ખાત્રી થઇ હશે કે અમે પૈસાના નહિ પણ માણસના સગા છીયે."

"ત્યારે મારી આટલી વિનંતિ સ્વીકારો. હું હાથ જોડીને, પગે પડીને માંગી લઉં છું કે આપ આ ભેદને ઉકેલવાનો પ્રયાસ નહિ કરો ! એને હાલ તો જેમના તેમ પડી રહેવા દો. પ્રભુ ! વખત આવ્યે સહાય કરશે." કુસુમે ગળગળે સાદે કહ્યું.

હરિલાલ સ્તબ્ધ થઇ ગયા ! "આ શું ?"

જાણે સ્વપ્નગ્રસ્ત બન્યા હોય તેમ તે ઉઠ્યા. ઉભા થયા ! અને તેવીજ ગંભીર-ભયંકર શાંતિથી તે ઓરડો છોડી ગયા !



## પ્રકરણ ૨૮ મું.

### શાંત પાણીમાં પથરો !

બપોરના બાર–એક વાગ્યા હશે.

મિ. ગુલાબરાય પોતાની ઓફીસમાં મનસુખની સામેના ટેબલ આગળ બેઠા હતા. જ્યારથી જમનાદાસ ઓફીસમાં આવવા અશક્ત થયો હતો, ત્યારથી ગુલાબરાય જાતે ઘણી વાર સુધી બહારના ટેબલ આગળ બેસતા અને મનસુખના કામમાં મદદ કરતા.

મનસુખ થોડા દિવસ તો સહન કરી રહ્યો. પરંતુ જ્યારે કામનો બોજો અસહ્ય થવા લાગ્યો, ત્યારે ધમાલ મચાવવા લાગ્યો. જુના સાથી રણજીતને પાછો બોલાવવાને તે ગુલાબરાયને વાર આગ્રહ કરવા લાગ્યો.

ગુલાબરાયનો રણજીત તરફનો ક્રોધ–હવે ધીમે ધીમે શાંત થયો હતો. રણજીતને કાઢી મૂકયા પછી તેને રણજીતની ખરેખરી ખોટ જણાવા લાગી. રણજીત ચોરી કરે એવો નથી, એવી તેની આગલી છાપ યાદ આવી. પરંતુ એકવાર કાઢી મૂકેલાને બોલાવવા કેમ જવાય ? છતાં એકવાર મનસુખના બડબડાટને જવાબ

આપી દીધો:—"રણજીત પાછો આવે અને સીધી રીતે રહે તો મને શું વાંધો છે?"

મનસુખે રણજીતને એ શબ્દો પહોંચાડયા. સાથે એમ પણ ઉમેર્યું કે, "રણજીત! તું જરૂર આવ. હાલ ખરો વખત છે. અત્યારે તું આવશે તો એ તને જરૂર વધાવી લેશે, સમજ્યો?"

રણજીતને પૈસાની જરૂર હતી. બીજે કોઇ ઠેકાણે નોકરી મળતી નહોતી તેથી મનસુખની સુચના પ્રમાણે આજે રણજીતે ગુલાબરાયની ઓફીસમાં આવી પુછયું, "સાહેબ, હું ધારૂં છું કે આપને અત્યારે હું કામ લાગી શકું."

"હા, જમનાદાસ હાલ આવી શકતો નથી. એટલા દિવસ..."

"હા–એટલાજ દિવસ! પરંતુ તે એક શરતેજ. તે એ કે હું નકલ કરવાના-લખવાના–સુધારવાના દસ્તાવેજો ઘેર લઇ જઇશ."

ગુલાબરાયે કહ્યું, 'તું અહીં આવીને કામ કરે તોય મારે કાંઇ વાંધો નથી.'

પરંતુ રણજીતે તેમ કરવાની ના કહી. ઓફીસમાં મળવા આવતા લોકોને પોતાના શિર પરનું વાદળું દૂર થયા વગર પોતાનું મ્હોં બતાવવાની તેની ઇચ્છા ન હતી. ગુલાબરાયે તે બ્હાનું ખરૂં જાણી તથા પોતાને ગરજ હતી તેથી રણજીતની શરત સ્વીકારી.

રણજીત રોજ સવારે ઓફીસમાં આવીને લખવા વગેરેનું કામ ઘેર લઇ જતો અને સાંજે ઓફીસ બંધ થતાં પહેલાં પાછું આપી જતો.

એ પછી પણ કેટલાક દિવસ વીતી ગયા!

એક દિવસ બપોરે મનસુખ એકલો ઓફીસમાં બેઠો હતો.

ગુલાબરાય કોઇકને મળવા બહાર ગયા હતા. તેમણે પાછા આવીને પોતાના ટેબલ પર બપોરની ટપાલમાં આવેલા બે કાગળો જોયા. તેમાંનો એક કાગળ વાંચતાં તે બોલ્યો, "અરે, વાહ, આ તો અજબ જેવું છે!"

મનસુખે એ સાંભળી ઉંચું જોઇ પૂછ્યું, "શું છે?"

વાંચનાર! એ કાગળમાં શું હતું એ જાણવાની તને પણ ઇચ્છા થઇ હશે. તો ગુલાબરાય કરતાં હું તને કહી દઉં કે તે કાગળની સાથે એક પચાશ રૂપીઆની નોટ બીડેલી હતી. કાગળમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

"ખોવાયલી પચાસ રૂપીઆની નોટ."

"જે માણુસને હાથ તે લાગી હતી, તે તેજ નોટ મિ. ગુલાબરાયને પાછી મોકલે છે. તેમ કરવામાં તેનો ઉદ્દેશ એ છે કે જેના ઉપર એ નોટની ચોરીનો ખોટો આરોપ મૂકવામાં આવ્યો છે, તેને તેમાંથી મુક્ત કરવામાં આવે.

લી. નોટનો લેનાર."

બસ. આ અક્ષરો નાનકડી કાગળની કાપલીમાં વિચિત્ર હસ્તાક્ષરથી લખેલા હતા. મિ. ગુલાબરાય તે વાંચી સ્તબ્ધ થઇ ગયા! પછી તેમણે એ કાગળ અને તેના મોકલનાર વિશે વિચાર કરવા માંડયા. કાગળમાં કોઇ પણ માણુસનું નામ ન હતું. તેના ઉપર મુંબાઇની પોરટની છાપ હતી. મિ. ગુલાબરાય ગુંચવાયા કે એ કાગળ મોકલનાર કોણુ હોઇ શકે?

તેમણે પેલી નોટ હાથમાં લીધી—તપાસી. મનમાં પ્રશ્ન થયો કે, 'શું એ મારી મૂળ નોટ હશે? આટલે દિવસે તે કેમ કહી શકાય? મૂળ નોટનો નંબર પણ યાદ નહોતો. તે લખી લીધો

હોત તો કેવું સારૂં થાત !'

ગુલાબરાય તે કાગળ તપાસવા લાગ્યા. કદાચ તેની જાત-પરથી માલમ પડે ! ગુંદર પરથી પરખાય ! પણ તેમ થઇ શક્યું નહિ.

અચાનક તેમની નજર કાગળમાંના શબ્દો પર પડી કે, મોકલનારનો ઉદ્દેશ એ છે કે જેના ઉપર ખોટો આરોપ હતો, તેને મુક્ત કરવામાં આવે ! એમ કેમ ન બને કે રણજીતે જાતેજ આ નોટ પાછી મોકલી હોય-અથવા પોતાના કોઇ મિત્ર પાસે મોકલાવી હોય ?" ગુલાબરાયને વિચાર આવ્યો.

"પરંતુ તે કેવી રીતે પકડાય ? અથવા એની સાબીતી શું ? હું બટુકલાલને પાછો બોલાવું ? પણ નહિ. મને લાગે છે કે તેનાથી કાંઇ વળવાનું નથી. આ બાબતજ એવી વિચિત્ર છે કે જાણે તેનો અંત આવવાનોજ નથી એમ મને લાગે છે. પણ હું જ અત્યારે રણજીતને બોલાવું અને તેને અચાનક આ નોટ બતાવું. તેના મ્હોં પર કેવાં ચિહ્ન દેખાય છે, તે પરથી કંઇક તો માલમ પડશેજ..."

મિ. ગુલાબરાયે મનસુખને બોલાવ્યો.

"કેમ, સાહેબ ?" કહી તે ઉભો.

"રણજીતને ત્યાં જરા દોડી જા. તેને અહીં બોલાવી લાવ."

ગુલાબરાયે દોડી પહોંચવાનું કહેતાંજ મનસુખ છલંગ મારી રણજીતને ઘેર પહોંચ્યો. પાંચેક મિનિટમાંજ તે રણજીતને પકડી લાવ્યો. ગુલાબરાયે રણજીતને રૂમમાં બોલાવ્યો-અને તેના હાથમાં એ આવેલી નોટ એકાએક મૂકી દેતાં કહ્યું, "જો રણજીત, આ નોટ નનામી મારા પર ટપાલમાં આવી છે !"

રણજીતના મુખ પર પ્રથમ તો નોટ જોઇને આશ્ચર્યનાં

ચિન્હો દેખાયાં.

ગુલાબરાયે તરત પૂછ્યું, "રણજીત, જે નોટ ચોરાઇ હતી તે આજ હતી ને ? તેં જોઇ હતી ને ?"

"તે હું કેવી રીતે કહી શકું ? સાહેબ ! હુ તો અંદરના ટેબલ પરથી આપની પાસે બહાર લાવ્યો, તેટલો જ વખત જોઇ હતી. તેને ઘણા દિવસ થયા."

"રણજીત, આ નોટ તેં તો નથી મોકલી ને ?"

"હેં ? મેં ? કેમ ?" રણજીતે અત્યંત આશ્ચર્યથી પૂછ્યું.

"હં ! તારા પરનું આળ દૂર કરવા માટે ?'

"સાહેબ, એમ બને જ કેમ ?" હું પચ્ચાશ રૂપીઆ ક્યાંથી લાવું ?"

"તને પેલી કલબમાંથી પગાર મળ્યો હશે ને ?"

"સાહેબ, કલબમાંથી તો મને ક્યારનો કાઢી મૂક્યો છે ! અને ત્યાં મેં પૂરો એક મહિનો પણ કામ કર્યું નથી."

ગુલાબરાયે વાપરેલો 'પગાર' શબ્દ સાંભળીને રણજીતને એક વિચાર-કોણ જાણે ક્યાંથી-સુઝી આવ્યો. 'હસમુખભાઇનો પગાર એક બે દિવસમાં આવવાનો હતો, એમ તેણે જાતે જ ઘરમાં બાપાજીને કહ્યું હતું ! આ નોટ તેમણે જ કેમ નહિ મોકલી હોય ?'

રણજીતના મુખ પરથી આશ્ચર્યનાં ચિન્હો અદૃશ્ય થવા લાગ્યાં અને તેને સ્થાને ભય-ચિંતા આવી બેઠાં ! એ ચિન્હો ગુલાબરાયના શબ્દોથી દૃઢ થયાં.

તેજ પળે-તેજ વિપળે-ગુલાબરાયના મગજમાં વિચાર આવ્યો:

"અરે, હા ! પેલો અનંતરાય શું કહેતો હતો !...બરાબર છે. તેણે જાતે જ હરિલાલને મ્હોંડે સાંભળેલું કે તે રણજીતની

તરફથી મને પચાસ રૂપીઆ મોકલી આપવા તૈયાર—ઇંતેજાર છે! આ રૂપીઆ તેણે જ મોકલેલા હોય..." એ વિચાર ગુલાબરાયે રણજીત આગળ જુદા સ્વરૂપમાં વ્યક્ત કર્યો.

"રણજીત, તું કહે છે કે તેં આ નોટ મોકલી નથી, તે હું માની લઉં છું. પણ મને લાગે છે કે તારા કોઇ હિતૈષીએ તે મોકલેલી છે. જે માણસ તારે ખાતર પચાસ રૂપીઆનો ભોગ આપવા તૈયાર છે, એવા એકાદ તારા સ્નેહી સંબંધીએ તે મોકલેલી છે. જો તેમ હોય તો તું તે માણસને ઓળખતોજ હોવો જોઇએ."

પ્રિય વાંચક! એ શબ્દોએ રણજીતના મુખ પરનાં ચિન્હોમાં કેવી અસર કરી હશે, તેની કલ્પના તારે જ કરી લેવી.

મિ. ગુલાબરાયે પોતાની દષ્ટિ રણજીતની આંખો પર સ્થિર કરી. રણજીતના મ્હોં પર થતા ફેરફાર તેણે નિહાળ્યા. તે પરથી સાચી નિર્દોષતા જે પહેલાં છવાયલી હતી, તે ધીમે ધીમે ઉડી ગઇ અને તેને બદલે પોતાના ભાઇના કૃત્ય માટે ઉત્પન્ન થયેલી શરમ અને ભય આવી વસ્યાં.

રણજીતે અચકાતાં અચકાતાં ઉત્તર આપ્યો, "સાહેબ, એ નોટ કોણે મોકલી તે મારાથી સમજી શકાતું નથી. આપના જેટલું જ આશ્ચર્ય મને લાગે છે."

રણજીતની અચકાતી બોલી જોઇને ગુલાબરાય હજુ વહેમ વધ્યાથી બોલ્યા—"રણજીત, તારા શબ્દો અને તારી વર્તણુંક એકમેકથી ઉલટાં-અજુકતાં દેખાય છે. છતાં હું માની લઉં છું કે તેં એ નોટ લીધી ન હતી!"

"ના, સાહેબ મેં લીધી ન હતી." રણજીતે કહ્યું.

"ઠીક, ત્યારે. તારા આ શબ્દોથી મને એક પ્રકારનો સંતોષ થાય છે, અને હવે હું ચોરીની તપાસ માટે બડુકલાલ

ડીટેકટિવને પાછો ઓર્ડર આપીશ."

એ સાંભળીને રણજીત ભડકયો ! પહેલાંના જેવી જ ક્ષુબ્ધ ભયગ્રસ્તતાથી તે બોલી ઉઠયો: "નહિ. નહિ. સાહેબ, જવા દોને. એમ કરવાથી કંઇ પરિણામ આવવાનું નથી. એના કરતાં તો હું જ એ આળ સહન કરીશ..."

"રણજીત, તું શું કહેવા માંગે છે ?" ગુલાબરાયે પૂછ્યું.

"સાહેબ, આપ ભલે મને જ ચોર માનો...પણ..."

"તનેજ ચોર માનું ? રણજીત, તારૂં મગજ ઠેકાણે છે કે નહિ ? એક ક્ષણે તું કાંઇ બોલે છે અને બીજીજ ક્ષણે તેથી ઉલટું ! તને ખબર છે કે હું ચોરને શિક્ષા કરાવવા માંગું છું ? હું મારી નોટના ચોરને કેદમાં નંખાવવા..."

"તે શિક્ષા આપ ભલે મને કરો. આપ મને કેદમાં નંખાવો. હું તે બધું સહન કરીશ. પરંતુ..."

"પરંતુ ખરો ગુન્હેગાર બતાવીશ નહિ, ખરૂં ને ?" ગુલાબરાયે ઘાંટો પાડીને પૂછ્યું: "રણજીત, તું કોઇનો બચાવ કરવાનો પ્રયત્ન કરે છે ?"

"સાહેબ, હવે એ વાત પડતીજ મૂકો ને. આપના રૂપીઆ પાછા મળી ગયા છે. હવે ચોરની નકામી શોધ કરવામાં શો લાભ છે ?"

"તને શું ખબર, રણજીત, કે મને જે નુકશાન થયું તે માત્ર એ નોટનુંજ ન હતું. તેની પાછળ વ્યર્થ ગયેલો વખત, શોધ, ખટપટ, ચિંતા, વગેરે મને કોણ ભરી આપનાર છે ?"

"સાહેબ, આપના કરતાં તો મનેજ વધારે નુકશાન થયું. મારો વ્યર્થ ગયેલો વખત, મારી ચિંતા, મારી વ્યથા અને સૌથી કિંમતી મારી કીર્તિ ! એ બધું મને કોણ ભરી આપવાનું છે ?"

રણજીતે કહ્યું.

"પરંતુ તેમાં ભૂલ કોની છે? જો તું ખરેખર નિર્દોષ હતો, તો તારે માત્ર એકજ શબ્દ બોલીને તારી જાતને મુક્ત કરવાની હતી." ગુલાબરાયે કહ્યું.

રણજીત મનમાંજ બોલ્યોઃ 'સાહેબ, મારે માટે એ શ્રેયસ્કર હોત તો મેં તેમ કર્યુંજ હોત! અને એ પ્રસંગનો અંત આ ટકેથીજ આવ્યો હોત.'

રણજીત જતો હતો, તે વખતે ગુલાબરાયે પૂછ્યું: "કેમ, પેલું ખત તૈયાર થયું કે?"

"હાજી, લગભગ તૈયાર થઇ ગયું છે. પાંચ સાત લીટી બાકી છે. આજે સાંજે પૂરૂં કરીને લેતો આવીશ." એમ કહીને તે બહાર નીકળ્યો.

રણજીત બહાર નીકળ્યો કે તરતજ મનસુખે તેને તે વાતચીત પૂછી.

રણજીતે કહ્યું—"કોઇએ પેલી નોટ પાછી મોકલાવેલી છે."

"હેં? કયી નોટ? પેલી ચોરાઇ હતી તે? શું તેજ મૂળ નોટ છે?"

"તે મૂળ નોટજ છે કે બીજી છે, તે હું જાણતો નથી, પણ પચાસ રૂપીઆની છે, અને તેની સાથે નનામો કાગળ છે."

"ત્યારે તો વાહ! હું ધારતો હતો તેમજ બન્યું. મને તો ખાત્રી હતી કે ગમે ત્યારે પણ તારા માથા પરથી આળ ઉતરશેજ. તે પ્રમાણે..."

"તે પ્રમાણે બન્યું નથી એને હજુ મારા ઉપરજ શક છે."

"શું ઉંઉંઉંઉં? હજુ તારા ઉપરજ શક લાગે છે? અરે વાહ! એને બીજું શું જોઇએ છે! શું એને પચાસ રૂપીઆનું વ્યાજ જોઇએ છે?"

"તે તો કોણ જાણે, પણ બટુકલાલને બોલાવીને ફરીથી તપાસ કરાવવાનો વિચાર કરતા હતા."

"ત્યારે મારા સમ, રણજીત! મારે જાપાન નાશી જવુંજ પડશે. મારાથી એવા વહેમીના બારદાન અને કંજુસના કાકાની ઓફીસમાં નહિ રહેવાય. તું પણ રણજીત, ચાલ મારી સાથે. હું ઠીક કહું છું. આ બેકદરના દોપીરતા ઘસવા છોડી દે. તારે હાલ કાંઇ ધધો પણ નથી, એટલે મારી સાથે ચલ. હું તો બનતા સુધી, કાલેજ એને નોટીસ આપી દઇશ. તું પણ તૈયાર થા."

રણજીત વધુ બોલ્યો નહિ. તે તો કયારનો "થેંક યુ. મને વાર થાય છે." એમ કહીને ગયો.



## પ્રકરણ ૨૯ મું.

### હરિલાલનો વ્હેમ-કુસુમની ભીતિ !

કુસુમકુમારીના ભેદભર્યાં વાક્યો સાંભળી સ્તબ્ધ થઇ ગયેલા હરિલાલ તો પરભાર્યા જ બાજુને બારણેથી રસ્તા પર નીકળી પડ્યા ! તેમના મગજમાં મોટો ગુંચવાડો થયો હતો. એટલામાં જ રણજીત સામેથી દોડતો આવતો, તેમની સાથે અથડાતો બચી ગયો.

"ઓહ ! રણજીત ? કેમ આટલો બધો ગભરાય છે ?"

"કંઇ નહિ. હું એક નોકરી માટે ખબર કાઢવા ગયો હતો."

"અને ત્યાંથી અપમાન મળ્યું ખરું ને ?" હરિલાલે પૂછ્યું.

"જી. હવે તો હું એવા તિરસ્કારથી ટેવાઇ ગયો છું." રણજીતે દીન સ્વરે કહ્યું: "કાકાસાહેબ, લોકો હવે મને લુચ્ચો–ચોર–હરામખોર ગણે છે. ભલે ગણે !"

"રણજીત, તું નિર્દોષ છે ?" તેમણે પૂછ્યું.

"નિર્દોષ ! હા. જગત ભલે મને પાપી–અપરાધી ગણે ! પ્રભુના સમક્ષ તો હું નિર્દોષ છું. તમને પણ ખાત્રી આપું છું." રણજીતે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું.

"રણજીત, મેં તારા બાપાજીને કહ્યું છે કે હું તને નિર્દોષ

જ માનું છું. તારી નિર્દોષતા સિદ્ધ કરવાને હું મારાથી થાય તેટલું બધું કરવાનો છું. પરંતુ તેને માટે તારી પાસેથી કેટલાક ખુલાસા..."

"કાકા સાહેબ, માફ કરો. એ બધું તો જેમ છે તેમજ રહેવા દો."

હરિલાલે કહ્યું:—"તો આમાં કંઇક ભેદ છે!"

રણજીત કાંઇ બોલ્યો નહિ.

"આ બાબતમાં મારે તપાસ ન ચલાવવી એમ તું તથા કુસુમ કહો છો, પણ મને તેનું કારણ તો સમજાવો."

"કારણ? કાકાસાહેબ, કારણ તો એજ કે તપાસ કરવાથી અત્યારના કરતાં દશ ગણી ભયંકર આપત્તિ ઉભી થશે. આપ મારે ખાતર આ બધું કરવા તત્પર થાઓ છો, એ માટે હું આપનો ઋણી છું. પરંતુ કાકાસાહેબ, અમારૂં યુદ્ધ મને એકલે હાથે જ લડવા દો."

હરિલાલના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ સર્વ ગહનતાનો અર્થ શું? પહેલી કુસુમ! પછી રણજીત! બંને એકજ વાત કહ્યે છે કે એ ભેદને જેમનો તેમ હાલ તો પડી રહેવા દો!

રણજીત ઘરમાં ગયો. પણ હસમુખ નોટની ચોરી વેળા એજ ઓરીસમાં હાજર હતો! એ વિચાર વિજળીના ચમકારા પેઠે હરિલાલના મગજમાં એકદમ ચમકયો!

પછી તો જેમ સીનેમાની ફીલ્મનો દેખાવ પળવારમાં દૃષ્ટિની સમક્ષ કરતો રહે, તેમ—આ ભયંકર રહસ્યના ભેદો હરિલાલનાં વિચાર ચક્ષુ આગળ ફુટવા લાગ્યા! અને થોડી જ વારમાં જે ભય રણજીત અને કુસુમ આજ સુધી જોતાં હતાં તે ભય હરિલાલને સ્પષ્ટ રીતે સમજાઇ ગયો!

× × × ×

આગળ વાંચી ગયા પ્રમાણે રણજીત મનસુખની સુચનાથી ગુલાબરાયની ઓફીસમાં ગયો. ગુલાબરાયે તેને નોકરોમાં સ્વીકાર્યો અને ઘેરથી લખી લાવવાની શરતે કામ આપવા માંડયું.

તે પછી કેટલેક દિવસે ગુલાબરાયની ઓફીસમાં પેલો નનામો પચાશ રૂપીઆની નોટવાળો કાગળ આવ્યો. તે કાગળે ઓફીસમાં અને ધીમે ધીમે આખા ગામમાં અત્યંત ઉત્સુકતા ઉત્પન્ન કરી. એ કાગળ અને રૂપીઆ મોકલનારનો ઉદ્દેશ એ હતો કે જેના ઉપર ખોટો આરોપ મૂકાયલો હતો, તેને એ આરોપમાંથી મુક્ત કરવામાં આવે. પરંતુ કમનસીબે તેનો એ ઉદ્દેશ પરિપૂર્ણ થયો નહિ અને રણજીત પરનું કલંક જેવું ને તેવુંજ રહ્યું, એ પણ આપણે આગળ જોયું છે.

આ હદ માટે મનસુખ, ગુલાબરાય પર અત્યંત ચ્હીડવાયો. 'હવે આ વ્હેમી ઓફીસમાં રહેવાયજ કેમ?' એવી દલીલથી તે રણજીતને પોતાની સાથે જાપાન નાશી જવાની શિખામણ આપવા લાગ્યો. તે પણ આપણે જોઇ ગયા.

× × ×

રણજીત ગુલાબરાયની ઓફીસમાંથી બહાર નીકળ્યો, ત્યારે તેનું ચિત્ત ફરી ગુંચવાડામાં—ગભરામણમાં પડયું! નનામી નોટ મોકલનાર બીજું કોઇ નહિ, પણ પોતાનોજ ભાઇ-હસમુખ-એવી તેની ખાત્રી હતી!

"એણે શા માટે નોટ મોકલી હશે? એને આવું આવું કેમ સુઝતું હશે? શું એમ કરવાથી મારા ઉપરનું કલંક દૂર થશે એમ એને લાગ્યું? આ તો શાંત પડતા પાણીમાં પાછો પથરો ફેંકાયો!...હસમુખભાઇ, તમે શા માટે પહેલાં વિચાર ન કર્યો? હવે થીંગડાં દેવાથી શું વળે?" એવા વિચારમાં ને

વિચારમાં તે ઘેર પહોંચ્યો.

રણજીતે ઘેર જઇ પહેલું શું કામ કર્યું ?

તેણે પોતાની બહેનને—પોતાની ચિરવિશ્વસ્ત ભગિનીને—પોતાની સ્નેહાળ, આશ્વાસક, મધુર ઉ-તેજક સહોદરાને—પોતાની સદા તત્પર સલાહકાર, ચતુર, વ્હાલસોઇ કુસુમબહેનને એક ઓરડામાં બોલાવી અને તેને બધા સમાચાર વિદિત કર્યા. સાંભળતાં વારજ એક પ્રકારની ઉંડી ભીતિનાં ચિન્હો કુસુમના મુખ ઉપર છવાઇ ગયાં.

"રણુભાઇ, એ કામ એણેજ કર્યું છે, એમાં હવે કાંઇ શંકા નથી. હું કોઈ કોઇ વાર મારા મનને મનાવતી હતી કે કદાચ હસમુખભાઇ નિર્દોષ હશે, પરંતુ પરમ દહાડે એક બનાવ બની ગયો, તે હવેજ મને સમજાય છે."

"શું ?" રણજીતે ઉત્સુકતાથી બહેન સામે જોઇ પૂછ્યું.

"રણજીત, થોડા દિવસ પર ઘર ખર્ચને માટે પૈસા થઈ રહેવા આવેલા, તેથી મેં હસમુખભાઇ પાસે માંગ્યા. તેમણે કહ્યું કે બાપાજીનો પગાર એક બે દિવસમાં આવશે એટલે આપીશ. તે પગાર પરમ દિવસે આવ્યો. હસમુખભાઇએ મને એક નોટ આપી. નોટ પણ તેણે ભૂલથી પચાશ રૂપીઆનીજ મારા હાથમાં મૂકી દીધી. પણ મારા હાથમાંથી એ નોટ એકદમ પાછી લેતાં તે બબડયા:—"અરે, વાહ ! આ નોટ તને ક્યાં અપાઇ જાય છે ? એને તો હજુ બહુ લાંબી મુસાફરી કરવાની છે." એમ કહીને તે નોટ પાછી લઇ મને દશ રૂપીઆની નોટ આપી ! ભાઇ, એ મારા હાથમાંથી પાછી ખેંચાઇ ગયેલી નોટ મુંબાઇની લાંબી મુસાફરી કરીને પાછી આવી ! હવે એમાં મને શંકા રહેતી નથી !"

રણજીતે કહ્યું, "બહેન, હવે મને પણ એમાં શંકા રહેતી નથી."

કુસુમ એકાએક બોલી, "ભાઇ, એક વાત કહેવાની હું ભૂલી ગઇ. મને લાગે છે કે આપણા સિવાય બીજા પણ કેટલાકને એના ઉપર શક છે."

"હેં ? કોને ?" રણજીતે ભયભીત થઇ પૂછયું.

"કાલે તું બહાર ગયો હતો, તે વખતે સરોજ ભાભી અહીં આવ્યાં હતાં. તેઓથી વાતમાં ને વાતમાં કાંઇક બોલાઇ ગયું. જો કે તેમણે પછી તે છૂપાવી દીધું. પણ મને તો ચોક્કસ લાગે છે કે તે આ બાબતમાંજ હતું..."

"શું, સરોજ ભાભી એવું કાંઇક બોલ્યાં ?"

"હરિલાલકાકા અહીં આવ્યા હતા અને મારી સાથે એ બાબતમાં ઘણીજ પૂછપરછ-રકઝક કરી ગયા હતા. મને લાગે છે કે મારી વર્તણુંકથી તેમને કાંઇક વહેમ પડયો હોવો જોઇએ."

"બહેન, તેજ દિવસે હરિલાલ શેઠ મને પણ મળેલા અને તેમણે મારી સાથે પણ એવીજ વાતો કરી હતી. હું ધારૂં છું કે મારી આગ્રહપૂર્વક ના છતાં તેમણે તપાસ કરી હશે."

"હું પણ એમજ ધારૂં છું. તેમને હસમુખભાઇનો અપરાધ માલમ પડયો હશે. સરોજ ભાભીએ પણ તેમની પાસેથીજ જાણ્યું હશે."

બંનેના હૃદયમાં ભયંકર વિચારોનું દારૂણ તોફાન થોડી વાર ચાલી રહ્યું. રણજીતે કહ્યું-'કુસુમબહેન, ગુલાબરાય ફરીથી બટુકલાલને બોલાવવાના છે."

"હાય ! હાય !" કુસુમે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો-"રણુભાઇ, આપણી મહેનત ફોગટ તો નહિ જાય ? ઓ પ્રભુ ! હજુ કયાં સુધી તું અમારી કસોટી કરશે ?"



## પ્રકરણ ૩૦ મું.

### પિતા-પુત્રીમાં મતભેદ.

પંદર વર્ષની એક મનોહર કુમારિકા નદી તીરે આવેલી એક ભવ્ય હવેલીના ઝરૂખામાં આરામ ખુરસી પર બેઠી છે.

સામે સરસર વહેતી નિર્મળ સરિતાના પાણીમાં સંધ્યા-કાળના સૂર્યનાં સેંકડો કિરણો પ્રતિબિમ્બિત થતાં હતાં. નદીને પેલે પાર આવેલી ઝાડી અને તેની પાછળના તાડનાં વચાળાં—અંતરાળ—માં થઈને અસ્ત પામતા સૂર્યનાં આછાં કિરણો આ સુંદર બાલિકાના ચળકતા કેશકલાપને રમાડવા આવવા પ્રયત્ન કરતાં હતાં—પરંતુ તે બાળાના મુખ પર તો ઊંડી ગ્લાનિ પથરાઈ ગઈ હતી.

તે મનોહર યુવતી—સરોજિની—ના મનમાં અત્યારે ભારે વિચાર તોફાન ચાલી રહ્યું હતું. એક વિચિત્ર ઘટનાને માટે તેના હૃદયમાં હજારો શંકા, ચિંતા ઘોળાયા કરતી હતી. વચમાં વચમાં પોતાથી થઈ ગએલા એકાદ ખોટાં કામને માટે તેને પશ્ચાત્તાપ થતો હોય એમ લાગતું હતું.

વાંચક ! ચાલો, આપણે તેની એ ગુપ્ત વિચારસૃષ્ટિમાં પ્રવેશ કરીએ.

"બાપાજી કહે છે કે એમણે જ તે કામ કર્યું હોવું જોઇએ...પણ એમ બને જ કેમ ?...અસંભવિત...હું એમને વધારે સારી રીતે ઓળખું છું. એમને કેટલીક ટેવો છે, તે હું જાણું છું. એ ઘણી વાર હોટેલમાં જાય છે. વારંવાર મીજબાની–ઉજાણીઓમાં જાય છે, પણ તેથી શું ? એ બધું તો નિર્દોષ છે. બાપાજી કહે છે કે એ બધા પૈસા કયાંથી લાવતા હશે ? પણ એમને પગાર કંઇ ઓછો નથી. જાત મહેનતથી કમાય તો પછી શા માટે થોડું પોતાની જાતને માટે નહિ ખર્ચે ? પણ હુંયે કેવી મુર્ખી ? મેં આટલું પણ માની લીધું. તેથીજ મારાથી કાલે કુસુમબેન આગળ જરાક બોલાઇ ગયું. એ તો ઠીક થઇ ગયું કે કોઇ સમજ્યું નહિ. મારે મગજમાં એ વાત સંઘરવીજ જોઇતી ન હતી. પણ બાપાજી તો વારંવાર એની એજ વાતો કરે છે !...કોણ જાણે એમને પણ શું ગાંડું લાગ્યું છે ! એ તો નિર્દોષ છે. ખરેખર ! મારા પ્રિય હસમુખ નિર્દોષજ છે."

સરોજિનીથી વિચારમાં ને વિચારમાં પોતાના 'પ્રિય'નું નામ મોટે સ્વરે બોલાઇ ગયું. પછી ભાન આવતાં તે જરા ઝંખવાણી પડી ગઇ. શરમાઇ ગઇ. આસપાસ જોયું કે 'કોઇએ સાંભળી લીધું તો નથી.'

સરોજ ! તારો એ પ્રેમમય ઉદ્‌ગાર તારી આસપાસના પવન સિવાય કોઇએ નથી સાંભળ્યો ! તારી વિચાર વેલીને નિર્ભયપણે વધવા દે.

"બાપાજી કહે છે કે રણજીતની વર્તણુક પરથી દેખાય છે કે તે કોઇક ખરા ચોરને છુપાવે છે. રણજીત જૂઠું બોલે એવો નથી અને તેના શબ્દો પરથી ખાત્રી થાય છે કે તે જાતે નિર્દોષ છે. પણ એમ બને જ કેમ ? જે માણસે ચોરી

કરી હોય તેના શબ્દો પર શું ભરોસો રાખી શકાય ? અને કદાચ રણજીત કોઇ ખરા ચોરનો બચાવ કરતો હોય તો પણ તે 'એ' જ છે એમ કેમ કહી શકાય ? શું તેજ વખતે એ ઓફીસમાં હાજર હતા તેથી ?"

સરોજની વિચારસરણી એકાએક અટકી. તેને એક બહુજ વિચિત્ર અને દુઃખદ વિચાર આવ્યો: "પરંતુ બાપાજીને એમના ઉપર સંશય છે—અને તેથી મારો એમની સાથેનો સંબંધ તોડી નાંખે તો ?......"

આ વિચારે સરોજને પળવાર ગભરાવી મૂકી. પોતાનો હસમુખ સાથેનો સંબંધ તુટે એનો અર્થ શું ? તેની જ કલ્પના કરવામાં તેનું ચિત્ત રોકાઇ ગયું. આજ સુધી સરોજે હસમુખને પોતાનો પ્રિય સહચર—ભાવિ પતિ—અધિષ્ઠાતા દેવ માન્યો હતો ! અને એક વિવાહિતા આર્યબાળા પોતે અમુક યુવકને પોતાનો ભાવિ પતિ ગણે તો પછી તેના તરફ કેવી માનની દૃષ્ટિથી જુએ છે, તેનો ખ્યાલ વાંચકોને સહેલાઇથી આવી શકશે.

સરોજે પોતાના ભાવિ પતિને માટે પરિણીત દશામાં બતાવવાના કેટલાક મધુર પ્રસંગો પોતાની કલ્પના સૃષ્ટિમાં ભરી રાખ્યા હતા. તેણે મુંબઇમાં જોયેલા એક બે ગુજરાતી નાટકમાં ભજવાતા કેટલાક પ્રણયલીલાના પ્રસંગો પોતાની પરિણીત દશામાં એજ હસમુખ સાથે ભજવાતા પોતાની સ્વપ્નાવસ્થામાં નિહાળ્યા હતા અને સ્મરણ સૃષ્ટિમાં તાજા કરી રાખ્યા હતા.

"શું એ બધું બાપાજી મારી પાસેથી છીનવી લેશે ?" સરોજને કારમો વિચાર આવ્યો. એ વિચારની સાથે તેના હૃદયમાં એક તીવ્ર આઘાત થયો. વિચારની કલ્પના માત્રથી તેને અત્યંત દુઃખ થયું.

પરંતુ તેણે ધીમે ધીમે હિંમત એકઠી કરી. ધીમે ધીમે સંયમ ધારણ કરવા માંડયો. "નહિ. હું એમ બનવાદઇશજ નહિ. મને તો ખાત્રી છે કે એ નિર્દોષ છે. બાપાજી ગમે તેમ કહે—ગમે તેમ ધારે. તે મારો સંબંધ તોડવાનું કહે તો પણ હું તે માનવાની નથી..."

દાદર પર કોઈનાં પગલાં સંભળાતાં હતાં, તે તરફ તેનું ધ્યાન ગયું અને તેના વિચાર અટકી ગયા.

હરિલાલ શેઠ બહાર ગયા હતા, તે આવી પહોંચ્યા. થોડી વારે કપડાં કાઢી પવન ખાવા ઝરૂખામાં આવી બેઠા. તેમના મુખ પર પણ ગ્લાનિ છવાયલી દેખાતી હતી.

સરોજે તરત પુછયું—"બહાર જઇ આવ્યા? બાપાજી!"

હરિલાલે માત્ર 'હકાર'માંજ ઉત્તર આપ્યો. સરોજને એ ઉત્તરમાં વિચિત્ર ગંભીરતા લાગી. તે જરા સ્વસ્થ થઇ ગઇ અને વારંવાર પિતાના મ્હોં પ્રત્યે ઉત્સુકતાથી જોવા લાગી.

હરિલાલ વિચારમાં પડયા હતા. થોડી વારે વિચાર નિદ્રામાંથી જાગૃત થઇ તે બોલ્યા, "સરોજ, બેટા, હું જાણું છું કે તને દુઃખ થશે, પણ મારે કહેવું જોઇએ કે મારો સંશય વિશેષ મજબુત થતો જાય છે."

"શું?" કાંઇ જાણતી ન હોય તેમ નિર્દોષતાથી સરોજે પૂછયું.

"સરોજ! હું કહું છું કે મારો સંશય હરેક ઘડીએ વધારે દૃઢ થતો જાય છે. હું ડીટેકટિવ બદુકલાલને મળવા ગયો હતો. તેની સાથેની વાતચિત પરથી મને લાગે છે કે મારો શક ખોટો નથી. ગુલાબરાયની નોટ હસમુખેજ ઉપાડેલી." એમ કહી હરિલાલે બદુકલાલ તરફથી સાંભળેલી, ગુલાબરાયને તેની નોટ નનામા કાગળ સાથે પાછી મળી તે વિશેની, હકીકત સરો-

જને કહી સંભળાવી; અને સાથે એ નોટ હસમુખેજ મોકલી હોવી જોઈએ એવી પોતાની માન્યતાનાં કારણ પણ સમજાવ્યાં.

"પણ એમ કેમ બને? શું બટુકલાલ એમજ કહે છે?"

"ના. બટુકલાલ એમ કહે છે એવું હું કયાં કહું છું? પણ મને એની સાથેની વાતચિત પરથી આમ લાગે છે. એ એ તો રણજીતનેજ ચોર ગણે છે."

સરોજના મુખ પર વધુ શોક ફેલાયો, પણ તે થોડી વારમાં દૂર કરી, હિંમત એકઠી કરી તે બોલી: "મને તો બાપાજી, તમારો સંશય ખોટો લાગે છે. 'એ' આવું પાપી કામ કદિ કરેજ નહિ. મને ખાત્રી છે. તમે આમ સંશય રાખો છો. પરંતુ જો તે ખરો હોય તો આટલા બધા કેસો પકડનાર બટુકલાલને શા માટે તેવો સંશય આવતો નથી?"

"સરોજ, બટુકલાલે ઘણા કેસો ભલે પકડયા હોય, પણ હું તેના કરતાં વીશ વર્ષે મોટો છું. મારો અનુભવ તેના કરતાં વધારે છે. તે હજુ યુવાન છે. એટલે પોતાની ચપળ દષ્ટિથી જે વસ્તુ એ જોઇ શકે નહિ, તે હું મારી અનુભવી દષ્ટિથી જોઇ શકું છું. પરંતુ તું આમ ગભરાય છે શા માટે? હું કાંઇ મારો સંશય બટુકલાલને કહેવાનો નથી. મારો કાંઇ હસમુખને ખુલ્લો પાડવાનો વિચાર નથી. તું જાણે છે કે વિનોદરાય સાથે આપણે સારો સંબંધ છે. હું તેમના કુટુંબનું ભલું ચાહું છું. પ...ણ"

"પણ...શું?" સરોજે ચમકીને પૂછ્યું.

"પણ તેથી આપણે સાવધ ન રહેવું એ મૂર્ખાઇભરેલું કહેવાય. સરોજ, આપણે તો વિચારીને પગલું ભરવું જોઇએ ને? આપણે આપણો સંબંધ એ કુટુંબની સાથે નવો જોડવો કે નહિ

તે વિચાર કરવાનો......"

"તો શું બાપાજી, તમે મારો વિવાહ તોડી નાંખવાનો વિચાર કરો છો ?" સરોજે ઉશ્કેરાઈને પૂછ્યું. હરિલાલે જવાબ આપ્યો નહિ.

સરોજે પ્રશ્ન પુનઃ પૂછ્યો.

"કદાચ મારે તેમજ કરવું પડશે. સરોજ, બેટા, મને જે છોકરા ઉપર ચોરીનો શક હોય, તેની સાથે હું તારો સંબંધ કેમ જોડી શકું ?"

"નહિ. બાપાજી, હું તમને એવું કરવા દઈશ નહિ. બાપાજી, તમને તેના ઉપર શક ભલે હોય, મને નથી. મને તો મારો અંતરાત્મા એમજ કહે છે કે તે નિર્દોષ છે. પૂર્ણિમાના ચંદ્ર સમાન નિર્દોષ છે. હું તમને મારો વિવાહ ફોક કરવા દઈશ નહિ."

"પણ ગાંડી ! સરોજ ! તને કાંઈ વિચાર છે ? જ્યારે આ બાબત ખુલ્લી થશે–મને ખાત્રી છે કે ગમે ત્યારે પણ એ વાત ખુલ્લી થયા વગર રહેવાની નથી; કારણ કે પાપ કદિ હંમેશ છુપું રહેતું નથી–તે વખતે લોકો તને નહિ પણ મને મૂર્ખો બનાવશે. અને સરોજ, તું પણ તે વખતે કેવી દુઃખી થઈશ, તેનો વિચાર કર."

"પણ એ કદિ ખુલ્લું થવાનુંજ નથી–કારણ કે બાપાજી, તે નિર્દોષજ છે." સરોજ ચ્હીડવાઈને બોલી.

હરિલાલ સરોજને ઉત્તર આપવા જતા હતા, પણ એટલામાંજ દાદરમાંથી ફોઈબાનો અવાજ આવ્યોઃ—

"હવે, ચાલો ચાલો; બાપ દીકરી કયારના બેસી રહ્યાં છો, અને ગપ્પાં મારો છો તે ! અહીં ભાણાં પીરસીને તૈયાર કર્યાં છે તે ટાઢાં થઈ જાય છે.



# પ્રકરણ ૩૧ મું

## મનસુખના પ્રવાસનાં કારણો

ગરીબ બીચારો મનસુખ! તેને હવે સૂર્યપુરમાં રહેવું ભારે થઇ પડયું હતું. તેનાં કારણ હતાં.

એક તો તેના લેણદાર ધીમે ધીમે કરતાં ઘણા વધી ગયા હતા. જો કે તેનું દેવું કાંઇ ઝાઝું ન હતું. જ્યારે તેના કાકા-મહાશય તેને ઘેર ચાર દિવસ રહી ગયા, તે અરસામાં તેણે તેમની પાસેથી મળેલા પૈસા વડે ઘણું ચુકવી આપ્યું હતું. હવે માત્ર વીસ પચ્ચીસેક રૂપીઆ બાકી રહ્યા હતા. પરંતુ કોઇ લેણ-દાર બે રૂપીઆ માંગતો હોય, કોઇ હોટેલવાળો આઠ આના માંગતો હોય, કોઇ બીડીવાળો ચાર આનાની ઉઘરાણી કરતો હોય, એમ કરતાં કરતાં મનસુખના લેણદારોની સંખ્યા પચાશથી પણ વધી ગઇ હતી. તે સર્વ કોઇક વાર એ બીચારાને એવો તો ત્રાસ આપતા કે કેટલીક વાર તો તે ફરવા નીકળતો ત્યારે પોતાના મ્હોં પર ટોપી કે રૂમાલ ઢાંકીને ચાલતો, જેથી કોઇ લેણદાર તેને એકાએક ઓળખે નહિ. ખાસ કરીને પોતાના લેણદારની દુકાન કે ઘર આગળથી પસાર થતી વખતે તો મનસુખને બહુ સાવ-ચેતી રાખવી પડતી. અને છતાં પણ તેને નછુટકે કોઇક કોઇક

અધીરા લેણદારની સાથે બોલાચાલીના પ્રસંગ અનુભવવા પડતા. ઘણી વાર તો અધીરા લેણદારોને મનસુખ બે ચાર બોધની વાતો સંભળાવતો, પણ થોડાજ તેની એ વાતોમાં રસ લેતા.

બીજું, મિ. ગુલાબરાયની ઓફીસ તેને હવે સાવ અકારી થઇ પડી હતી. જે ઓફીસમાં શેઠની પોતાની ભૂલથી એકાદ ચોરી થઇ હોય, અને તે ચોરી ઓફીસની બિલકુલ બહાર—છેક ટપાલ ખાતાની ઓફીસમાં—થઇ હોય, છતાં ઓફીસના નિર્દોષ અને નિમકહલાલ કારકુન ઉપર તેનો આરોપ મૂકવામાં આવે, તે ઓફીસમાં વધારે વખત ટકી રહેવું એ મનસુખને સલામતીભરેલું લાગતું ન હતું. તેણે ધાર્યું—"કાલે ઉઠીને ગુલાબરાયની બીલાડી મરી જાય અને મેં તેને નજરે જોઈ પણ ન હોય–છતાં એ તો મનેજ ફાંસીએ ચઢાવે ! જ્યાં એવો ન્યાય હોય ત્યાં મારે રહેવું નથી."

ત્રીજું જ્યારે ગુલાબરાયને તેની ચોરાયલી નોટ પાછી મળી, તો પછી તેણે ફરી પોલીસને બોલાવવાનું શું કામ ? જે ઘરમાં વારે વારે પોલિસનાં પગલાં થાય, તે ઘર નકામું સમજવું. એ પ્રમાણે મનસુખને ગુલાબરાયની અકારી ઓફીસમાં ઘડીભર પણ પગ ટકાવવો એ તલવારની ધાર પર નાચવા સરખું લાગતું હતું.

તેમ છતાં મનસુખ તે બધું સહન કરી લેત; પણ ક્યાં છે તેના જુના સાથીઓ, રણજીત અને જમુકાકા ?

વળી તેણે પરદેશગમનને લગતી કેટલીક ચોપડીઓ પોતાને ઘેર આણી હતી. એ રત્નગ્રંથિના રત્નોનાં મથાળાં તેણે પોતાના મગજમાં જડી લીધાં હતાં. સ્વામી સત્યદેવના 'અમેરિકા પ્રવાસ' નું પૂઠું રોજ તેના ઘરમાં રખડતું નજરે પડતું. જાપાનની જાહોજલાલીની 'જાહેર ખબર' પણ દિવસમાં એકસો આઠ વખત તેની નજરે ચઢતી ! ચીન–જાપાન જઇ આવેલા શ્રીમંતોની

બાદશાહી તે રોજ જોતો હતો. બસ. એટલુંજ તેની પરદેશ જવાની ઉત્કંઠાને ઉત્તેજિત કરવાને પુરતું હતું !

સુર્યપુરમાં વળી એક દિવસ ખરેખરો રંગ જામ્યો. ફરતા ફરતા એકાએક મહાત્મા ગાંધીજી ત્યાં આવી પહોંચ્યા. સુર્યપુરના ઉત્સાહી નેતાઓએ સંધ્યા સમયે ખુલ્લા મેદાનમાં ભાષણ ગોઠવ્યું. હજારો લોકો મહાત્માજીનું ભાષણ સાંભળવા એકઠા મળ્યા. આપણા મનસુખભાઇએ પણ એ તક ગુમાવવાનું યોગ્ય ધાર્યું નહિ.

મ. ગાંધીજીએ તો ભાષણમાં ઘણી ઘણી વાતો કહી નાંખી. પરંતુ તેમાંની એક વાતે મનસુખનું ધ્યાન તીર ચઢાવેલા બાણની પેઠે ખેંચ્યું.

બસ. થઇ ચૂક્યું ! હવે વધારે શું જોઇએ ? મનસુખને મહાત્માજી ઉપર બીજાઓ કરતાં કાંઇ ઓછી શ્રદ્ધા ન હતી. તેઓશ્રીએ તો ભાષણમાં કહ્યું કે, “વકીલોએ વકીલાત છોડવી જોઇએ. કારણ કે તેઓજ આજકાલની રાક્ષસી સત્તાને ટકાવી રાખનારા ટેકારૂપ છે. તેઓ જેમ, વકીલાતના ધંધામાંથી વહેલા છૂટા થાય, તેમ સ્વરાજ્ય વહેલું પાસે આવે !”

બસ, ત્યારે તો એ પ્રમાણે જોતાં ગુલાબરાયે પોતાની વકીલાત કાલેજ છોડવી જોઇએ. એ સાહેબ વકીલાત છોડવાની વાતો કર્યા કરે છે ખરા, પણ તેથી શું વળે ? જો એમને વકીલાતનો ત્યાગ કરવા માટે હજુ ‘મુરત’ જોવાનું હોય તો મનસુખે શા માટે એવા માણસની નોકરી કરવાનું—મદદ કરવાનું—પાપ વહોરવું જોઇએ ? ગમે તેમ થાય પણ હવે તો ગુલાબરાયને કહીજ નાંખવું કે—“બસ, હું તમારી પાપી ઓફીસમાં રહેવા માંગતો નથી !”

મનસુખને સંજોગો પણ ઠીક આવી મળ્યા હતા. એક ત-

રફથી તેની મા કહેતી હતી કે-'દીકરા હવે તો તું કંઈક વધારે કમાઈ લાવતો થાય તો ઠીક!' બીજી તરફથી તે એમ પણ કહે-તી કે-'તું હવે તો કાંઈક સમજુ થાય તો ઠીક!' ત્રીજી તરફથી તેના કાકાસાહેબ તેને જાપાન મોકલવાને તૈયાર હતા. ચોથી તરફથી યુરોપની લડાઈ બંધ થઈ હતી અને તેથી જાપાન તર-ફના દરીઆનો માર્ગ ખુલ્લો થયો હતો. પાંચમી તરફથી મિ. ગુલાબરાયની આવક, આજકાલની રાષ્ટ્રીય ચળવળોને લીધે કમી થઈ હતી અને તે મનસુખનો પગાર પણ કમી કરવા માંગતા હતા. છઠ્ઠી તરફથી તેના લેણદારનો ત્રાસ વધ્યો હતો અને સાતમી તરફથી પોતે એકલો ડાળ પાંખડાં વગરનો-વાંદો હતો! અને આઠમો આ મહાત્માજીનો ઉપદેશ.

હવે વધારે કશાની જરૂર ન હતી. આજ સુધી પરદેશ ગયેલા ભલભલા પ્રવાસીઓને આવી સુંદર તક કદિ મળી નહિ હોય. મનસુખને તો ખાત્રી હતી કે જાપાનમાં જઈને પૈસા કમાઈ લાવવા, એ તો ઉભા ખેતરનો પાક પાડવા જેવું સહેલું છે!



## પ્રકરણ ૩૨ મું

### " થવાનું તે થવાનું છે ! "

વિનોદરાય—૪-૬ મહિના સુધી સંધિવાની ભયંકર વેદનાથી ...ા વિનોદરાય—હવે પોતાની મેળે બીજા કોઇના પણ આધાર ચાલવાને શક્તિવાન થયા હતા. ડાકટર ચંદ્રકાંતના અવિ- અને આશ્ચર્યકારક હિપ્નોટીઝમના પ્રયોગો તેમની ઉપર ... સફળ થયા હતા ખરેજ ! ડાકટરના ઉપકારના ભાર વિનોદરાય દબાઇ ગયા હતા. તેમને નવું જીવન, નવી ...ી, નવી આશા મળ્યાં હતાં !

ચંદ્રકાંત અને હસમુખ વચ્ચે આ પ્રસંગથી ઠીક મિત્રા- થઇ ગઇ હતી. તેમ ડાકટર ઘરમાં પણ સર્વની સાથે ગયા હતા. વખત મળતાં રણજીતની સાથે પણ પોતાના જીવનની વાતો કરતા. વળી મધુસુદનની પાઠમાળાનાં વાકયો ...ાતા, નાના તનસુખને પણ ગમ્મત કરાવતા અને કીકી પણ ...ર તેમની સાથે થોડી મસ્તી કરી લેતી.

...કટરનો સ્વભાવ એ રીતે ઘણો મળતાવડો હતો. વિનોદ- ઘરની નાની નાની બાબતોમાં પણ તે હવે ઠીક રસ લેતા. ...વાર તે બોલવામાં હાસ્યરસ પણ ઠીક ઉત્પન્ન કરતા.

કોઈક વાર તો તે એવું મધુર બોલતા કે દુઃખીઆરી કુસુમ પણ તેમને પળવાર ધ્યાન દઈ દૂરથી પણ સાંભળતી–સાંભળવા ઉભી રહેતી !

વિનોદરાયનો વિચાર એવો હતો કે ડાક્ટરનો ઉપકાર અમુક રીતે વાળવો. તેમણે શ્રીસુખબાને કહીને એક દિવસ એકાંતમાં એમનો નિશ્ચય કાંઈક પાકો કર્યો હતો. કોણ જાણે કેવી રીતે એ નિશ્ચય ધીમે ધીમે રણજીતના જાણવામાં આવ્યો !

× × ×

"બ્હેન, તને એક વાત કહું ?"

એક વાર રણજીતે કુસુમને એકાંતમાં પુછ્યું. કુસુમ તેની ગંભીરતા જોઈ, તેના તરફ ઉત્સુકતાથી જોઈ રહી. બોલી: "વળી શું છે ? ભાઈ !"

રણજીતનો સાદ બહુજ ધીમો થયો–"તને ખબર છે ? બાપાજી, તારો વિવાહ ડાક્ટર સાથે કરવાના છે !"

કુસુમની ઉત્સુકતા ઉડી ગઈ. તેના મુખ પર ચિંતા આવી.

"તેં કેમ જાણ્યું ?"

"બાપાજી બાને એક દિવસ વાત કરતા હતા. તેમાંના થોડા શબ્દો મારે કાને પડયા હતા."

"પ્રભુ, તું જે કરે તે ખરૂં." કુસુમે નિઃશ્વાસ નાંખીને કહ્યું.

રણજીતે તે શબ્દોમાં કડવાશ જોઈ હેતથી બહેનને પૂછ્યુંઃ "તું આમ કેમ બોલે છે ?"

"ત્યારે શું બોલું ?" એ ત્રણ શબ્દો બોલતાં કુસુમની આંખોમાં આંસુ આવ્યાં. તેણે પોતાનું મોં ફેરવી નાંખ્યું.

રણજીત તેનું કારણ પારખી શકયો. તે બહેનની પાસે

આવ્યો અને બોલ્યો:—"બ્હેન, તને આ સાંભળી દુ:ખ થાય છે?"

"રણજીત, શું તું મારૂં દુ:ખ જોઇ શકે છે?"

"જો હું તારો ભાઇ હોઉં તો!" રણજીત બોલ્યો અને પળવાર મુંગોજ રહ્યો. કુસુમ પણ કાંઇ બોલી નહિ. અંતે રણજીતે પૂછ્યું—"મને કહે, કુસુમબ્હેન! આ વિશે તારો શો વિચાર છે?"

"મારો વિચાર? રણજીત, મારો વિચાર તને ક્યાં ખબર નથી? તું જાણે છેજ કે મારે તો વિવાહ કે લગ્ન કાંઇ કરવું નથી."

"પણ તેમ કાંઇ બને?" રણજીત બોલ્યો–"બાપાજી એવું ચાલવા કેમ દે? તારાથી કુંવારા કેમ રહેવાય?"

"રણજીત, બાપાજી ચાલવા દે કે નહિ ચાલવા દે, એજ પ્રશ્ન છે. બાકી તારા બીજા પ્રશ્નનો તોડ સહેલો છે. મેં તારા એ પ્રશ્નનો ઉત્તર ઘણીયે વાર આપ્યો છે." કુસુમે કહ્યું.

"બ્હેન! પણ મને તેની શંકા રહે છે. આપણા સંસારમાં આજ સુધી હજુ કોઇ છોકરી જન્મભર કુંવારી રહી નથી."

"રણજીત! તારી એ દલીલને મેં કેટલી બધી વાર પાછી પેંચા લેવડાવી છે! શું, આજ સુધી કોઇ એવો દાખલો બન્યો નથી, એટલે તે કોઇ દિવસ બની શકશેજ નહિ! અથવા બનવોજ જોઇએ નહિ? એવું તું કહેવા માંગે છે?"

"હું કાંઇ તેવું કહેતો નથી; પણ તે અસંભવિત લાગે છે.'"

"રણજીત! અસંભવિત વસ્તુઓ બની શકે તો તે સર્વોત્તમ ગણાય છે."

"પણ પોષણનો સવાલ?"

"સ્વાશ્રય અને સ્વદેશ સેવા ! તેને માટે રેંટીઓ, સંચો અને સ્વદેશી બંધુ-ભગિનીઓને સહાય તથા સુબોધ કરી જીવન ગાળવું. રેંટીઆના ઝીણા ઝીણા તાર વડે હજારો જીવોનાં સુખમય પોષણ થયાં છે, તે તું કયાં નથી જાણતો ?"

રણજીત થોડી વાર કાંઇ બોલ્યો નહિ. કુસુમ બારીમાંથી બહાર જોવા લાગી. અચાનક દૂરથી આવતી એક વ્યક્તિ પર તેની દષ્ટિ પડી. તેણે પોતાની નજર બીજી તરફ વાળી અને બારીમાંથી જોવાનું તજ્યું.

રણજીત બોલ્યો-"પણ બહેન, એકાદ સારૂં પાત્ર મળતું હોય-ડાક્ટર જેવો સુપાત્ર મળતો હોય તે છતાં..."

"ભાઇ, ડાક્ટર સારા, સુશીલ હશે, પણ તેથી શું થયું ? એકાદશીનું વ્રત લેનારની પાસે મોંઘાં મનોહર પકવાન લાવી મુકીને તેને લોભાવવામાં શો ફાયદો છે ? ઉલટું એથી તો તે લોભાવનાર માણસ પાપમાં પડે."

રણજીત ચમકયો. તેણે આશ્ચર્યથી પૂછયું-"ત્યારે શું, તે એવું કાંઇ વ્રત લીધું છે ?"

"લીધું નથી-પણ મારી ઇચ્છા કહું છું." કુસુમ બોલી.

રણજીતે કુસુમની સામે જોયું. તેના મુખ ઉપર દષ્ટિ સ્થિર કરીને બોલ્યો-"કુસુમબહેન, મને લાગે છે કે હવે તું મને અળગો કરે છે ! બ્હેન, આટલા આટલા દિવસ મેં મારા હૃદયની બધી વાત તને જણાવી. તેં તારી મને કહી. આટલા દિવસ તેં મને અને મેં તને એક હૃદયનાં માનીને સુખ દુઃખમાં ભાગ પડાવ્યો, સંકટમાં સહાય કરી, અનેક પ્રકારે આશ્વાસન આપ્યાં, ગુંચવણોમાં સલાહ આપી ! આટલા દિવસ આપણે બંનેએ મળીને હસમુખભાઇના અને આપણા આખા કુટુંબના બચાવ અને સંરક્ષણ માટે આવું ભેદી સાહસ કર્યું અને તેનાં

પરિણામો ભેગાં મળીનેજ સહન કર્યાં. અને–અને હવેજ તું મને અળગો કરે છે, કુસુમબહેન ?"

રણજીતના શબ્દોએ કુસુમ પર ઘણી અસર કરી.

"ત્યારે હું તને વધારે શું કહું ? રણજીત, તું મારી સ્થિતિ ક્યાં જાણતો નથી ? રણભાઇ, જ્યારથી અનંતરાયે મારો ત્યાગ કર્યો–જેના તરફથી આપણે આટલી બધી આશાઓ રાખતાં હતાં–તેજ માણસે મારો આવી રીતે ત્યાગ કર્યો, ત્યારથીજ મારૂં હૃદય જગત પરથી ઉઠી ગયું છે."

"બહેન ! તારા ચિત્તની જે સ્થિતિ તેં વર્ણવી, તે તો હું તારી કૃતિ અને કાર્યશકિત ઉપરથી જોઇ શકું છું. તારા જીવનને પુરૂં કરવાનો તારો વિચાર પણ અકારણ ઉત્પન્ન થયો હોય, એમ મારાથી કહેવાય નહિ. ઉલટું અત્યારે તારી જે દુઃખમય સ્થિતિ થઇ છે અને તારી શારીરિક અને માનસિક શકિતઓ ઘટી ગઇ છે તે સર્વનું કારણ હું છું, એમ જાણી મને અત્યંત શરમ લાગે છે."

'તેનું કારણ શું તું છે ? ના ના તું નહિ." કુસુમ બોલી.

"હારતો ! જો મેં આળ માથે વહોર્યું ન હોત તો..."

"તોયે શું ? રણજીત, તું કેમ ભૂલી જાય છે ? તેં આ આરોપ સ્વીકાર્યો ન હોત, તો પણ તે એક નહિ તો બીજે રસ્તે આપણે ત્યાંજ આવતે અને મારી તો જે સ્થિતિ થવાની હતી તે થતેજ." કુસુમે હસમુખના આરોપને ઉદ્દેશીને કહ્યું.

રણજીતે જવાબ આપ્યો નહિ.

"જે થવાનું તે થવાનું છે ! ન તે મિથ્યા થવાનું છે !"

કુસુમે નજુમીની બે પરિચિત લીટીઓ ભાઇને યાદ કરાવી.



## પ્રકરણ ૩૩ મું

### આશા—નિરાશામાં અથડાતો હસમુખ

વિનોદરાય મનોહર પ્રભાત સમયે પોતાના દિવાનખાનાની બારીમાં ઉભા હતા. હસમુખ ટેબલ પાસે ખુરશી પર બેઠો હતો. તેમણે હસમુખને કહ્યું—"હસમુખ, આજે હું ઓફીસમાં આવવાનો છું!"

"હેં?" હસમુખ ચમક્યો—"કેમ આજેજ?"

"હા–હવે મારામાં ત્યાં આવવાને કામ કરવાની–અરે, કામ સંભાળવાની શક્તિ આવી છે, એમ મને લાગે છે."

હસમુખના મુખ પર એક પ્રકારનો ફેરફાર માલમ પડયો એથી તે ચિંતા કે આનંદમાં હતો, તે કહી શકાતું ન હતું, પરંતુ તે તરતજ સ્વસ્થ થઇ ગયો અને બોલ્યો, "ઠીક, ત્યારે તો સારૂં; પણ જો ત્યાં આવતાં આપને ત્રાસ પડે એમ હોય તો હજુ થોડા દિવસ આસાયેશ લ્યો. જરા વધારે શક્તિ આવે ત્યાર પછી આવજો. કારણ કે કદાચ ફરી પાછો ઉથલો મારે."

"ના રે. હવે મને કાંઇ ભય જેવું લાગતું નથી. હવેથી તો હું રોજ થોડો થોડો વખત ઓફીસમાં આવવાનો છું. મારા ઓળખીતા કેટલાક જુના આસામીઓ હજુ ઓફીસમાં આવતા

હશે, ખરૂં ને, હસમુખ?"

"હાજી, ઘણા આવે છે, આપને મળવાને ઉત્સુક પણ છે."

"પ્રભુકૃપાથી હવે તે ઉત્સુકતા શાંત થશે." વિનોદરાય બોલ્યા અને હસમુખ તરફ ફર્યા. પિતા-પુત્રે આનંદથી સ્મિત કર્યું.

"બાપાજી! હવે આપ ઓફીસમાં આવવાના એટલે શું મારે પાછા નાનકડા કારકુન થઈ જવાનું છે?" હસમુખ બોલ્યો.

વિનોદરાય હસ્યા–"ના રે! એવું તને ગમે જ કેમ? હું તે જાણું છું. તારે માટે મારે બીજી ગોઠવણ કરવાની છે–અથવા સાચું કહું તો ક્યારની કરેલી જ છે. અને અત્યારે હું તેને વિશે કહેવાનો જ હતો. થોડા દિવસ ઉપર જ હરિલાલ શેઠ મારી પાસે આવ્યા હતા અને મારી તબીયત સુધરતી જોઈને તેમણે જ આ આનંદજનક પ્રશ્ન પૂછ્યો હતો અને તેનું નિરાકરણ પણ તેમણે જ કરી આપ્યું હતું.

હસમુખે ઉત્સુક નયને પિતા પ્રત્યે જોયું–પૂછ્યું–"શું?"

"તેમણે જ કહ્યું હતું કે તેમની ધ્યાનમાં એક સરસ જગા છે. ઘણું કરીને બીજી એક કંપનીમાં જ છે. તે જગા પર તને ગોઠવી આપવાનું એમણે કહ્યું હતું."

"જો એમ હોય તો આજે જ હું તેમની પાસે જાઉં, અને તે જગા વિશે તપાસ કરાવું."

"એમાં તપાસ કરવાનું કાંઈ જ નથી. તે જગા તો હરિલાલના હાથમાં જ છે. તું જ્યારે જશે ત્યારે પત્ર લખી આપશે. જો તારી ઇચ્છા હોય તો તું આજે સાંજે જ તેમની પાસે જજે."

તે દિવસે વિનોદરાય છ મહિના પછી પહેલી જ વાર પોતાની જુની ઓફીસમાં જઈ બેઠા. તેમને જોઈ ઓફીસના જુના

કારકુનો, એકાઉન્ટંટ, સીપાઇ વગેરેના આનંદનો પાર રહ્યો નહિ. બેંકના જુના વહીવટદારો અને આસામીઓ પણ તેમને જોઇ આનંદિત થયા.

× × ×

રણજીતના ઓરડામાં બપોરે ભાઇ બહેન વાતો કરતાં હતાં.

"ભાઈ, મને લાગે છે કે હવે એ રોજ રાત્રે બાર એક વાગ્યા સુધી કેમ જાગે છે–તેનો બધો ખુલાસો થશે." કુસુમે ધીમેથી કહ્યું.

"બહેન, શું હજુ પણ હસમુખભાઇ રાત્રે જાગે છે?"

"હા. હજુ પણ રાતના બબ્બે વાગ્યા સુધી જાગે છે. લક્ષ્મી તો એનો દીવો રોજ જુએ છે."

"કુસુમબહેન, એનો સ્ફોટ હવે થવો જ જોઇએ." રણજીતે કહ્યું.

"જરૂર થવો જોઇએ. ભાઇ, એ ભેદ દિવસે દિવસે વધારે ને વધારે ભયંકર થતો જાય છે!" કુસુમે કહ્યું.

"આજે બાપાજી ઓફીસમાં ગયા છે. પ્રભુ કરે ને એ સ્ફોટ આજેજ થઇ જાય તો સારૂં!" રણજીત બોલ્યો.

× × ×

પરંતુ સાંજે બાપ–દીકરો ઓફીસેથી સાથેજ ઘેર આવ્યા, ત્યાં સુધી તો હસમુખના ભેદનો જરાયે સ્ફોટ થયો હોય એમ લાગ્યું નહિ.

રણજીત અને કુસુમની ચિંતા વધતી જતી હતી.

રણજીત સાથેની વાતચિતમાં હસમુખ હસતાં બોલ્યો: "આજે તો ઓફીસમાં બહુ મઝા પડી! જાણે તેમાં નવો જીવ આવ્યો

હોય ને એમજ બધાને લાગ્યું. જુના કારકુનોએ તો આનંદથી માત્ર નાચવાનુંજ બાકી રાખ્યું ! બધામાં મને દિલગીરી એ થઇ કે બાપાજીએ મારો ખુરશો ખૂંચવી લીધી ! પણ કંઇ નહિ." એમ બોલી હસમુખ હસી પડયો.

હસમુખ પછી ચાહ પી બહાર નીકળી પડયો. પાધરોજ હરિલાલને મળવાને તેમને ત્યાં તે ગયો.

હસમુખે ઉછળતે હૃદયે, પણ ચોરની માફક આમ તેમ દાદર ચઢતી વખતે નજર કરી. વખતે 'સરોજ' એકાદ ખૂણામાં ઉભી ઉભી તેના તરફ જોતી હોય ! પણ તે નિરાશ થયો ! સરોજ ત્યાં ન હતી. હસમુખે ફરી ફાંફા માર્યા. દાદર ચઢી રહેતાં મનમાંજ બોલ્યો, "કોણ જાણે કયાં હશે—કદાચ નદી કિનારે ફરવા ગઇ હશે !"

હરિલાલ શેઠ ઝરૂખામાં આરામખુરશી પર પડયા હતા. નદીનાં નીર ઉપર થઇને વહી આવતી પવનની મીઠી લહેરો અનુભવતા હતા. હસમુખને જોતાંવાર તેમના મુખ પર એક પ્રકારની ગ્લાનિ આવી બેઠી, છતાં બોલ્યા, "આવો બેસો."

હરિલાલે એક ખુરશી બતાવી. હસમુખ તેના ઉપર બેઠો પણ હરિલાલના બોલવામાં તથા તેમના આવકારમાં, નિરસતા—કૃત્રિમતા—બરફ જેવી નરમાશ હસમુખને લાગ્યા વિના રહી નહિ.

હસમુખે પૂછયું—"આપ કેમ છો ?"

"આનંદમાં. કેમ, આજે કાંઇ તમે બહાર ફરવા ગયા નથી ? આ તરફ આવવું ઓચિંતું થયું કાંઇ ?" હરિલાલે પૂછયું.

હસમુખે ટુંકાણમાં વાત કરી લેવાનું ઉચિત ધારી પૂછ્યું—"બાપાજીએ આજે મને કહ્યું કે, એક વાર જ્યારે આપ તેમને મળવા આવ્યા હતા, ત્યારે મારે માટે એકાદ નવી જગા મેળવી આપવાનુ આપે તેમને વચન આપ્યું હતું..."

"ના. ના. મેં કાંઇ વચન આપ્યું ન હતું !"

"ત્યારે વાત કરી હશે." હસમુખે જરા પોતાનું વાકય નરમ બનાવી કહ્યું–"તે પ્રમાણે હું આપની પાસે તે નોકરી વિશે તપાસ કરવા માટે આવ્યો છું."

"શું વિનોદરાય હવે ઓફીસમાં જતા થઇ ગયા ? કયારથી ?"

"આજે તેઓ મારી સાથે ઓફીસમાં આવ્યા હતા અને હવેથી રોજ જાતે ઓફીસમાં જવાના છે. એટલે મારે મારો માર્ગ શોધી લેવો જોઇએ ને !" હસમુખે કહ્યું.

"વિનોદરાયે ઓફીસમાં જવામાં ઉતાવળ કરી લાગે છે." હરિલાલ તેના શબ્દોમાં રસ ન લેતાં બોલ્યા–"પણ કંઇ નહિ... હજુ તમે થોડા દિવસ તેમની સાથેજ કામ કરવામાં ગાળો ને. છ–આઠ મહિનાની ગેરહાજરીને લીધે બધું કામ કાંઇ એકાએક વિનોદરાયથી સમજાઇ જવાનું છે ?"

હમેશાં પોતે રોજ ચોપડા–પત્રો ઘેર લાવી બાપાજીને સમજાવતો, એ હસમુખે હરિલાલને સમજાવ્યું. જો કે એની ખાત્રી થઇ હતી કે સસરાજી નવી નોકરી મેળવી આપવાની વાતથી દૂર નાસવાનો પ્રયત્ન કરે છે, છતાં તેણે કહ્યું: "હવે મારે આજે નહિ તો કાલે પણ નોકરી શોધવી તો પડશેજ ને ? ત્યારે આપના ધ્યાનમાં જે જગા છે તેજ મને બતાવો."

"હા. મારા ધ્યાનમાં એક જગા હતી. પણ—"

"પણ–શું ? તે પૂરાઇ ગઇ છે ?"

"એવુંજ કંઇક છે, હવે તો હું નવી શોધું ત્યારે." હરિલાલે કહ્યું.

એ બોલતાં તે કંઇક અચકાતા હોય એમ લાગતું હતું. વાંચનાર, તું જાણે છે કે તેને ગુલાબરાયની ઓફીસમાં થયેલી ચોરીનો સંશય હસમુખ પર–પોતાના ભાવિ જમાઇ ઉપર જ

હતો. એ સંશય તેમની તપાસને પરિણામે દઢ થતો ગયો હતો. એ ઓફીસમાં બનેલા બનાવો, ત્યાં હસમુખની હાજરી, હસમુખની પહેલાંની ટેવો, કુસુમ—રણજીતની બંધુનિષ્ટા—કુટુંબનિષ્ટા—તેની વિચિત્ર વર્તણુંક—તેના શબ્દોનો ભેદ—એ ભેદમાં નહિ ઉતરવાનો અને કોઇને ન ઉતરવા દેવાનો આગ્રહ—એ બધું હરિલાલને માત્ર એક જ દિશામાં ખેંચી જતું હતું!—નછુટકે પણ તેમને એ તરફ ખેંચાવું પડતું હતું. જો કે પોતાના આવા કુલીન અને ચતુર જમાઇને માથે એવું કંલક લાગતું જોઇને તેમનું હૃદય દુઃખતું હતું. પરંતુ શું કરે? ખરી વાત તરફ એમનાથી દુર્લક્ષ કેમ કરી શકાય? એવું દુર્લક્ષ કરવાથી તો હાથે કરીને પગમાં કુહાડો મારવા જેવું—દીવો લઇને છોકરોને કુવામાં નાંખવા જેવું—થાય! હરિલાલે શા માટે વખતસર ચેતવું ન જોઇએ!

હરિલાલ હસમુખના સદ્ગુણો તથા દુર્ગુણો બંનેને ઓળખતા હતા. આજસુધી તેઓ હસમુખના દુર્ગુણોને નિર્દોષ મોજશોખની ટેવો માનતા હતા, પરંતુ જ્યારથી ઉપર્યુક્ત બનાવ બન્યો અને તેમના મગજમાં એ બાબતનો સ્પષ્ટ પ્રકાશ પડયો, ત્યારથી તેમનો હસમુખની પ્રમાણિકતા અને એકનિષ્ટા પરનો વિશ્વાસ ખંડિત થયો હતો.

પોતે જેમાં એક લાગવગવાળા ડાયરેકટર હતા, એવી એક કંપનીમાં હેડ—એકાઉન્ટંટની જગા માટે માણસની જરૂર હતી. અત્યાર સુધી હરિલાલ પોતાના જમાઇએ બેંકનો અનુભવ મેળવેલો હોવાથી તેનેજ એ જગા પૂરવા માટે યોગ્ય ધારતા હતા, પરંતુ જ્યારથી તેમને મન એ ચોરીવાળા ભેદનો પડદો ખુલી ગયો હતો, ત્યારથી તેમનું મન અચકાતું હતું. એટલું જ નહિ પણ તેઓ હસમુખને પોતાની લાગવગથી કોઇ પણ જગા પર ગોઠવી

આપવાને પાછા હઠતા હતા, અચકાતા હતા અને ગભરાતા હતા.

હરિલાલનો ઉત્તર સાંભળી હસમુખ નિરાશ થયો.

"ત્યારે અત્યારે આપના ધ્યાનમાં કોઈ જગા નથી ?" તેણે પૂછ્યું—"જો એમ હોય તો મારે પાછાં 'ટાઇમ્સ-ક્રોનીકલ' ના 'વૉન્ટેડ' નાં કોલમ જોવાં પડશે."

હરિલાલ કાંઈ બોલ્યા નહિ.

"પરંતુ હું ધારું છું કે લાગવગથી નોકરી મળતાં વાર લાગતી નથી ?" હસમુખે સસરાને વિચારમાં પડેલા જોઈ પૂછ્યું.

"હા. હું ઇચ્છું છું કે તમને ઝટ બીજી નોકરી મળી જાય: અને તે પણ તમારે યોગ્ય મળે." હરિલાલે 'યોગ્ય' શબ્દ પર ભાર દઈ કહ્યું—"હું પણ તપાસ કરતો રહીશ. પરંતુ મારા એકલાના ઉપર આશા રાખીને તમે બેસી તો રહેશો નહિ જ."

"ના રે ! તે તો હું બેસી રહું એવો છું જ નહિ. હું મન પર લઈશ એટલે ચાર દિવસમાં ઠેકાણે પડી જઈશ. આપ ઝાઝી ચિંતા કરશો નહિ." હસમુખે કંઈક કરડાકીમાં કહ્યું અને જવાને ઉઠ્યો.

"કેમ ? બસ, એટલું જ કામ હતું ? બેસો તો ખરા." હરિલાલે ઉખડેલો પોપડો પાછો થાપી દેવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"ના. મોડું થયું છે. ઘેર વાળુ માટે સૌ વાટ જોતાં હશે. હું જાઉં છું. ફરી વળી આવીશ."

હસમુખ દાદર ઉતરવા લાગ્યો. પળવાર તેને આવા શ્રીમંત સસરાના શુષ્ક સત્કાર માટે તિરસ્કાર આવ્યો !

તે દાદરનું છેલ્લું પગથીયું ઉતરીને બાજુમાં વળવા જતો હતો, તેવો તેને ખભે એક હાથ પડ્યો. એ હાથના કોમળ પણ વિજળી જેવા સ્પર્શે તેના મનમાં ઉત્પન્ન થયેલો ક્ષણિક તિરસ્કાર

અને બીજા વિચાર પળવારમાં ઉરાડી મુક્યા. તેણે પાછું ફરીને જોયું.

"કોણ ! સરોજ ?" તેના મુખમાંથી ધીરો ઉદ્દગાર નીકળી પડયો.

હા. તે સરોજ હતી !



## પ્રકરણ ૩૪ મું.

## સ્વામીનિષ્ટ જમનાદાસ.

જમનાદાસે જે દિવસથી ઓફીસમાં જવાનું પોતાની અશક્તિથી બંધ કર્યું હતું, તે દિવસથી તે રાત્રે જંપીને સુઇ શક્યો ન હતો. તેને વળગેલી ખાંસીએ ધીમે ધીમે ભયંકર રૂપ પકડયું હતું. ખાંસીમાંથી ક્ષય લાગુ પડી ગયો હતો અને અત્યારે તેની બીજી અવસ્થા હતી.

જમનાદાસથી મહા મહેનતે પથારીમાંથી ઉઠી શકાતું.

ઉભા થવામાં તેને હંમેશાં તેની સ્ત્રીનો ટેકો જોઇતો. કુદરતી હાજતે જવાને સમયે પણ તેને પત્નીના હાથનો આધાર લેવો પડતો. આખી રાતના ઉજાગરાથી ત્રાસ પામીને છેક પાછલી રાતે તે જરા તરા ભાંગીતૂટી નિદ્રા પામતો તેજ એનો આરામ! સવારે પાછો સાત આઠ વાગે જાગૃત થઇને તે થોડી વાર શાલ ઓઢીને બારીએ દાતણ કરવા બેસતો.

આજે તે એ પ્રમાણે બારીએ બેઠો હતો. થોડી વારમાં મનસુખ ત્યાં આવ્યો. તેના હાથમાં એક નાની પોટલી અને બગલમાં છત્રી હતી. તે બોલ્યો–"ઓહો! કોણ? મિ. જમનાદાસ! હત્તારીની! આ તમારી શાલ પરથી મેં તો ધાર્યું કે એ તો અમારાં જમનાભાભી હશે! પણ નહિ, હું તો છેતરાયો! મિસ્ટર જમુકાકા, હવે જલદી જલદી સારા થઇ જાઓ. હું તો આ ચાલ્યો. મેં ગુલાબરાયને નોટીસ આપી દીધી છે!"

"પણ શાની નોટીસ? કયાં જાઓ છો? છે શું?"

"કેમ તમે ભૂલી ગયા કે શું? શું તમને જાપાન યાદ નથી?"

"જાપાન? કયારે જાઓ છો?' જમનાદાસે આશ્ચર્યથી પૂછયું.

"કયારે તે અત્યારે વળી. તમે જુઓ છો–એ તો હું ચાલ્યો. આ મારો સામાન જોયો ને." એમ બોલી મનસુખે પોતાના હાથમાંના તે 'સામાન' !) તરફ તેમનું લક્ષ ખેંચવા પ્રયત્ન કર્યો.

"પણ જાપાન જતાં સામાન આટલો જ?" જમનાદાસે આશ્ચર્યથી પૂછ્યું.

"અરે, આપણે વળી વધારે સામાન કેવો! ભમતા ભૂતને! અને જે કંઇ જોઇશે તે મુંબાઇમાં કાકાસાહેબ આપનાર કયાં

નથી બેઠા ? અત્યારે તો હું મુંબાઇ જાઉં છું. ચાલો. મારી ગાડી ઉપડવાનો વખત થઈ જાય છે. હજુ ટીકીટ પણ લેવાની છે."

મનસુખે એમ બોલતાં દાદર તરફ જવા માંડયું. એટલામાં તેની નજર ઘરમાં કામ કરતી જમનાદાસની વહુ ઉપર પડી, એટલે તે બોલી ઉઠયો—"ચાલો જમનાભાભી ! હું તો જાઉં છું જાપાન, ખુશીમાં છો ને ?"

જમનાભાભીને સ્વપ્નેયે ખબર ન હતી કે જાપાન તે વળી કયાં આવ્યું હશે. છતાં તેણે કહ્યું—"હા ભાઇ ! તમે જલદી આવજો."

જમનાદાસે પુછયું—"પણ ઓફીસનું શું ?"

"અરે મેં તો કયારની ગુલાબરાયને નોટીસ આપી દીધી હતી, પણ આજ સુધી શેઠ સાહેબ મારા તરફ હસતા હતા. હવે એ જોશે કે પોતાના એ 'હસવા'નું કેવું 'ફસવું' થઇ જાય છે તે !"

જમનાદાસે કહ્યું. "અરે પણ જતાં જતાં તેમને મળવું તો હતું."

"હવે પણ-ને-બણ ! કાંઇ નહિ. હવે તમે જલદી જલદી સારા થઇ જઇને પાછા ગુલાબરાયની ઓફીસને શણગારો." એમ બોલતો કાંઇ સાંભળવાની દરકાર કર્યા વગર મનસુખ ધબ ધબ દાદર ઉતરી પડયો. બહાર નીકળતાં બારણું તેના જ જોરથી માથામાં અફળાયું—તે અફળાવા દીધું !

જમનાદાસે જોયું તો ખરેખર તે સ્ટેશન તરફને રસ્તે જતો હતો. તેમને ખાત્રી થઇ ગઇ કે મનસુખ ચાલ્યો જ ગયો ! હવે મિ. ગુલાબરાયની ઓફીસનું શું ? એ ચિંતા જમનાદાસના

મનમાં આવી બેઠી. તે શાલ કાઢી નાંખી પુનઃ પથારીમાં પડયો.

× × ×

બારના સાડાબાર થયા—એક થયો. બે થયા! હજુ મનસુખનો પત્તો નહિ!

ગુલાબરાયને લાગ્યું કે હવે તો ગમે તેમ થાય તો પણ મારે બીજો કારકુન શોધી કહાડવોજ પડશે. આવા બેદરકાર માણુસ પર ક્યાં સુધી વિશ્વાસ રાખવો?

છેવટે પોણા ત્રણ વાગ્યા!

ગુલાબરાયે ફરી બહાર ડોકીયું કર્યું. સદ્ભાગ્યે તેની દષ્ટિએ આ વખતે ઓફીસમાં કોઇ આવતું જણાયું.

આઘેથી એક બાઇના હાથ ઉપર પોતાના શરીરનો ભાર મૂકીને એક વ્યક્તિ ધીમે ધીમે ચાલતી આવતી દેખાઇ. તે કોણ હશે તે પણ પ્રથમ તો ગુલાબરાય પારખી ન શકયા. એ તો કોઇ ઘરડો માણુસ વીલ કરાવવા આવે છે, એમજ સમજીને તે ખુરશીમાં ઠાઠમાં બેઠા!

વાંચનારે તો તેને 'જમુકાકા' તરીકે ઓળખ્યાજ હશે. આવી માંદગીમાં પણ તે બીચારો પોતાની પત્નીના હાથનો ટેકો મેળવીને ધીમે ધીમે ચાલતો ઓફીસ તરફ આવતો હતો. ગુલાબરાયે ફરી નીચે જોતાં તેને ઓળખ્યો!

ગુલાબરાયને ખબર ન હતી, કે જમનાદાસ આવો નિમકલાલ હતો. ભયંકર માંદગીમાં છતાં શેઠની બીકે પથારીમાંથી ઉઠીને આવતો હતો—અત્યંત અશક્તિ હોવાથી સ્ત્રીના હાથનો ટેકો મેળવીને શેઠને સહાય કરવા આવતો હતો!! ખરે બપોરે સૂર્યના તાપની દરકાર કર્યા વગર માત્ર એકનિષ્ઠ સ્વામીભક્તિને લીધે આવતો હતો!!!

જમનાદાસમાં કોઈનો ટેકો લઈને પણ આટલું ચાલવાની શક્તિ રહી ન હતી. તેની સ્ત્રી પણ ઘણુંખરૂં માંદી ચાલતી અને મહા મહેનતે ઘરકામ નભાવતી. ઓફીસથી તેઓ વીસેક વાર દૂર રહ્યાં હશે, એટલામાંજ જમનાદાસ ચાલતાં થાકી ગયો. તેને હાંફ ચઢી આવી. તેના શરીરની શક્તિ એકદમ ખુટી ગઈ, સ્ત્રીના હાથનો ટેકો તેના હાથમાંથી છટકી ગયો, અને તે ધબ દઈને રસ્તામાં પડી ગયો!

ગુલાબરાયે એ સર્વ બારીમાંથી જોયું. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ! તેણે કદિ ધાર્યું ન હતું, કે જમનાદાસની શારીરિક સ્થિતિ છેક આવી નબળી થઈ ગઈ હશે. જરાયે વિચાર કરવા ન થોભતાં તે ઓફીસ પાસે જમનાદાસ પડયો હતો, ત્યાં દોડી પહોંચ્યા.

બીજો કોઈ પ્રસંગ હોત તો જમનાદાસની વહુ ગુલાબરાયને જોઈને એકદમ ઘુંઘટ તાણી સવા ગજ દૂર ઉભી રહેતે. પરંતુ તેવું કરવાનો આ પ્રસંગ ન હતો. જમનાદાસ તેની ઘણી આના-કાનીની વિરૂદ્ધ થઈને અત્યારે સ્વામીસેવા બજાવવા ઉઠી આવ્યો હતો, તેથી તે બીચારી લગભગ રડતે સ્વરે બોલી—"મેં હજાર વાર ના કહી છતાં આવી ખરાબ તબીયતની દરકાર ન કરતાં એ તમારે માટે ઉઠીને આવ્યા છે! આવું દુઃખ તો કોઈથી ન ખમાય!"

જમનાની આંખમાં બોલતાં બોલતાં આંસુ આવ્યાં. જમના અને જમનાદાસ બંને જણાં અજબ રીતે નિમકહલાલ હતાં! બંને એકજ અર્થમાં 'સ્વામીભક્ત' હતાં!

ગુલાબરાયે જમનાદાસ પ્રત્યે જોઈ કહ્યું—"જમનાદાસ, આ શું? આવી ગંભીર સ્થિતિમાં ઉઠીને ઓફીસે આવ્યા?"

જમનાદાસ, ગુલાબરાયનો ટેકો લઈને ઉભો થઈ શક્યો.

ગુલાબરાય તેની સ્વામિભક્તિ જોઇ ખરેખર ગળગળા થઇ ગયા હતા. પોતે આજ સુધી જમનાદાસની સેવાની પૂરેપૂરી કદર કરી ન હતી, તે માટે તેમને કંઇક દિલગીરી પણ થઇ.

જમનાદાસે તુટક ભાષામાં મહા શ્રમથી ઉત્તર આપ્યો,

"સાહેબ, મનસુખ ગયો...મનસુખ જાપાન ગયો..."

"હેં !" ગુલાબદાસ ચમકીને બોલ્યા.

"જાપાન ગયો. તે આજે સવારે મારે ઘેર કહેવા આવ્યો હતો...તે ખરેખર ઓચિંતો ચાલ્યો ગયો છે..." ધીમે ધીમે ઓફીસને ઓટલે આવી પહોંચતાં જમનાદાસે કહ્યું.

"જમનાદાસ, મનસુખના જેવો વિચિત્ર છોકરો મેં બીજો જોયો નથી. એણે મને એની નોકરી દરમ્યાન આખો વખત એવો તો ત્રાસ આપ્યો છે કે હું એને જ્યારે ત્યારે પણ કાઢી મૂકવાનો વિચાર કરતો હતો..."

"તેને બદલે એજ આપને છોડીને નાશી ગયો ! એ તો કહેતો હતો કે એણે આપને ઘણા દિવસથી કહી રાખ્યું હતું..."

"અરે, ઘણા દિવસથી શાનું ? માત્ર મંગળવારે જ કહ્યું હતું. સાત દિવસ પણ નહિ થયા હોય !"

જમનાદાસને ઓફીસમાં લાવી ગુલાબરાયે પોતાની આરામ-ખુરશીમાં બેસાડ્યો. પોતાના શેઠની સામે એવી રીતે આરામ ખુરશીમાં બેસતાં પણ જમનાદાસનો જીવ કચવાયો. તેણે આનાકાની કરી. પરંતુ છેવટે નછૂટકે બેઠા ગુલાબરાયે જમનાદાસની વહુ તરફ ફરીને કહ્યું: "તમે જાઓ હવે ! હું સાંજે એને ગાડીમાં બેસાડીને ઘેર મોકલીશ."

જમનાદાસ ખુરશી પર બેસતાં બેસતાં બોલ્યો—"સાહેબ, આપની આ અડચણમાં હું આપને મદદ કરવા માટે આવ્યો છું."

"તમે મદદ કરવા આવ્યા છો? જમનાદાસ, તમારા શરીરની તો આવી સ્થિતિ છે, તો તમે શું મદદ કરશો? તમારે તો ઘેર જ બેસી રહેવું જોઇતું હતું. જમનાદાસ, અત્યારે લીધેલા શ્રમને લીધે તમારી તબીએત વધારે બગડશે તો પંચાત થશે."

જમનાદાસે તેમને પહેલા પ્રશ્નનો જ ઉત્તર આપ્યો–"સાહેબ, મારા હાથમાં હવે ઝાઝી શક્તિ રહી નથી. મારાં આંગળાં શિથિલ થઇ ગયાં છે, એટલે હું કંઇ વિશેષ લખવાનું કામ કરી શકીશ નહિ. પરંતુ આપને બહાર જવું હશે, ત્યારે ઓફીસમાં બેસીને સંભાળીશ, કોઇ મળવા આવશે તેને જવાબ દઇશ. એવું એવું કામ જે મારાથી થઇ શકશે તે હું કરીશ."

જમનાદાસ જેવા સ્વામિનિષ્ટ સેવકો આ દુનિયામાં થોડા જ હશે. જેઓ સેવકો હોય તેમણે એ માણસનું દષ્ટાંત હંમેશ પોતાની નજર સામે રાખવું જોઇએ.



## પ્રકરણ ૩૫ મું.

### જીવતદાન માટે જીવનદાન

વિનોદરાયને ઘેર આજે કંસાર રંધાયો હતો. વિનોદરાયે પોતાના બે અંગત મિત્રોને નોંતર્યા હતા. હસમુખે પોતાના મિત્રને અને નાનકડા મધુએ પોતાના એક બે સાથી નિશાળીઓને આમંત્રણ આપ્યું હતું. કુસુમે સરોજિનીને જમવા આવવા કહાવ્યું હતું. સૌમાં ડાક્ટર ચંદ્રકાંત કાંઇ વિસરાયો ન હતો. તેઓ તરફ તો સર્વેનો સારો ભાવ હતો.

× × ×

સર્વ અતિથિ મિત્રો જમી વિદાય થયા પછી જ્યારે ઘરમાં પ્રસરી રહેલા આનંદનો ધ્વનિ ધીમે ધીમે શાંત થઇ ગયો, ત્યારે વિનોદરાય અને ચંદ્રકાંત દિવાનખાનામાં બેઠા હતા—ધીમે ધીમે વાતો ચાલતી હતી.

વાર્તાનો વિષય શો હશે, તે વિશે પ્રિય વાંચનાર, તે તારૂં અનુમાન કરી લીધું જ હશે. ઠીક-ત્યારે આગળ ચાલો !

વિનોદરાય બોલ્યા—"ડાકટર ! આવા ભયંકર વ્યાધિમાંથી તમે મને મુક્ત કર્યો છે. ને તમે મને જાણે ફરીથી જીવન આપ્યું હોય એમજ લાગે છે. પથારીમાં પડ્યો પડ્યો હું કેવું

શારીરિક અને માનસિક કષ્ટ ભોગવતો હતો, તે મારું મનજ જાણે છે. તેમાં જ્યારે અમે અમારી જાગીર ગુમાવ્યાનાં સમાચાર સાંભળ્યા, તે વખતે મારી સ્થિતિ કેવી દુઃખમય થઇ હતી, તેનો ખ્યાલ માત્રજ મને હજુ મુંઝાવી મૂકે છે. એ ભયંકર સ્થિતિમાંથી તમે મને મુક્ત..."

"આપ વારંવાર એનું એ કહીને મને શરમાવો નહિ, એવી હું વિનંતિ કરૂં છું. હું તો માનું છું કે પ્રભુએ જ આપને સારા કર્યા છે. હું તો માત્ર કારણરૂપ છું. મેં અનેક એવાં મનુષ્યો જોયાં છે, જેના ઉપર મેં અનેક પ્રયત્નો કર્યાં છતાં કાંઇ અસર થઇ ન હતી. મારી આ વિદ્યાને સફળતા મળવાનો ઘણો આધાર તો દરદી ઉપરજ છે. દેખાવમાં નિર્બળ હોય, છતાં જે દરદી મારા પ્રયોગની શક્તિમાં અશ્રદ્ધા રાખે અથવા તો તેની કોઇ એક ક્રિયાની સામે થાય, ચિત્તને ચપળ રાખે અથવા પોતાના અવયવોને શિથિલ ન બનાવે તેવા દરદીનો ગમે તેવો ક્ષુદ્ર રોગ પણ મારાથી દૂર થઇ શકે નહિ. માટે હું કહું છું કે આપના રોગનિવારણનો બધો આધાર આપના ઉપરજ હતો."

"તમે કહો છો તે સાચું હશે. હું સ્વીકારૂં છું કે પ્રભુએજ મને સારો કર્યો છે અને તેમાં તમે એક કારણરૂપ થયા છો. ગમે તેમ, પણ હું તો તમારો ઋણી થયો છુંજ. મારે મારૂં એ ઋણ ફેડવું જોઇએ. બોલો, હું તમને એના બદલામાં શું આપું ?"

ડાક્ટરે પહેલાં તો કાંઇ પણ લેવાનીજ ના કહી. વિનોદરાયે ઘણો આગ્રહ કર્યો, ત્યારે 'તમારી ઇચ્છા હોય તે આપો,' એમ તેણે ઉત્તર આપ્યો.

"મારી ઇચ્છા હોય તે આપું ?" વિનોદરાય બોલ્યા—"તો ઠીક. તમારે તે સ્વીકારવું પડશે, હાં ?"

"તે એવું શું, આપ કાંઇ બહુજ ભારે વસ્તુ આપવાનો વિચાર કરો છો?" ડાકટરે પૂછ્યું.

વિનોદરાય બોલ્યા—"તે તો ભારે હોય કે હલકી, તે પછી. તમે અમારે ત્યાં લગભગ દોઢ બે મહિનાથી આવો છો, ખરું ને? તમે મારા ઘરનાં બધાં માણસોને ઓળખો છો. તેમની સાથે કેટલેક અંશે હળી ગયા છો. તમને તે સર્વના ગુણદોષની કંઇક તો માહિતી હશેજ!"

"કંઇક તો ખરી." ડાકટરે કહ્યું.

"ત્યારે હું પૂછું છું કે આટલા દિવસના અનુભવ પરથી તમે અમારી કુસુમમાં શું શું દોષ જોયા?"

ડાકટર આશ્ચર્ય પામ્યો. વિનોદરાય કયા દિશામાં વહાણ હંકારતા હતા, તે હવે કાંઇક તે કળી ગયો; છતાં તેણે વિનોદરાયના પ્રશ્નનો ઉતર આપ્યોઃ—

"દોષ? અરે, વાહ! આપ એવું શું પૂછો છો? હું તો કાંઇ દોષ જોઇ શકયો નથી. ઉલટું આટલા દિવસના અનુભવ પરથી મને તો લાગ્યું છે કે આપના ઘરમાં સર્વ [illegible] બહુજ ઉત્તમ કેળવણી મળી છે! આવી કેળવણી તો મેં બીજા કોઇ પણ સુશિક્ષિત કુટુંબમાં જોઇ નથી અને આપના બધાં છોકરાંઓમાં કુસુમકુમારી માટે તો મને ઘણોજ ઉચ્ચ અભિ[illegible] છે."

"જો એમ છે તો હું તમારા ઋણનો બદલો મારી કુસુમનો હાથ તમને સોંપીને વાળવા માગું છું..."

વિનોદરાય એટલું બોલી જરા અટકયા. પોતાના બોલવાની ડાકટરને શું અસર થાય છે, તે જોવા માટે તેમણે તેમના મ્હોં તરફ જોયું. તેને મળતા આ બદલાથી તેને આનંદ થશે એમ તેમણે ધાર્યું હતું. પરંતુ તેમને તેના મુખ ઉપર કોઇ પણ

જાતનો અતિ વિકાર દૃષ્ટિગોચર થયો નહિ. તેથી તે આગળ જરા ખુલાસાથી બોલ્યાઃ—

"મને લાગે છે કે તમારૂં બંનેનું જોડું બહુજ ઉત્તમ થશે. મેં કુસુમના વિવાહ એક વાર કર્યા હતા. પરંતુ અમારા કમનસીબ સંજોગોને લીધે તે તુટયા છે. પરંતુ મને લાગે છે કે એ સંબંધ તુટવામાં પણ પ્રભુનો કંઈક સારો જ ઉદ્દેશ હતો. ખરેખર! અનંતરાય કરતાં વધારે સારો વર મારી કુસુમના નસીબમાં હશે, તેથીજ એ પ્રમાણે થયું!..."

વિનોદરાયે પુનઃ ડાક્ટરના મ્હોં પ્રત્યે નજર કરી. પરંતુ ત્યાં ન જોયો આનંદ કે ન જોયું શરમાળપણું! વિનોદરાયને આશ્ચર્ય લાગ્યું.

છતાં તે આગળ બોલ્યાઃ—

"અમે અનંતરાય સાથે સંબંધ જોડયો હતો ખરો, પરંતુ સાચું પૂછો તો મને તેમાં પૂર્ણ સંતોષ થયો ન હતો. એના કરતાં વધારે સારો કોઇ મુરતીઓ નજરે ન પડવાથી અમે નછુટકેજ તેની સાથે સંબંધ જોડયો હતો. એ અનંતરાયમાં થોડો દંભ અને અભિમાન તો પહેલેથીજ હતાં અને ધીમે ધીમે તેને હલકા મિત્રોની સંગતિ થવા લાગી હતી. મને ખાત્રી છે કે એના મિત્રોની ખોટી અસરને લીધેજ તેણે અમારી સાથેનો સંબંધ તોડયો. પણ એ એક રીતે ઠીકજ થયું. અમને તમારા જેવા સત્પાત્ર સંબંધી મળવાનું સૌભાગ્ય હશે તેથીજ તેને એમ કરવાની પ્રભુએ બુદ્ધિ આપી..."

વિનોદરાયે વળી પાછું ડાકટર તરફ જોયું. આ વખત તેમણે તેના મુખ પર એક પ્રકારની અનિશ્ચિતતાની ચિંતા જોઇ. એટલે પૂછયું, "તમે કેમ કાંઇ બોલતા નથી? શું વિચારમાં પડી ગયા છો?"

ડાકટરે કાંઇ ઉત્તર આપ્યો નહિ, વિનોદરાયે પળવાર પછી પુનઃ તેજ પ્રશ્ન પૂછ્યો, ત્યારે તેમને ઉત્તર મળ્યોઃ

"હું વિચાર કરું છું કે મારાથી કુસુમકુમારીનો સ્વીકાર થાય કે નહિ ?"

"શું ?...તમારાથી સ્વીકાર થાય કે નહિ ? તમને અનંતરાયની માફક અમારા સંબંધથી કલંક લાગવાનો ભય તો નથી લાગતો ને ?"

"નહિજ. એવું હું જરા પણ માનતો નથી."

"ત્યારે શું તમને કુસુમમાં કાંઇ દોષ દેખાય છે ?" વિનોદરાયે પૂછ્યું.

"ના. ના. તેની તો મેં પ્રથમથી જ ના કહી છે! કુસુમકુમારીને તો હું સીતા સમાન નિષ્કલંક માનું છું..."

"ત્યારે શું તમે કોઇ બીજે સ્થળે સંબંધ નક્કી કર્યો છે ?"

"ના. વિનોદરાયજી, તેવું પણ નથી." ડાક્ટર હસીને બોલ્યોઃ "આપ કેટલા બધા આતુર હૃદયે આશંકાઓ કર્યા જાઓ છો, તે જોઇ મને આશ્ચર્ય લાગે છે. પુત્રી પ્રત્યેનો આપનો પ્રેમ અને મારા પ્રત્યેની ભલી લાગણી આપને આટલાં બધાં ચિંતા અને આતુરતા કરાવે છે."

"તમારો ઉપકાર વળે છે અને કુસુમના ભવિષ્ય માટેની ચિંતા ઓછી થાય છે."

વિનોદરાય આગળ બોલવા જતા હતા પરંતુ ડાકટરે વચમાંજ કહ્યું, "વિનોદરાય, પણ આપ ભૂલી જાઓ છો કે આપ આ બાબતમાં એક જાતનો અન્યાય કરો છો ?"

"અન્યાય ! હું અન્યાય કરું છું ?"

"મને એમ લાગે છે." ડાકટરે કહ્યું.

"એમ ? શું હું તમને અન્યાય કરું છું ? શાથી એમ કહો

છો ?” વિનોદરાયે ચિંતાતુર સ્વરે પૂછ્યું.

“મને નહિ, પણ તમારી પુત્રીને અન્યાય થાય છે. મારી બુદ્ધિ પ્રમાણે તો એ અન્યાય સૂક્ષ્મ રીતે જોતાં છેક કન્યાવિક્રય સુધી પહોંચી જાય છે!”

“આ તમે શું કહો છો ?” વિનોદરાયે આશ્ચર્યચકિત થઈ પૂછ્યું.

“હું કહું છું તે મને સાચુંજ લાગે છે. અને હું ધારૂં છું કે જો આપ પણ સૂક્ષ્મપણે વિચાર કરશો તો આપને પણ એ સાચુંજ લાગશે.”

વિનોદરાય વિચારમાં પડ્યા. થોડી વાર સુધી વિચાર કરવા છતાં તે ઉદ્દેશ ધ્યાનમાં ન આવવાથી તેમણે કહ્યું–“તમારી વાત મારા ધ્યાનમાં નથી ઉતરતી. મારી પુત્રી હું તમને પ્રેમથી આપું છું.”

“ઠીક. તો હું સમજાવું. આપ અત્યારે મને જે ઉપહાર આપવા ઇચ્છો છો, તે મારા અમુક ઉપકારના બદલામાં આપવા ઇચ્છો છો એમ આપે કહ્યું. ઉપકારના બદલામાં કોઈ માણસ પૈસા આપે તેને સ્થળે આપ મને કુસુમકુમારીનો હાથ સોંપવા ઇંતેજાર છો તો ભલે...પરંતુ શું તેમ કરતાં પહેલાં તેની સંમતિ લેવાની જરૂર છે, એમ આપને નથી લાગતું ?” ડોક્ટરે પૂછ્યું.

“કુસુમની સંમતિ તો મને તેમ કરવાની મળી ગઇ છે, એમ હું માનું છું. તમને કદાચ ખબર ન હશે પરંતુ હું ખાત્રીથી કહું છું કે મારાં બધાં સંતાનમાં કુસુમ જેવું આજ્ઞાંકિત બીજું કોઈ નથી.” વિનોદરાયે કહ્યું.

“આજ્ઞાંકિત ? હા. આજ્ઞાંકિત અને પિતૃવત્સલ બંને છે. એ તો હું આટલા દિવસના અનુભવ પરથી જોઇ શક્યોજ છું. પરંતુ વિનોદરાયજી ! માત્ર પિતાની આજ્ઞાને પાળવા ખાતરજ એક

કન્યા મને સ્વીકારવાનું કબુલ કરે, તે મને રૂચતું નથી. એમાં મારી શોભા પણ ન રહે."

"તમે આમ શા માટે બોલો છો, તે હું સમજી શકતો નથી." વિનોદરાય બોલ્યા—"ડાકટર! તમારા શબ્દો પરથી તમે એમ માનતા લાગો છો કે કુસુમ તમને સ્વીકારવાને તૈયાર નથી..."

"જરૂર. હું એમજ કહેવા માંગું છું." ચંદ્રકાંતે કહ્યું. પછી એક દિવસ રણજીત અને કુસુમ વચ્ચે થયેલી વાતચિત—જે પોતે અચાનક સાંભળી હતી, તેનો સંક્ષિપ્ત સાર તેણે વિનોદરાયને કહ્યો.

વિનોદરાય તે સાંભળીને બોલ્યા: "આ મને બહુ વિચિત્ર લાગે છે. મને આ ખબર ન હતી કે...પણ કંઇ નહિ. હું એ વિશે તપાસ અને ગોઠવણ કરીશ. પરંતુ જો કુસુમ તમને સ્વીકારવાને તૈયાર હોય—કુસુમની આ બાબતમાં પૂર્ણ સંમતિ હોય —તો તમને આ માંગણી સ્વીકારવામાં વાંધો નથી ને?"

"જો કુસુમ મને સ્વેચ્છાથી અને આનંદથી સ્વીકારે તો મને તેમાં જરા પણ વાંધો નથી. એટલું જ નહિ પણ હું આપના માંગણીને એક સ્વર્ગીય પ્રસાદ સમાન માનીશ." ચંદ્રકાંતે કહ્યું.

વિનોદરાયે કહ્યું—"ડાકટર, પોતાના પિતાને જીવતદાન આપનાર નિઃસ્વાર્થી યુવકને કુસુમ પોતાનું જીવનદાન આપવા કદિ પણ ના પાડશે નહિ, એવી મારી સંપૂર્ણ ખાત્રી છે."

ચંદ્રકાંતે કહ્યું—"કુસુમનું એ જીવનદાન મારા શુષ્ક જીવન અને સુના ગ્રહસંસારમાં અલૌકિક આનંદ અને નવજીવન જ રેડશે."



## પ્રકરણ ૩૬ મું.

### પ્રવાસીનો પત્ર

હસમુખ પોતાના રૂમમાં એક આરામખુરશી પર બેઠો હતો. તેણે પણ બે ત્રણ ઠેકાણે નોકરી મેળવવા પ્રયાસ કર્યો, પરંતુ તેમાં સફળ ન થવાથી તે વિચારમાં પડી ગયો હતો. તેવામાં ઘરના નીચેના ભાગમાં તેને કંઇક કોલાહલ થતો સંભળાયો.

ખુરશીમાં બેઠે બેઠે જ તેણે નીચે બનતા બનાવને સમજવા માટે કાન માંડયા. પરંતુ ત્યાંથી આવતો અવાજ એવો વિચિત્ર હતો કે તે હર્ષનો હશે કે શોકનો, તે હસમુખ નિશ્ચિત કરી શક્યો નહિ. અંતે જ્યારે કંઇ નજ સમજાયું, ત્યારે ઉઠીને નીચે જવા હસમુખ પોતાની ઓરડીના બારણાં સુધી પહોંચ્યો. એટલામાં રણજીત ગભરાયલા જેવો અંદર દાખલ થઇને હસમુખને ખભે માથું મુકી રડી પડયો !

"મોટાભાઇ ! મને માફ કરો...મેં તમને બહુ અન્યાય કર્યો છે !" રણજીતના ગળગળા કંઠમાંથી મહા પ્રયત્ને શબ્દો નીકળ્યા. તેનું હૃદય દુ:ખથી—હર્ષથી ભરાઇ આવ્યું લાગતું હતું.

હસમુખ તો આ જોઇને આભો જ બન્યો. તે સમજી

શકયો નહિ કે આ વળી શું છે? રણજીતની પાછળ જ આવી પહોંચેલી કુસુમ બારણામાં ઉભી હતી. તેના હાથમાં આંસુથી ભીંજાયલો એક કાગળ હતો અને તેની પાછળ મધુસુદન—તનસુખ વગેરે ઉભાં હતાં. કુસુમની આંખોમાં હજુ પણ આંસુ હતાં. જ્યારે તેની પાછળ ઉભેલાંઓ તો આનંદથી નાચતાં હતાં!

પ્રિય વાંચક! આ બધું શું હતું?

હસમુખની દૃષ્ટિ સમક્ષ આવી ઉભેલા વિચિત્ર દૃશ્યનું મૂળ પેલો કુસુમકુમારીના હાથમાંના કાગળ જ હતો! જેમાં લખ્યું હતું:—

મુંબાઈ, તા. (વંચાતી નથી!)

**મારા જુના મિત્ર રણજીત!**

મારી જીંદગીમાં કદિ નહિ થયો હોય એવો આનંદ આજે મને તારા પર આ કાગળ લખતાં થાય છે. મને લાગે છે કે બીજાઓની માફક મેં તારી પાસેથી પણ એક દેવું કરેલું હતું, તે હું આજે તને ચુકવી દઉં છું...

દોસ્ત રણજીત! આટલું વાંચ્યા પછી તને કદાચ એમ લાગશે કે આ કાગળની સાથે મેં સો બસોની એકાદ નોટ બીડી હશે, પણ હમણાં બંદા પાસે પાઈએ સિલ્લક જમે નથી!

વ્હાલા રણજીત! આ કાગળ તને મળે તે પહેલાં તો હું દરિયાનાં મોજાં પર ઉછળતો હોઈશ. સમજ્યો? કાકાસાહેબને મેં આ કાગળ બે દિવસ પછી ટપાલમાં નાંખવાનું કહ્યું છે, અને જો તે તેમ કરવાનું ભૂલશે નહિ, તો તો ખરેખર તને આ પત્ર મળશે ત્યારે હું મુંબાઈથી પાંચ સો માઈલનો દરીઓ વટાવી ગયો હોઈશ. વળી તને આ પત્ર મળશે તેજ વખતે આના જેવો એક કાગળ આપણા મિ. ગુલાબરાય વકીલને મળશે, અને

ત્રીજે ભાઈશ્રી પાંચ—પેલા પંતુજી, અક્કલના અડગરા—અનંતરાયને પણ મળશે.

ભાઈશ્રી રણજીત! હું હવે જરા દરિયા જેવો ગંભીર થઈ જાઉં છું, કારણ કે હવે મારે તારૂં લેણું ચૂકવવાનું છે. રણજીત! રણજીત! શું કહું? જ્યારે તું એમ જાણશે કે—ગુલાબરાયની પેલી પચાસ રૂપીઆની કમનસીબ નોટની ચોરીના અપરાધ માટે તારે જે જે અપમાન, જે જે નુકસાન, જે જે દુઃખ સહન કરવાં પડયાં છે, તે સર્વના અધિકારી તો હું રખડેલ અને બગડેલ લાલો મનસુખાજ છું—ત્યારે એ વાત આજની ઘડી સુધી છુપાવી રાખવા માટે અને તું નિર્દોષને આવા અન્યાયી તિરસ્કારનો ભોગ થવા દેવા માટે તું મને કેટલો બધો ધિક્કારશે!

પણ રણજીત! મને જેટલો જેટલો તું ધિક્કારી લે! હું તેને યોગ્ય છું. તારા હૃદયનું તે દુઃખ શમાવવા અને મારા કૃત્યનું થોડુંક પણ શાસન મળવા એજ ઉપાય છે. ધિક્કારજે! ગાળ દેજે! શાપ દેજે! તને જે યોગ્ય લાગે તે કહેજે! અને તે બધું કરી રહ્યા પછીજ તું આ પત્ર આગળ વાંચજે.

રણજીત! ભાઈલા! હું સાચું કહું છું કે તે વખતે હું પૈસાની ઘણીજ તંગીમાં આવી પડયો હતો. તું મારી (તે વખતની) ટેવો કયાં જાણતો નથી? રણજીત! ખાટું નથી કહેતો કે એક જણે તો મને અંધારે અજવાળે ઠાકી પાડવાની પણ ધમકી આપી હતી. બેલીફે તો જેલમાં લઈ જવાનું નાતરૂં દીધું હતું. મારવાડી જેવા જમ તો જુદાજ! જ્યારે મેં પચાસ રૂપીઆ જેવડી ભારે નોટ સાદા પરબીડીઆમાં બીડાતી જેઈ ત્યારે મારાથી મારા કરજના દુઃખો લીધે નાહિજ રહેવાયું!

તું કદાચ પૂછીશ કે હું કેવી રીતે નોટ કાઢી લેવામાં ફાવ્યો?

શું તને યાદ નથી કે તે દિવસે મિ. ગુલાબરાયે તે કાગળ ગુંદ-રથી ચોંટાડીને ટેબલ પર મૂક્યો અને પોતે ઉતાવળા ઉતાવળા ગાડી પકડવા દોડ્યા હતા. આ મારે માટે કેવી સુંદર તક હતી! જોતજોતામાં મેં અંદર જઈ ગુંદરનું ચોંટાડેલું પાકીટ ઉપાડ્યું. ગુંદર હજુ લીલો હોવાથી ઢાંકણું અખંડિત ઉખડ્યું. અંદરથી કાગળ અને કાગળમાંની નોટ બહાર નીકળી અને મારા પાટ-લુનના ગજવામાં જઈ બેઠી. કાગળ પાછો બીડીને ઢાંકણું પાછું હતું તેમ ચોંટી ગયું! તે જેમનું તેમ ટેબલ પર નાંખી હું બારીએ દોડી આવી શું કેતો હોઉં તેમ જોવા લાગ્યો!

છતાં પણ મારું હૃદય અંદરથી ધબકતું હતું. હું પણ બહાર નાસી જવાની તકની ચાતકની પેઠે વાટ જોતો હતો. એટલા-માંજ પેલો ચંદ્રકાંત જતો જણાયો. હું તેની પાછળ કાંઈ માંગું છું એમ કહી દોડ્યો, એમ પણ તેં જોયું હશે; પરંતુ હું તો એક આડી ગલીમાંથી પાછો ફરીને ઘેર જઈ પહોંચ્યો હતો. ત્યાં જઈ જોઉં છું તો મારી મા પોતાનું મોં વકાસીને બેઠેલી! જતાં વાર તેણે મને કહ્યું: "દીકરા મનસુખ! જોની મુંબાઈથી આ તારી કાકીનો કાગળ આવ્યો છે, મને તરત ને તરત તેડાવે છે હવે હું **શું** કરું?"

મારી કાકીની સુવાવડ હતી, એટલે મેં માને કહ્યું:— "એમાં શું! જવું જ જોઈએ. આવે વખતે સગાંઓને કામ ન લાગીએ તો પછી ક્યારે લાગીશું? લાવ, હું ટીકીટ આણી આપું." એમ કહી માની પાસે દશ રૂપીઆની નોટ લીધી અને દોડ્યો શહેરની ટીકીટ ઓફીસ! મેં જોયું કે મારા ગજવામાંની નોટને વટાવી ખાવાનો ઠીક લાગ હતો!

પણ પચાસની નોટ જોઇ ટીકીટ માસ્તર બબડ્યો:—"મુંબા-ઈની ટીકીટ માટે પચાસ રૂપીઆની નોટ!"

મેં કહ્યું કે, "પગારમાં તે મળી છે. માફ કરજો." આમ પચાસની નોટ વટાઇ અને મુંબાઇ ભરણામાં પણ ગઇ! હાશ!

રણજીત! અત્યારે તું મને ચોર—લુચ્ચો—પાપી ગમે તે કહેજે, પણ જો તું મારા તે વખતના બધા સંજોગોનો વિચાર કરશે તો તને મારૂં આ કૃત્ય અત્યાર જેટલું અવિચારી કે દુષ્ટ નહિ લાગે. વળી મારો ઉદ્દેશ કાંઇ ઠેક ચોરના જેવો ન હતો. મારા મનમાં કે પાછી પાંચ પંદર દિવસે શેઠના ખાનામાં સેરવી દઇશું! જ્યારે નોટ ચોરાયા બાબતની ખબર પડી, ત્યારે શેઠે ધાંધલ કરી મૂકી. પછી તેનો આરોપ તારે માથે આવ્યો; ત્યારે તે જોઇને મારૂં દિલ બહુ બળતું હતું! તને નિર્દોષ તરીકે સિદ્ધ કરવા મેં ઘણાંયે ફાંફાં માર્યાં, પણ વ્યર્થ ગયાં. આખરે એક ઉપાય અજમાવ્યો. મારા કાકાસાહેબ મને સાઇકલ અપાવવાની ઇચ્છા બતાવી. ત્યારે મેં તેને બદલે તેમની પાસેથી સો રૂપીઆ રોકડા જ લઇ લીધા. તેમાંથી ગુલાબરાયને પાછી મળેલી પેલી પચાસની નોટ મોકલનાર બીજું કોઇ નહિ, પણ તારો સેવક, બંદા જાતે અને પોતે જ હતો! તે ચીઠ્ઠીના અક્ષરો પણ બંદાના જ ડાબા હાથે લખાયેલા હતા.

રણજીત! ખરેખર મેં તો એમજ ધારેલું કે મારી એ ચાલાકીથી તારા ઉપરનું આળ દૂર થઇ તારો ઉદ્ધાર થઇ જશે, પણ મારી ઉમેદ નિષ્ફળ ગઇ. ગુલાબરાયની બુદ્ધિ હું ધારતો હતો તેના કરતાં વધારે જાડી નીકળી; તેણે તારા પરનું આળ તો કાયમ જ રાખ્યું! એથી હું બહુ જ અકળાયો.

મેં બહુ બહુ વિચારો કર્યા. કે કેવી રીતે તારા ઉપરનું આળ દૂર કરી તને નિર્દોષ ઠરાવવો? પછી મને આ એકજ ઉપાય સુઝ્યો છે અને તે હું હવે અજમાવી લઉં છું.

તું આ કાગળ વાંચી રહેશે તેજ વખતે શેઠ ગુલાબરાય

પણ જાણી જ ગયા હશે કે તું—રણજીત—તો રવિવારના ઉજળા દિવસ જેવો નિર્દોષ છે, પણ આ મનસુખો જ બધાને છેતરી ગયો! બીજું અનંતરાયે આથી જ કુસુમબહેન સાથેનો સંબંધ તોડયો છે. તો એ વ્યવહારશૂન્યને શિક્ષા કરવા, હવે જો એ પાછો નમતો આવે તો પણ કુસુમબહેનને તેની સાથે પરણાવતો નહિ. બીજો કોઈ સારો વર ન મળે તો, ભલે કુસુમબહેન કુંવારી રહે, પણ એ બેવચની—સ્વાર્થી—અભિમાની અનંત સાથે તો પરણાવતો નહિ જ. બાપાજીને પણ મારા વતી એટલું કહેજે.

બીજું, મારા અચાનક નાસી જવાથી મારી ગરીબ મા વારંવાર મુંઝાશે, તો તેની પાસે જઈને તેને જરા આશ્વાસન આપજે કે મનસુખ લાખ રૂપિયા લઈને આવશે ત્યારે તેને જગન્નાથજીની જાત્રા જરૂર કરાવશે. 'જમુકાકી'ને તથા મને સંભારે તે સર્વને મારા નમસ્કાર કહેજે. ઇતિશ્રી...સમાપ્તમ.

લી૦ તારો સદાનો સ્નેહી **મનસુખ.**

**તા૦ ક૦** મને જવાબ C/o ટોકિયો—પોસ્ટ ઓફીસ—જાપાન એ સરનામે લખજે. હું ત્યાં પહોંચ્યા પછી મારા ઘરનું ઠેકાણું તને લખીશ.



## પ્રકરણ ૩૭ મું.

### ઉજાગરાનો ભેદ?

સૂર્યપુરમાં સૂર્યવારે સવારની ટપાલ બાર વાગે વહેંચાતી. એ ટપાલમાં રણજીતને જ્યારે મનસુખનો આ પત્ર મળ્યો ને તેણે વાંચ્યો ત્યારે તેનાં આશ્ચર્યની, આનંદની, દુઃખની, પશ્ચાત્તાપની સીમા કેટલે સુધી પહોંચી હશે, તેનો ખ્યાલ કરવો દુષ્કર છે. તો પછી તેનો ચિતાર આપવાને મારી કલમ અશક્ત નિવડે તેમાં કાંઇ આશ્ચર્ય નથી.

રણજીતની એ વખતની લાગણીઓ—તેના ઉપર એ કાગળમાં લખેલા સમાચારે કરેલી અસરના આવેશ એટલા તો ગુંચવણ ભરેલા—ન કળાય એવાં—અગમ્ય હતાં કે તે જાતે પણ પોતાની મનોવૃત્તિને સમજી શક્યો નહિ!

પણ પછી "કુસુમબહેન, આ શું? જો તો ખરી," એમ બોલી તેણે કુસુમના હાથમાં તે કાગળ મૂકી દીધો. કુસુમે તે થોડો વાંચ્યો, ન વાંચ્યો એટલે તો તેની આંખમાં આંસુ આવી ગયાં! રણજીતને વળગી પડી તે ગળગળે સાદે બોલી: "ઓ ભાઇ! આપણે છેતરાયાં! આપણને બધાંને તેણે દુઃખી કર્યાં! હસમુખ તો બીચારો નિર્દોષ છે." પછી તે બંને તરત હસમુખ

પાસે ગયાં, જે આપણે ઉપર વાંચી ગયા છીએ.

વિનોદરાયના ઘરમાં આ વેળા શું શું બની ગયું, પળવારમાં આખા ઘરમાં અને પછી આડોશપાડોશમાં આ શુભ સમાચાર કેવી રીતે અને કેવે માર્ગે પ્રસરી ગયા, તેની કલ્પના વાંચક, તું પોતેજ કરી લેજે.

વિનોદરાયના ઘરમાં આ શુભ સમાચારથી ઉત્પન્ન થયેલા કોલાહલની શાંતિ થઈ ન હતી, એટલામાંજ હાથમાં એક કાગળ લઈને માત્ર ખમીસ ને ટોપી પહેરેલા વકીલ મિ. ગુલાબરાય ત્યાં દોડતા આવી પહોંચ્યા.

પરંતુ તરત તેમને ખબર પડી ગઈ કે જે સમાચાર પોતે લાવ્યા હતા. તે અહીં પણ આવી પહોંચ્યા હતા. જ્યારે તેમણે દિવાનખાનામાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાં એક જોવા જેવું મંડળ ભેગું થયું હતું.

"ઓહો! આપને ત્યાં પણ એજ સમાચાર આવી પહોંચ્યા છે કે શું?" વિનોદરાયે ગુલાબરાયને આવે વખતે આવી સ્થિતિમાં આવી પહોંચેલા જોઈને પેલા પત્રમાં લખેલું હોવાથી અનુમાન કરી પૂછ્યું.

"હા! વિનોદરાયજી, તમારો રણજીત નિર્દોષ છે. ફક્ત વહેમથી મેં એનુ બહુજ નુકશાન કર્યું છે!...રણજીત, મારે તારી અને તમારા સર્વની માફી માંગવાની છે..."

"આપ અમારી ક્ષમા માંગો? આપે તો મારા ઉપર આગળ કામ ન ચલાવીને ઉપકાર કર્યો હતો. ઉલટું મારે હસમુખભાઈની ક્ષમા માંગવાની છે...કારણ કે આ પાપી કામ એમને હાથે થયું છે. એમ માનીને અમેજ બહુ ખુલાસો કરતાં ન હતાં." રણજીતે કહ્યું.

"ત્યારે શું, રણજીત, મારા પ્રશ્નોના જવાબ આપતાં તમે

વિચિત્ર વર્તણુંક બતાવી હતી, તેનું કારણ આજ કે?" ગુલાબરાયે કહ્યું.

"હાજી. એજ." રણજીતે સજળ નેત્રે જવાબ આપ્યો.

હસમુખ જે અત્યાર સુધી ચુપ હતો, તેણે હાસ્યરસિક બબડાટ ચલાવ્યો:—"હા? અમે બધું છુપું છુપું પણ સારૂં કામ કરીએ, એટલે બધા અમારા ઉપરજ વહેમ લાવે! ખરી વાત છે! બસ. આજથી આ ભીંતો પર મોટા કાગળો ચ્હોંટાડો, અને ઘરમાં નિયમ કરો કે દરેક જણ પોતે જે કાંઇ કરે તે બધું મોટા અક્ષરે તે કાગળો પર લખે! એમ કર્યા વિના આવા ગોટાળાને અટકાવવાનો કાંઇ સરળ માર્ગ જડવાનો નથી."

"ત્યારે તેજ કાગળો ઉપર પ્રથમ તમારે, તમારા બાર બે વાગ્યા સુધીના ઉજાગરાનું કારણ શું છે, તે લખવું પડશે, હોં!" કુસુમ બોલી. તેને આ બધા ખુલાસાઓ પરથી એમ હવે ખાત્રી હતી કે મોટા ભાઇના ઉજાગરાનું કારણ પોતે ધારતી હતી તેવું ભયંકર કદિ નહિ હોય!

હસમુખે ગજવામાંથી બે ત્રણ કાગળનાં ગુંચળાં બહાર કાઢ્યાં અને બોલ્યો: "અરે, ઓ વહેમી કુસુમબ્હેન, જો મારા ઉજાગરાનું કારણ શું છે તે!" એમ કહી એ ગુંચળાં તેના તરફ નાંખ્યાં. પછી તેણે કહ્યું:—"હવે કાંઇ પણ બાબત હું છુપાવવા માંગતો નથી...મુંગા રહેવાથી કેવાં માઠાં પરિણામ આવે છે, તે આપણે બરાબર જોઇ લીધું છે!"

વાંચક! હસમુખે કુસુમ અને રણજીત તરફ નાંખેલાં કાગળનાં ગુંચળાં શાનાં હતાં અને તેમાં શું હતું તેની કાંઇ કલ્પના તને આવી શકે છે?

જો ન આવતી હોય તો જાણી લે કે તે છાપખાનામાંથી

આવેલાં પ્રુફનાં ગુંચળાં હતાં; છતાં કુસુમ તેનો અર્થ સમજી શકી નહિ. તેણે આશ્ચર્યથી પૂછયું: "આ વળી શું છે?"

"કેમ? હજુ નથી સમજાતું! કુસુમ અને રણજીત, બંને શંકાબહાદુરો! તો જુઓ—આજ દોઢ મહિનો થયાં હું એક નવલકથા લખું છું અને તે સાથે જ છપાતી જતી હોવાથી આ તેનાં પ્રુફો આવે છે, જે રોજ રાતે તપાસું છું. સમજ્યાં હવે, મારા જાગરણનું કારણ?"

"હાશ! હાશ!" કુસુમ બોલી, "રણજીત, આપણે શું ધારતાં હતાં, અને આ તો શું નીકળ્યું!...ઓ પ્રભુ! આ ભેદ તો અજબ છે!"

રણજીતે કાંઈ ઉત્તર જ આપ્યો નહિ. તેને પોતાની લાગણી કેવી રીતે દર્શાવવી તેજ સુઝતું ન હતું.

હસમુખે કહ્યું—"કુસુમ, હજુ જ્યારે એ નવલકથાના વેચાણના ત્રણ સો રૂપીઆ અને નકલોનો ઢગલો આવીને ઘરમાં પડશે ત્યારે, આ તો શું, પણ એથીયે વધારે અજબ જેવા ઉદ્‌ગાર નીકળી પડશે, ખરૂં ને?"

"ભાઈ, એ ત્રણ સો રૂપીઆમાંથી મને એક મોટર અપાવશો?" આનંદથી હસતી કુદતી કીકી આવીને હસમુખના ખોળામાં ચઢી બેસતાં બોલી.

"અરે, વાહ! પછી મારે તનુનું પાકીટ અને મધુનું બેટ અપાવવાનાં છે, તેના પૈસા કયાંથી લાવીશ?" હસમુખે કીકીને લાડ કરતાં કહ્યું.

કુસુમે કહ્યું—"એ નવલકથાના પૈસાથી તો પહેલાં હસમુખભાઈનાં લગ્ન થશે! બીજું કાંઈ નહિ!"

એ સાંભળી સર્વે હસી પડ્યાં!

"રણજીત! હસમુખભાઈના ઉજાગરાના કારણ વિશે તમે

બંને શું ધારતાં હતાં ?" વિનોદરાયે પૂછયું.

"કદાચ કાયદાનો અભ્યાસ, ખરું ને ?" ગુલાબરાયે પૂછયું.

"ના." રણજીતે ડોકું ધુણાવ્યું:–"બીજું જ કાંઇક, વિ-શેષ ભયંકર..."

"રણજીત, તે કહી દેતો નહિ...હવે તે કહેવાની જરૂર રહી નથી." કુસુમે એ 'કાંઇક'ની ભયંકરતાથી બીજાને અજ્ઞાત રાખ-વાની ઇચ્છાથી કહ્યું, અને રણજીતને આગળ બોલતો અટકાવ્યો.

પછી ધીમે ધીમે એક પછી એક પ્રશ્નોની પરંપરા ચાલી. તેના ઉત્તરો અને ખુલાસા પણ એક પછી એક અપાતા ગયા.

જ્યારે સર્વના હૃદયના બધા પ્રશ્નો શમી ગયા–બધી શંકા-ઓનાં સ્પષ્ટ કારણ અપાઇ ગયાં અને સૌને પેટ ભરીને વા-તોનો લાભ મળી ચૂકયો, ત્યારે ગુલાબરાય જવાને ઉઠ્યા. ઉઠતાં જ તેઓ બોલ્યા–

"ચાલો ! ત્યારે રણજીતરાય ! કાલથી તમારે મારે ત્યાં પાછું હાજર થઇ જવાનું છે. એ તો વાદળ વીખરાઇ ગયું અને ગ્રહણ પણ છુટી ગયું. હવે શ્રી મહાત્માજીના ઉપદેશ પ્ર-માણે મારી વકીલાતની ઓફીસને બદલીને રંગના કારખાનાની ઓફીસ કાઢવી છે. તેમાં તમારે મને મદદ કરવાની છે, હોં ! મનસુખ મારા પચાસ રૂપીઆ ઉઠાવી ગયો તો ભલે ! પણ સાથે મને કાગળમાં કેવું સજ્જડ મેણું તે મારે છે !"

"કેમ શું છે ?" વિનોદરાયે પૂછયું.

"આ જુઓ તો ખરા. એ લખે છે–'વકીલાતનો ધંધો છોડવા–ન છોડવાના વિચાર માત્રની સાથે જ લાંબો વખત થયા સહકાર કરી રહેનાર શેઠ સાહેબની નોકરી કરવામાં પણ પાપ છે...' ઠીક, ભાઇ હવે મારે તેની શીખામણ માનવી જોઇએ." એમ કહી હસતા હસતા તેઓ ચાલ્યા ગયા.

ગુલાબરાય ગયા, એટલે વિનોદરાયને ડાકટર સાંભર્યો. તેમણે આતુરતાથી આસપાસ જોયું...પણ તેઓ ત્યાં ન મળે. વિનોદરાયે ધાર્યું—'કદાચ અમે બધા ઉત્સાહને લીધે તેને વિસરી ગયા, તેથી તેમને માઠું તો નહિ લાગ્યું હોય?' તેથી તેમને તેડવા તનુને તેમણે મોકલ્યો.

સૂર્યપુરમાં આ ચટરકોટ કરતા પત્રના સમાચાર સત્વર પ્રચાર પામી ગયા!



## પ્રકરણ ૩૮ મું

## શેષની શાંતિ

પ્રાતઃકાળનો રમણીય સમય થયો છે. વિનોદરાયના ઘરમાં સર્વ કોઈ સત્વર જાગ્રત થઈ ગયાં છે. સૂર્યપુરની શાળામાં ગ્રીષ્મ ઋતુને લીધે સ્હવારનો વખત હોવાથી તનુ અને મધુ ન્હાઈ-ધોઈ નિશાળે ગયા છે.

વિનોદરાય રાત્રિના ઉજાગરાથી કંઈક મોડા ઉઠયા હતા.

છજામાં દંતધાવન કરી તે દિવાનખાનામાં આવી બેઠા, તે વખતે કુસુમ તેમને માટે દૂધનો પ્યાલો લાવી. વિનોદરાયના ઘરમાં ચ્હા પીવાનો રીવાજ તદ્દન બંધ થયો હતો.

પૂછપરછ કરવાનો આ ઠીક પ્રસંગ છે, એમ વિનોદરાયને લાગ્યું. પ્યાલો ટેબલ ઉપર મૂકી કુસુમ પાછી ફરતી હતી, તે વખતે તેમણે કહ્યું–"કુસુમબેન! જરા ઉભા રહે તો."

"કેમ? બાપાજી, શું કામ છે?" એમ બોલી કાળજીગરી અને આજ્ઞાંકિત બાળા ત્યાંજ અટકી.

વિનોદરાયે ગંભીરતાથી પૂછ્યું:–"મારે જરા તારી સાથે વાત કરવાની છે."

કુસુમે એ વાત શું હશે, તે વિશે ઝાંખી કલ્પના કરી લીધી. અને પિતાના જેવીજ ગંભીર બની તે બોલી–

"બાપાજી, ચુલા પર દૂધ મૂકેલું છે, તે ઉતારીને આવું?"

"કેમ, લક્ષ્મી નથી?" વિનોદરાયે પૂછ્યું.

"નાજી. તે કઢી માટે છાશ લેવા ગઈ છે. પણ હું દૂધ ઉતારીને હમણાં આવીશ." કુસુમ બોલી અને ઘરમાં ગઈ.

વિનોદરાય પોતાની વાતને કેવા શબ્દોમાં ગોઠવવી–કેમ શરૂઆત કરવી–તેનો વિચાર કરવા લાગ્યા.

કુસુમ દૂધ ઉતારીને પળવારમાં આવી પહોંચી. વિનોદરાયે તેને પોતાની સામેની ખુરશી પર બેસવા કહ્યું. કુસુમ ઉભીજ રહી.

વિનોદરાયે પુનઃ એક વાર કહ્યું–"બેસ, કુસુમ!"

કુસુમ વસ્ત્ર સંકોરીને બેઠી, પણ પિતાની સામે ન જોયું. શરૂ થનાર વાતનો વિષય તે પામી ગઈ હતી, એટલે નીચું જોઈ તે પગના નખ વડે ભોંય ખોતરવાનો પ્રયત્ન કરવા લાગી. ભોળાભાળી–શરમાળ–મુગ્ધ બાળા બીજું શું કરે?"

કુસુમ વાર્તાનો વિષય પામી ગઇ છે, એ વિનોદરાયથી ગુપ્ત ન રહ્યું. તેમણે બોલવાનું શરૂ કર્યું–"બેટા કુસુમ, હું શું કહેવાનો છું. તે તું જાણી ગઇ હશે. તારો વિવાહ ડાક્ટર સાથે કરવાનો વિચાર છે..."

વિનોદરાય એટલું બોલી અટક્યા. તેમણે કુસુમ તરફથી કાંઇક શબ્દોની આશા રાખી હતી. પણ કુસુમ તો કાંઇ બોલી નહિ, માત્ર નીચુંજ જોઇ રહી.

વિનોદરાયે ફરી કહ્યું–"મેં ડાક્ટરને એ વિશે વાત પણ કરી છે; તેમણે તો કાંઇ વાંધો પોતાના તરફથી બતાવ્યો નથી, એટલે મને લાગે છે કે, તે તો આ સંબંધ સ્વીકારશેજ પણ તારો એમાં શું વિચાર છે?"

કુસુમે કાંઇ ઉત્તર આપ્યો નહિ. તે હજુ જમીન તરફ જોઇ રહી હતી. તેના મગજમાં ઉંડા વિચાર ચાલતા હોય, એમ વિનોદરાયે પારખ્યું અને થોડી વારે ફરીથી પૂછ્યું– "તું બોલતી કેમ નથી, કુસુમ? શું વિચાર કરે છે?"

હજુ કુસુમ અનુત્તરજ રહી. વિનોદરાયે થોડી વાર તેને વિચાર કરવા દીધો અને પાછું પૂછ્યું–"તું શો ઉત્તર આપે છે? કુસુમ. કાંઇક તો બોલ."

કુસુમે છેવટે નજર ઉંચી કર્યા વગરજ ધીમે સાદે કહ્યું– "એમાં મારો વિચાર જાણવાની શી જરૂર, બાપાજી?"

પુત્રીના આ વાક્યમાં ઉંડો રોષ હોય એમ તેના મોં ઉપરથી પિતાને લાગ્યું. તેમણે હેતથી પુનઃ પૂછ્યું:–"આમ કેમ બોલે છે, કુસુમ? જે વિષયમાં તારા જીવનનો પ્રશ્ન હોય, તેમાં તારો જે વિચાર હોય, તે મને તો તારે જણાવવોજ જોઇએ ને?"

"મારા પહેલી વારના વિવાહ કરતી વખતે તમે ક્યાં મારો અભિપ્રાય પૂછ્યો હતો કે આ વખતે તેની જરૂર પડે?" કુસુમે

હજુ પણ નીચી જ દૃષ્ટિ રાખીને કહ્યું.

વિનોદરાય ચમક્યા તેમને આશ્ચર્ય સાથે દુઃખ થયું. આજે કોમળ હૃદયની કુસુમ આ પ્રમાણે શા માટે બોલે છે, તે તેને સમજાયું નહિ. તેમણે પૂછ્યું–"કુસુમ, તે વેળા તું નાની હતી. પણ ઘણા વખત પરની વાત આજે સંભારીને તું મને મ્હેણું તો નથી મારતી ને ?"

"મ્હેણું ? બાપાજી, તમે એમ કેમ પૂછો છો ? મારાથી તમને મ્હેણું દેવાય જ કેમ ? ઉલટું તમને મ્હેણું મારવાની ઇચ્છા થતાં પહેલાં મરી વાચા બંધ થઇ જાઓ, એમ હું ઇચ્છું છું. બાપાજી ! મારી દલીલનો આવો અર્થ થશે એમ મેં ધાર્યું ન હતું. પરંતુ મારે કહેવું જોઇએ કે..." કુસુમ આગળ બોલતી અટકી ગઇ. તે બોલતાં અચકાતી હોય એમ દેખાયું.

"કે શું ?" પિતાએ પૂછ્યું.

"કે–પ્રથમ મારો વિચાર જાણ્યા વિના તમે ડાકટરને વાત કરી. તેમાં મને અન્યાય થયો છે." કુસુમે અચકાતાં અચકાતાં કહ્યું.

વિનોદરાયને કુસુમના આ શબ્દોમાં સત્ય સમાયલું લાગ્યા વિના રહ્યું નહિ. તેમના ચિત્તે તે કબૂલ કર્યું: કુસુમ કાંઇ જડ–અચેતન વસ્તુ ન હતી કે તેને ગમે તેવી રીતે ગમે તે માણસને આપી દેવામાં આવે. તેમણે પોતાથી થયેલો અન્યાય સ્વીકાર્યો: "હું એ કબુલ કરૂં છું, કુસુમ, કે મેં તારી સંમતિ વિના તેમને વાત કરી દીધી. તેમાં ભૂલ કરી છે. મને એમ આશા હતી કે તું તો આ સંબંધ ઘણા જ આનંદથી સ્વીકારી લેશે."

"પરંતુ એમાં પણ ફરી તમે છેતરાતા હો તો, બાપાજી ?" કુસુમે કહ્યું.

"શું હું છેતરાઉં છું ? પણ સાચું કહું તો, કુસુમ, મને તે વિશે ડાકટરે જ ચેતાવ્યો હતો."

"હેં ?" કુસુમે આશ્ચર્યનો ઉદ્દગાર કાઢ્યો.

"હા. ડાકટરે જ મને કહ્યું હતું કે તું આ વિષયમાં અસંમત છે. તું તેની સાથે તારો સંબંધ બંધાવા દેવા રાજી નથી. અને તેમણે જ મને કહ્યું હતું કે જો આ બાબતમાં તારી સંમતિ અને ઇચ્છા મેં જાણી લીધી ન હોય તો તેનાથી તારો સ્વીકાર થાય નહિ. એટલે ટુંકમાં કહું તો આ વાતનો નિર્ણય હવે તારી ઇચ્છા ઉપર જ આધાર રાખે છે." એમ કહી વિનોદરાયે પોતાને જણાતી એક વાત સ્પષ્ટ કરી.

કુસુમને આશ્ચર્ય લાગ્યું. 'શું ડાકટરે જ આ પ્રમાણે કહ્યું ?' એથી કુસુમને એક જબરૂં આકર્ષણ ડાકટરની સજ્જનતાને માટે થયું. તેમની ઉદારતા અને સૂક્ષ્મ ન્યાયપ્રિયતા વિશે તેને વિચારો આવ્યા. ચંદ્રકાંતનું સ્મરણ અને સ્નેહ કુસુમના હૃદયમાં હવે અનંતરાયની સરખામણી કરવા લાગ્યાં !

ખરૂં જોતાં ડાકટરના ઉત્તમ સદ્દગુણોએ, સુશીલ સ્વભાવે, સંપૂર્ણ સાદાઇએ અને વિદ્વત્તા તથા મોહકતાએ કુસુમના હૃદયમાં આ પૂર્વે પ્રવેશ કર્યો નહોતો એમ ન હતું. ડાકટરની સરળતા કુસુમને પિતાશ્રીની માંદગી વેળા જ આદર્શ લાગી હતી. તેની ઉદારતા કુસુમને બહોળી લાગતી, તેની અખંડિત પ્રભુપ્રિયતા અને તેનું દેશાભિમાન પણ ઉચ્ચ માલમ પડતું હતું.

પણ કુસુમને એના તરફ દષ્ટિ નાંખવી, એ એક ભવમાં બે ભવ કરવા જેટલું દુઃખમય લાગતું. વારંવાર પોતાના વિવાહભંગની વાત તેને સાંભરી આવતી અને તેનાં કોમળ અંતઃકરણને તેથી અત્યંત દુઃખ થતું. જ્યારે જ્યારે કુસુમ એકલી પડતી ત્યારે અને રાત્રે પણ શય્યામાં ફોકટ પાસાં ફેરવતી વખતે તે આ વાતને સંભારી સંભારીને અશ્રુ સારતી અને ગમે તેવો સુશીલ પણ કોઇ બીજો પતિ પોતાને જન્મભરમાં

કોઇ પણ વાર "વિવાહ ફોક"નું મહેણું ન મારશે ? એ શંકા દઢ કરી–પોતાથી કુંવારૂં જીવન ગાળી શકાય તો કેવું સારૂં, એમ તે વિચાર કરતી હતી.

પ્રિય વાંચનાર ! પોતે નિર્દોષ હોવા છતાં આવી અન્યાયી રીતે "વિવાહ ફોક"વાળી, ત્યજાયેલી ગણાવું–એ નામે કુસુમ, અને સ્વભાવે પણ કુસુમ જેવી બાલિકાને કેટલું હૃદયવેધી, કેવું કારમું લાગે તેનો જો તને ખ્યાલ આવી શકે તોજ તું કુસુમ-કુમારીની માનસિક પીડા થોડી પણ સમજી શકે.

પરંતુ સમય સર્વ દુઃખનું રામબાણ ઔષધ છે. વખત જતાં ગમે તેવા દુઃખની વેદના વિસારે પડે છે, તે પ્રમાણે કુસુમના સંબંધમાં બનતું જતું હતું.

રણજીત સાથે થયેલી વાતચિતને આશરે પંદરેક દિવસ વીતી ગયા હતા અને તે દરમ્યાન કુસુમના હૃદયની આ વ્યથાનું દુઃખ ધીમે ધીમે ઝાંખું થતું ગયું હતું. જો કે હજુ પણ તેનું તેને પૂરેપૂરૂં વિસ્મરણ થયું ન હતું, છતાં તે હવે પહેલાંની પેઠે ચંદ્રકાંત પ્રત્યે નિર્ભયપણે દૃષ્ટિ નાંખતી થઇ હતી. તેની વાતોમાં થોડો થોડો રસ લેવા લાગી હતી. સંક્ષેપમાં કુસુમને હવે ડાક્ટર પ્રત્યે થોડી થોડી સહાનુભૂતિ ઉત્પન્ન થવા માંડી હતી. અત્યારે તેનો રોષ માત્ર પિતાએ પોતાને કરેલા સુક્ષ્મ અન્યાયને લીધેજ હતો. પણ ડાક્ટરની સ્વાતંત્ર્યપ્રિય ભાવનાથી તે ઘણે અંશે ઘટી ગયો હતો.

તેથીજ જ્યારે 'આ બાબતના નિર્ણયનો સર્વ આધાર તારા પરજ છે' એમ વિનોદરાયે કહ્યું ત્યારે પોતાના પિતાજીના તથા બધાના સુખ અને આનંદને ખાતર કુસુમે બાપાજીની યોજ-નાને "ના" ન કહેતાં રણજીતભાઇ સાથે વિચાર કરી–પછી એનો જવાબ આપવા કહ્યું.

વિનોદરાયે કુસુમનો એ જવાબ સાંભળ્યા પછી તેના મનની શંકા સમજી જઇ જણાવ્યું કે—"બેન, પહેલાનો વિવાહ તારી સંમતિ વિના—તારી અજાણુતામાં કર્યો હતો, એટલે તે તને બંધનકર્તા પણ ન કહેવાય. તેથી તે વિવાહ ફોક થયાના કે એવા બળતા વિચાર મનમાં ન લાવીશ અને વળી આ તારા વ્હાલા પિતાને જીવતદાન આપનાર જો તારી નજરમાં યોગ્ય સજ્જન અને સદ્દગુણી જણાતો હોય તો તું તારૂં જીવનદાન—જીવન-સર્વસ્વ તેને અર્પણ કર."

કુસુમ ગળગળી થઇ ગઇ. તેનું હૃદય ડાકટરના સદ્દગુણોથી ઉપર કહ્યું તેમ આકર્ષાયલું તો હતુંજ અને તેમાં આ ઉપકાર-ભાર તથા પિતૃપ્રેમ પણ ઉમેરાયો, એટલે તેણે મનમાં "હા" નો નિશ્ચય કરીજ લીધો, પણ મોંઢેથી કાંઇ ન બોલતાં ત્યાંથી આંખમાં આનંદનાં અશ્રુ સાથે ઘરમાં ચાલી ગઇ.



## પ્રકરણ ૩૯ મું

## ભાગ્યનું ચક્કર!

રણજીત! થોડા દિવસ ઉપર સમાજથી ગભરાતો અને હણાતો-સ્નેહીજનોથી સંતાતો અને દૂર નાસતો—તે હવે અભિમાનથી બહાર નીકળી શકતો હતો. તે જ્યાં જ્યાં જતો ત્યાં લોકો તેના તરફ આનંદથી જોઇ રહેતા. ઘણાઓ તેને હર્ષથી ખુબ પ્રશંસા કરી શાબાશી આપતા. ઓળખીતાઓ તો તો તેને ઉભો રાખી અનેક પ્રકારે પૂછપરછ કરતા. અને એ તેમને જવાબો આપતો હોય તેજ વખતે એની આસપાસ આતુર હૃદયોનું ટોળું ઝામી જતું. ઘણી વાર તો રણજીત ઉત્તરો આપતાં પણ થાકતો. ચાર પાંચ દિવસ સુધી એ સ્થિતિ ચાલુ રહી.

જે દિવસે વિનોદરાયને કુસુમ સાથે તેના વિવાહ વિશે વાતચિત થઇ, તેજ દિવસે બપોરે રણજીત જમનાદાસને ઘેર ગયો. તે વખતે તે ઓશરીમાં પથારીગાદી નાખી એક તકીઓ નાખી અઢેલીને બેઠો હતો. રણજીતને જોતાંવાર તેણે તેને આવકાર આપ્યોઃ—"આવો રણજીતભાઇ! મને બહુ હેત જાણી આનંદ થયો છે. ખરેખર, હવે તમારા પરનું દુ:ખનું વાદળ દૂર

થયું. પણ તમારી આ બહાદુર વર્તણુંકને માટે હું તમને ધન્ય-વાદ આપું છું."

"થેંક્યુ! ઉપકાર માનું છું. પણ જમનાદાસભાઈ, સાચું કહેજો કે આટલા બધા દિવસમાં તમને આ કામ મનસુખે કર્યું હશે એવો વહેમ આવ્યો હતો ?"

"અરે, ના રે! મનસુખે તો બસ હદ વાળી છે. ગુલાબરાય જેવા ચતુર માણસો અને પેલા ચાલાક ડીટેક્ટિવ બટુકલાલની આંખમાં પણ ધૂળ નાખી એણે તો! ખરેખર, આના જેવી ચાલાકી મેં તો મારી જીંદગીમાં જોઈ નથી. વારૂ, પણ હવે ઓફીસમાં કેમ ચાલે છે ?" જમનાદાસે પૂછયું.

રણજીતે તેના પ્રશ્નનો ઉત્તર આપ્યો—'ઓફીસ તો ઠીક ચાલે છે. મને ગુલાબરાયે કહ્યું છે કે હાલ જ્યાં સુધી તમને આરામ થાય ત્યાં સુધી તમારે ત્યાં આવવાની તસ્દી લેવાની જરા પણ જરૂર નથી. તમે જાણો છો જ કે ગુલાબરાય હવે વકીલાત છોડી દેવાના છે. એટલે હાલ ઓફીસમાં નવું કામ લેવાતું નથી અને જુનું કામ પતાવવામાં આવે છે. તમે ઉતા-વળે સારા થઈ જાઓ."

"રણજીતભાઈ! હવે સર્વથા નિરોગી થવાનું મારા નસી-બમાં હોય તેમ લાગતું નથી. આ મારા ક્ષયરોગની બીજી અવસ્થા (સેકન્ડ સ્ટેજ) છે, એમ વૈદ કહેતા હતા અને એ પછી માણસ ભાગ્યે જ બચે છે."

"તમે એમ નહિ બોલો, જમનાદાસ. હજુ તમે સારા થઈ શકશો. તમારે ચાંપીને હવા–પાણી અરે, હાં! હું ચંદ્રકાંતને તેડી લાવું ?" એકાએક રણજીતના મગજમાં વિચાર આવ્યો.

"ડા૦ ચંદ્રકાંતને ?" જમનાદાસના મુખમાંથી ઉદ્ગાર નીકળ્યો.

રણજીત બોલ્યો— "મને ખાત્રી છે કે તેઓ તમારા રોગને પણ મટાડી શકશે. હું તેમને સાંજે જ બોલાવી લાવીશ."

"રણજીતભાઈ! તેમણે તમારા બાપાજીનો સંધિવા જેવો ભયંકર અને અસાધ્ય રોગ મટાડ્યો. તો મારા રોગને પણ મટાડી શકે ખરા, એમ મને લાગે છે. પણ—"

"હવે તમે તમારૂં 'પણ—' વચમાં લાવી મૂકો નહિ. જમનાદાસ! તમને ખાત્રી આપું છું કે તે તમારા આ રોગને એ જરૂર મટાડી શકશે."

"હું તો, રણજીતભાઈ! તમને એમ પૂછવા જતો હતો કે તેઓ કેવા પ્રકારની ઔષધિથી રોગને મટાડે છે?" જમનાદાસે પૂછ્યું, કારણ કે તેને અંગ્રેજી દવાઓ ઉપર જરા પણ વિશ્વાસ ન હતો. એટલું જ નહિ પણ તેને અંગ્રેજી દવાના ઘુંટડા ઉતારતાં જ મરવા જેવો ભય લાગતો હતો. રણજીતે ખુલાસો કર્યો, "અરે, દવા શું! તે દવા તો આપતા જ નથી, એમ કહું તો ચાલે. તે તો માત્ર હિપ્નોટીઝમના પ્રયોગો વડે જ દરદ મટાડે છે."

"શું? શેનાથી? એ કેવી શોધ?" જમનાદાસે પૂછ્યું.

"હિપ્નોટીઝમથી. પણ તમે આમ ચમકો છો કેમ? એ તો એક પ્રકારના રોગ નિવારણના વિધિ છે. એ આપણાં જુનાં શાસ્ત્રોમાં દર્શાવેલો રોગનિવારણનો એક અજબ યોગ છે. તેના અનેક પ્રકારો છે એમ તેઓ કહેતા હતા. પ્રાણાયામ તેમાંનો એક પ્રકાર છે અને એ પ્રકારથી ગમે તેવા ક્ષય રોગનો નાશ થાય છે, એમ પણ મેં તેમની પાસેથી સાંભળ્યું છે. મને લાગે છે કે આપણે તેમને બોલાવીશું, ત્યારે પ્રાણાયામ કરાવીને તમારા રોગને મટાડશે."

રણજીતના ખુલાસાથી જમનાદાસને શાંતિ થઇ. તે ઉંચા

નજર કરી બોલ્યો—"પ્રભુની ઇચ્છા હશે તો હું તેમને હાથે સારો થઇશ, પરંતુ રણજીતભાઈ, તેમ કદાચ ન થાય તો તમે..."

"તમે આવી અશ્રદ્ધા તમારા મનમાંથી કાઢી નાંખો, કારણ કે તેમના પ્રયોગ સફળ થવામાં શ્રદ્ધાની જ વધારે જરૂર છે. શ્રદ્ધા એજ તેમનું ઔસડ છે. શ્રદ્ધા અને મનોબળ એજ આ દુનિયામાં મોટામાં મોટું બળ છે..."

રણજીત કાંઇક બોલવા જતો હતો, એટલામાં જ કોઇએ તેને બૂમ પાડી.

રણજીતે ફરીને બારીએ જોયું. મધુસુદન તેને બૂમ પાડતો હતો.

"રણજીતભાઇ, તમે અહીં શું બગાસાં ખાઓ છો ?"

"શું તેઓ મને શોધે છે ?" રણજીતે પૂછ્યું.

"અરે, તમને શું શોધે ? તમે ઘેર કહીને આવેલા કેની કે હું જમનાદાસભાઇને ત્યાં જાઉં છું...તે !" મધુસુદન રસ્તામાંથીજ બોલ્યો: "તે લક્ષ્મીએ મને તો કહ્યું ને હું તમને તેડવા આવ્યો ! ચાલો..."

"વારૂ. પણ શું છે, તે તો કહે." રણજીતે કહ્યું. મધુના મનમાં ઉત્સુકતા ઉછળી રહી હતી રણજીતને થયું કે: "વળી શું નવાજુની થઇ છે ?"

મધુસુદન એકદમ ખુલાસો કરે એવો ન હતો. તે બોલ્યો: "અરે ! તમે ચાલો તો ખરા !...એ તો ઘેર ગયા પછી બધી ખબર પડશે...ત્યાં તો કેવી ધમાલ મચી રહી છે..."

"પણ શાની ધમાલ ? ઉપર આવ તો ખરો. મધુ જરા બરાબર સમજ પડે એમ તો બોલ."

"અરે ! સમજ શું પડવાની હતી. બડી ગમ્મત થઇ રહી છે. મુંબાઇથી બાપાજી પર તાર આવ્યો છે." મધુસુદન હાદર

ચઢતાં ચઢતાં બોલ્યો.

"હેં ? તાર આવ્યો છે ? શાનો ?" રણજીતે મધુસુદનની 'બડી ગમ્મત'–એ શબ્દો સાંભળ્યા ન હોત તો તેને ધ્રાસ્કો જ પડતે.

જમનાદાસને જોઇને મધુસુદન બોલી ઉઠ્યોઃ–"ઓહો, જમનાદાસકાકા ! કેમ છે તમને ? હું આટલે મોટેથી બોલ્યો, તેથી તમારૂં માથું તો નથી દુખ્યું ?"

"ના, ભાઇ. પણ તું શી 'બડી ગમ્મત'ની ખબર લાવ્યો છે તે..." જમનાદાસ વધુ બોલવા જતા હતા, એટલામાં મધુ-સુદન જાતે જ બોલી ઉઠ્યો.

"તે જ હું કહું છું. મુંબાઇથી બાપાજીના એક દોસ્તદારનો અત્યારે જ તાર આવ્યો અને બાપાજી આજે જ મુંબાઇ-જવાના છે..."

"હેં ?" રણજીત આશ્ચર્યથી બોલી ઉઠ્યો–"બાપાજી મું-બઇ જવાના છે ? શા માટે ? તારમાં શું લખ્યું છે ?"

"અરે, તમે જરા ધીરજથી સાંભળો તો ખરા. બહુ ઉતા-વળ કરશો તો હું અહીં કહીશ જ નહિ. હોં !" મધુસુદન પોતાની પાસેના ખુશી સમાચારની હુંફથી ગર્વ કરી બોલ્યો.

"વારૂ. ચાલો ! લે ભાઇ, આ ધીરજ ધરી. હવે બોલ" રણજીતે કહ્યું.

"એ તાર બાપાજીના એક દોસ્તદારનો છે. તેમણે તેમાં લખ્યું છે કે, 'તમારી જાગીરના દાવાનો ચુકાદો આપનાર જજ સાહેબ બીજા એક કેસમાં લાંચ લેવાના અપરાધ માટે પકડાયા છે. તેમાં તમારા સામાવાળા તરફથી તેને મળેલી લાંચના પુરાવા નીકળી આવ્યા છે. તમારો કેસ કદાચ ફરીથી ચાલશે,

ફ-તેહની ઘણી આશા છે. તમે જલદી આવી પહોંચો. વિગત-વાર કાગળ મેં લખ્યો જ છે.' વગેરે! સમજ્યા? રણજીતભાઇ, ચાલો હવે જલદી ઘેર."

મધુસુદન તો આ સમાચાર સંભળાવતો હર્ષથી છેક નાચવા જેવો થઇ ગયો. રણજીત પણ આ શુભ સમાચાર સાંભળી દિંગ થઇ ગયો. તેનાથી સહજ બોલાઇ ગયું-"અહો! પ્રભુ! અમારા નસીબનું ચક્ર ફરવા લાગ્યું દેખાય છે! અમારી પનોતી ઉતરતી લાગે છે! જમનાદાસ, જોઇ આ કુદરતની કૃપા?"

જમનાદાસના મોં પર ઘણે દહાડે સ્મિત પ્રગટ્યું. તે બોલ્યો-"રણજીતભાઇ, કુદરતની કૃપા અગાધ-અકળિત છે. તમે અત્યારે જ ઘેર જાઓ અને આ શુભ સમાચાર વિશે વધારે માહિતી મેળવો અને સાંજે ઘર તરફ આવો તો મને તે જરૂર જણાવજો."

"જરૂર જણાવીશ." રણજીત મધુસુદનની પાછળ દાદર ઉતરતાં બોલ્યોઃ-"જમુભાઇ, કદાચ આપણા સર્વનું ભાગ્ય સાથે જ સુધરશે, એમ લાગે છે. તમે ખાત્રી રાખજો કે ડાકટરના પ્રયોગ તમારા ઉપર સફળ થશે જ. ભાગ્યદશા બદલાતાં વાર લાગતી નથી."

જમનાદાસે સંમતિ દર્શાવવા ઇશારત કરી. પ્રભુ ભાવનાથી ભરેલા તેના હૃદયે તેના બે હાથ જોડી આકાશ તરફ ઉંચા કરાવ્યા.

રણજીત સડસડ દાદર ઉતરી પડ્યો. મધુસુદન તેની પાછળ જતાં જમનાદાસની વહુએ તેને આકુસની બે કેરી આપી.



## પ્રકરણ ૪૦ મું.

## સરોજિનીનો ગુસ્સો!

"લ્યો! બાપાજી! જોયું હવે? તમે માનતા ન હતા અને મારા ઉપર ખોટું ચીડવાઇને મને ત્રાસ આપતા હતા તે! કોણ સાચું પડ્યું તે?" આનંદના આવેગમાં નયનો નચાવતી અને પિતાની ગેરસમજુતી માટે તેમને મહેણું મારવાનો પ્રયત્ન કરતી સરોજિની બોલી.

હરિલાલ કાંઇ ન બોલતાં જરા હસ્યા!

"હવે હસો છો શું? બાપાજી, તમને થોડી જ ખબર છે કે ચાર દિવસમાં મારૂં ચાર શેર લોહી બળી ગયું! હજુ તમે તો હસો છો! પણ એ તો હું આટલી જીદ્દી થઇ ન હોત તો તમે તો ક્યારનું ઉંધુંચત્તું કરી નાંખ્યું હોત! અને મને સુખના શિખર પરથી ઉતારી દુઃખના દરીઆમાં ડુબાડી દીધી હોત! અરે, જ્યારથી તમે આ વાત મને કહી, ત્યારથી જ મારો જીવ તો બળીને ખાખ થઇ જતો હતો, પણ તેની તમને શું દરકાર?"

હરિલાલ બોલ્યા–"સરોજ, બેટા! હસું નહિ તો શું કરૂં?"

"પણ એમાં તમારે માટે હસવા જેવું શું છે? તમે તો

મારો વિવાહ તોડવાને તૈયાર થઇ ગયા હતા. તે તમારી નેમ તો સફળ ન થઇ..." સરોજે સ્નેહાળ ક્રોધ કરીને કહ્યું.

"તેથી જ હવે મારે હસવું જોઇએ ને? સરોજ, તને દૈવે જ બચાવી લીધી છે! ખરેખર – તને અને મને."

"તે તો હું જાણું જ છું, તેમાં તમે શું કહો છો!" સરોજે કહ્યું.

"પણ તને ક્યાં ખબર હતી કે જે વખતે વિનોદરાયને મધુસુદન એ ખબર મને કહેવા આવ્યો, તેજ વખતે મારા ટેબલ પર તારો સંબંધ રદ કરવા વિશેનું પાકીટ ટપાલમાં નાંખવા તૈયાર હતું!"

સરોજ સાપને જોઇને બ્હીએ તેમ ભડકી ઉઠી. "હેં! બાપાજી, આ શું ખરૂં કહો છો?" તેણે ગભરાટમાં પૂછ્યું. જાણે હજુ પણ એ કાગળ પોસ્ટ થવાનો હોય તેવા ભયથી તે બોલી ઉઠી.

હરિલાલે તેને સજળ નેત્રે ઉત્તર આપ્યો:–"હા. ખરૂં જ કહું છું કે તને અને મને દૈવે જ વેળાસર બચાવી લીધાં છે બાકી આપણે જન્મભરનો એક અત્યંત કિંમતી સંબંધ ગુમાવીને પાછળથી કદિ ભુલાય નહિ એવા પશ્ચાત્તાપમાં પડત! એ તો..."

સરોજે તેમને વચમાં જ અટકાવી પૂછ્યું:–"ત્યારે પછી તમે તે કાગળ ફાડી નાંખ્યો ને? તે પોસ્ટમાં તો..."

"નથી જ નાંખ્યો. હવે તું શા માટે ગભરાય છે? એ કાગળ તો મેં એ પછી તરત જ ફાડી નાંખ્યો. અને હવે તો આપણે તેના પરિણામમાંથી બચી ગયા છીએ, એ આપણું સદ્‌ભાગ્ય!"

"બાપાજી! તેથી જ તમે તે વખતે–અત્યારે–હસતા હતા, ખરૂં ને?" સરોજે કહ્યું:—'અને જ્યારે હું ખાત્રીપૂર્વક કહેતી

હતી કે તમારો સંશય ખોટો છે, ત્યારે મને વઢતા હતા..."

"શું ? વ્હેમ પડતાં મારે સંભાળ ન રાખવી જોઇએ ?"

"અરે ! તમે તો મને કહ્યું હતું કે તું સીધી રીતે માનશે નહિ તો હવે પછી હું કોઇ પણ કામમાં તારી સંમતિ લેવાનું છોડી દઇશ ?" સરોજે ગુસ્સો કરીને કહ્યું.

"વારૂ, તેની ત્હારે મને શિક્ષા કરવી છે ?"

"શિક્ષા કરવાનું ક્યાં કહું છું ? પણ—હાં, ઠીક યાદ આવ્યું ! એ શિક્ષારૂપે હવે તમારે પેલી નોકરી વિશેની ગોઠવણ કરી આપવી પડશે જ !"

હરિલાલ હસ્યા—"સરોજ બેટા ! તે ગોઠવણ તો થઇ ગઇ છે !"

"હેં ? ક્યારે ? ત્યાં કોઇ બીજું નિમાયું ?"

"ના, અત્યારે જ સુબઇમાં લખ્યું છે. બે ચાર દિવસમાં હસમુખલાલને ત્યાં હાજર થઇ જવા હુકમ પણ મળી જશે ! આજે સાંજે હસમુખલાલ આવતાં હું તેમને કહીશ. તું હવે બહુ કાળજી કરીશ નહિ. તારી બા ન હોવાથી અને મેં તને સારૂં શિક્ષણ—સુબોધ તથા સ્વાતંત્ર્ય આપેલું હોવાથી તારાં સુખ—સવડ જોવાં, એથી વધુ મને બીજું શું પ્રિય હોય ? હું તેમને સાંજે કહેવડાવીશ."

પણ હરિલાલને ખબર ન હતી કે હસમુખ કદાચ સાંજે આવે તો તે દાદરે ચઢીને દિવાનખાનામાં તેમની પાસે આવી પહોંચે, તે પહેલાંજ દાદરના ખુણામાંથી એક યુવતીના મીઠા કંઠે અને મધુર વદને તેને વધામણી મળી જશે ?

સરોજેજ એ વધામણી આપવા પોતાના મનમાં ગાંઠ વાળી !

સરોજે પછી ઉત્સુકતાથી પૂછ્યું:—"બાપાજી ! પગાર

કેટલો ?"

"તને ખુશાથી રોટલો માહુ તો મળશે!" તેને ચીડવવા હરિલાલે કહ્યું.

"વાહ બાપાજી! તમે તો...પણ પગાર ઠીક મૂકાવજો. અમારે તો ઠીક, પણ તમારી પ્રતિષ્ઠા પ્રમાણે મારે ચાકર–રસોઇઓ–ઘરનો ઠાઠ જોઇએ ને!" હસીને સરોજ પોતાના ઓરડામાં ચાલી ગઈ.

× × ×

રણજીત જ્યારે ઘેર પહોંચ્યો, ત્યારે ત્યાં એક જોવા જેવો દેખાવ તેની નજરે પડયો. ઘરનાં બધા માણસો દિવાનખાનામાં આવી ભેગાં થઈ ગયાં હતાં. બધાયે બહુ ઉલટથી એક બીજા પર પ્રશ્નોની પરંપરા છોડી રહ્યાં હતાં.

કુસુમ વિનોદરાયની નાની ટ્રંકમાં તેમનાં કપડાં વગેરે ભરીને મુંબાઇ જવાની બાપાને તૈયારી કરી આપતી હતી. રણજીતને આવી પહોંચેલા જોઇને તે ઉઠી, તેના તરફ આવી અને બોલી ઉઠી, "ભાઇ! તું આવી પહોંચ્યો ? તને વધામણી આપું ?"

"હા બહેન, મને મધુએ..." રણજીત કહેવા જતો હતો.

"કુસુમબહેન! એ તો હું ભાઇને તેડી લાવ્યો ત્યારેજ ને!" મધુસુદન વચમાંજ બોલી ઉઠયો—"મેં વધામણી આપી છે તેનું ઇનામ મને! તમને નહિ હોં!"

"કબુલ!" કુસુમ મધુસુદનનો હક્ક સ્વીકારી હસી.

"લક્ષ્મીને પૂછીને હુંજ ભાઇને જમનાદાસને ત્યાંથી દોડતો જઇ તેડી લાવ્યો. તમને યાદજ કયાં હતું! તમે તો ડાક્ટર સાથે કાંઈ ગુપચુપ વાત કરતાં હતાં! કેમ ખરૂં ને ? હું જાણું

છું. મને બાએ છાનુંમાનું કાંઇ કહ્યું છે! તેની વધામણી આજ વખતે તમને અને બધાને આપું? હવે મને એ ઇનામ મળશે!" આ સાંભળી બધાં હસી પડ્યાં અને કુસુમ શરમાઇ ગઈ!

હસમુખે આ વેળા મધુનો વાંસો હેતથી થાબડ્યો!

"બાપાજી, આજેજ જાઓ છો?" રણુજીતે પૂછ્યું.

"હા આજે રાત્રેજ. આ કામ ઉતાવળનું છે, એમ મને લાગે છે અને તે જેમ બને તેમ જલદી ઉકેલી નાંખવું જોઇએ..."

"પણ આ તો અજબ જેવું છે કે આટલે વખતે આપણી જાગીર આપણને પાછી મળી જવાનો ફરી સંભવ ઉભો થયો!" રણુજીત બોલ્યો.

"બેટા રણુજીત, શું તું એમાં વિધિનો હાથ-અનુકંપા નથી જોઇ શકતો?" વિનોદરાયે પૂછ્યું.

"કેમ નહિ? બાપાજી, એ તો દૈવકૃપાજ છે. મને આ સમાચાર સાંભળતાં વારજ એમ ભાન થયું છે કે હવે-પણ, ચાર છ મહિના દુઃખ ભોગવ્યા પછી-આપણી ભાગ્યદશાનું ચક્ર ફરવા લાગ્યું છે. જુઓ ને, પ્રથમ જ્યારે આપણે બહુજ સુખમાં, ઉમંગમાં અને આશામાં હતા, ત્યારે ઉલટા આપણે જાગીર ગુમાવ્યાના સમાચાર સાંભળ્યા, તમારી માંદગી વધી, મારી ઓરીસમાં ચોરી થઇ, મારી નોકરી ગઇ, વગેરે. શી ગૃહદશા! વળી મને એવી ઉલટી બુદ્ધિ સૂઝી કે મેં નોટ બાબતમાં હસમુખભાઇનેજ અપરાધી ધાર્યા અને મારે માથે આવું કાળું કલંક..."

રણુજીતને આગળ બોલતો અટકાવી હસમુખજ વચમાં બોલી ઉઠયો:-"અરે, તારે એકલાને માથે કેમ? આખા કુટુંબને તે કલંક વળગ્યું હતું!"

"કબુલ, મોટાભાઇ! મારાથી અપરાધ થયો, એમ મારે

કબુલ કરવુંજ જોઇએ. કારણ કે મારી એવી વહેમભરેલી વિચિત્ર વર્તણુંકને લીધેજ આપણા કુટુંબની કીર્તિને આટલો ધોકો લાગ્યો...તેને પરિણામે કુસુમબહેનનો પણ વિવાહ તુટયો અને લોકો આપણા પ્રત્યે આંગળી કરીને તિરસ્કારપૂર્વક જોવા લાગ્યા.”

પોતાના વિવાહ વિશેના શબ્દો બોલાતી વખતે કુસુમ ચમકીને રણજીત પ્રત્યે જોઇ રહી. તેને ભય લાગ્યો કે રણજીત ન બોલવાનું—નવા વિવાહનું—બોલી દે. જ્યારે તે વિષય પસાર થઇ ગયો ત્યાર પછી તે ઉંડા વિચારમાં પડેલી જણાઈ.

એટલામાં જ સાંજની ટપાલ આવી પહોંચી અને સદ્‌ભાગ્યે તેમાં જ વિનોદરાયના મુંબઇવાસી મિત્રનો કાગળ જે ત્યાંથી સવારની ટપાલમાં પોસ્ટ થયો હતો, તે આવી પહોંચ્યો. તેમાં જાગીરના અદ્‌ભૂત સમાચારની વિશેષ વિગત આપેલી હતી.

તેનો સાર એવો હતો કે વિનોદરાયવાળો દાવો પૂરો થયા પછી જાગીર મેળવનાર પેલા ભાણેજ જમાઇએ બીજા માણુસ પર કરેલો દાવો ચાલુ થયો હતો. તે દાવા દરમ્યાન તે માણુસે પોતાની જુવાની વખતે તેના મળતીયો ફુટી જવાથી તેણે સામાવાળાની કહેલી વાતોથી ભર કોર્ટમાં અમુક અમુક જજ સાહેબને અમુક અમુક લાંચો અને અમુક અમુક દાવામાં અમુક પેલી નામીચી ટોળી પાસે ખોટાં ખત-ખાતાં કરાવી હુકમનામાં લીધાં છે, એવું કબુલ કર્યું. એટલું જ નહિ પણ તેણે મેળવી રાખેલી પત્ર વ્યવહાર, પહોંચ વગેરેની સાબિતીઓ તેને બતાવતાં તેને કબુલ કરવી પડી. તેમાં જ વિનોદરાયના એ પ્રતિપક્ષીએ—જમાઈરાજે—જાગીરના કેસમાં પણ જજ સાહેબને પંદર હજાર ‘ખવડાવ્યા’ની અને એક ખોટો દસ્તાવેજ કરાવી રજુ કર્યાની વાત નીકળી આવી. હવે આ કારણથી તે કેસ ફ-

રીથી કોર્ટમાં આવે અને તેનો વિનોદરાયની તરફેણમાં જ ચૂકાદો મળે એવો સંપૂર્ણ સંભવ હતો. એ કાગળમાં વિનોદરાયને મુંબઇ તરત આવી પહોંચવાની સૂચના કરવી રહી ગઇ હતી; અને તેથી જ એ બાબત અગાઉથી સૂચના કરવાની જરૂર પાછળથી લક્ષમાં આવતાં-તેમના મિત્રે તાર મૂકવાની પણ જરૂર ધારી હતી.

વિનોદરાય તે રાત્રે જ સારાં શુકન જોઇ મુંબાઇ જવા નીકળી પડ્યાં. ઘરમાંથી નીકળતી વખતે સર્વ છોકરાંઓને તેમણે યોગ્ય શિખામણો આપી. મુંબાઇથી પાછા ક્યારે અવાશે, તે નક્કી ન હોવાથી પોતે પાછા આવે ત્યાં સુધી વિનોદરાયની જગા હસમુખને સંભાળવાની રહી. વિનોદરાયે હસમુખને બીજું પણ એક કામ સોંપ્યું-જે વિશે વાંચકને થોડા વખતમાં ખબર પડશે.



## પ્રકરણ ૪૧ મું.

## રોગની ચિકિત્સા.

રણજીત ડાૅ૦ ચંદ્રકાંતને લઇ બીજે દિવસે જમનાદાસને ઘેર ગયો. ડાકટરે તેને તપાસ્યો અને પુષ્કળ આશા આપી. પોતાના રોગને વધતો અટકાવવા માટે જમનાદાસે શું કરવું, કેવી સાવચેતી રાખવી, કેવો ખોરાક લેવો અને કેવો ન લેવો વગેરે તેને વિગતથી સમજાવ્યું.

"આપ કાલથી એ પ્રયોગ શરૂ કરશો ને ?" જમનાદાસે પૂછ્યું.

"ના, કાલથી તો નહિ. પણ તે હું તમને પછીથી કહીશ. બનતાં સુધી સાંજે હું પાછો આવીશ. તે વખતે તમે એક ધોયેલી મલમલનો લાંબો ચોરો તૈયાર રાખજો, એટલે તેનું શું કરવું તે હું તમને સમજાવીશ" ડાકટરે કહ્યું.

"જેવી આપની મરજી," એમ કહી જમનાદાસે ડાકટરને ફી આપવા માંડી. પણ ડાકટરે તે લેવા ના પાડી. જમનાદાસે ઘણો આગ્રહ કર્યો, છતાં ડોકટરે ફી લીધી નહિ.

રણજીતે રસ્તો કાઢ્યો કે—"સારું થયે સામટી આપજો !"

થોડી વાર વાતચિત કર્યા પછી બંને ઉઠ્યા. રસ્તામાં આ

આ પછી રણજીતે ડાક્ટરને પૂછ્યું:–"કેમ, આ રોગી આપને કેવો લાગે છે?"

"ગંભીર તો છે જ. એનું ભાગ્ય હોય તોજ સુધરે."

"મને લાગે છે કે રોગની ગંભીરતાને લીધે જ તમે જરા આશ્ચર્યમાં પડી ગયા હતા, ખરું ને?"

"મને એ માણુસનો ક્ષય છેક છેલ્લી અવસ્થા પર આવી ગયેલો લાગે છે. એનાં ચિન્હ બહુ જ નિરાશાજનક દેખાતાં હતાં."

"એમ?" રણજીત કંઇક આશ્ચર્ય અને દયાની મિશ્રિત લાગણીથી બોલ્યો. તેને ખરેખર ગરીબ જમનાદાસ તથા તેની નિરાધાર પત્ની માટે ઘણું જ લાગતું હતું.

"હા. એના કફમાં જે લોહી પડતું હતું, તે ઉપરથી શરીરમાં ઘણોજ બગાડ થયેલો માલમ પડે છે."

થોડી વાર વિચારમાં પડી રણજીતે કહ્યું–" છતાં પણ તમારે પ્રયત્ન કરવામાં શું નુકશાન છે? કદાચ તેને સારૂં થાય પણ ખરૂં. એકદમ નિરાશ થઈ જવું, એ ઠીક નથી લાગતું."

"હા. હા. પ્રયત્ન કરવામાં આપણું કંઇ જતું નથી. અને હું કાંઈ એમની બાબતમાં નિરાશ થઇ ગયો નથી. મને તો ખાત્રી છે કે આજકાલ પશ્ચિમમાંથી આવેલા ઉપાયો છે તેની વિધિઓ કરતાં આપણા પ્રાચીન વૈદિક પ્રયોગોમાં ગમે તેવા અસાધ્ય રોગને મટાડવાનું બળ છે. મારી શંકા તો માત્ર એટલીજ છે કે હું તે રોગ સંપૂર્ણ મટાડી શકીશ કે નહિ? કંઇ નહિ તો પણ મારે અમુક એક બે ક્રિયાનો એક બે દિવસમાં પાછો અભ્યાસ કરવો પડશે અને તેથીજ મેં મારા પ્રયોગો શરૂ કરવાનો નિશ્ચિત વખત જમનાદાસને જણાવ્યો નથી."

વાતો કરતા કરતા તે બંને જણા ઘેર આવ્યા.

જમનાદાસને ઘેરથી આવતાં વારજ દિવાનખાનામાં ડાક્ટરની વાટ જોઇ બેઠેલો હસમુખ બાપાએ સોંપેલા કામ માટે ડાક્ટરને પોતાના ઓરડામાં ખેંચી ગયા અને અંદરથી સાંકળ વાસી.

લગભગ અડધો કલાક સુધી હસમુખની ઓરડીનું દ્વાર વાસેલુંજ રહ્યું. તે દરમ્યાન શું વાતચિત ચાલી, તે જાણવાની ઉત્સુકતાને લીધે એ દ્વારની એકાદ ફાટમાં કાન માંડવાનું, વાંચનાર ! તને મન થઇ ગયું હશે. પરંતુ તને એમ કરવા દેવાની મારી ઇચ્છા નથી તું તારી ઉત્કંઠાને જો દાબી રાખવા અસમર્થ હોય તો સાંભળ—

થોડી વાર પછી જ્યારે તેઓ બહાર નીકળ્યા, ત્યારે તે બંનેના મુખ ઉપર અકળિત આનંદની છાયા હતી. જાણે તેઓ કોઇ મહાન યોજનામાં સફળ થયા હોય ને !



## પ્રકરણ ૪૨ મું

## વિનોદરાય મુંબાઈમાં

ત્રીજે દિવસે સવારે વિનોદરાયના ઘરમાં સર્વના હૃદયમાં આનંદ અને આતુરતાનું સામ્રાજ્ય એવું વ્યાપી ગયું કે તેઓ એકજ વિષયની વાતો કરી રહ્યાં હતાં; 'ટપાલ કયારે આવશે? બાપાજીના કાગળમાં જાગીર વિશે શું લખેલું આવશે?' એજ તેમની વાતચિતોનો વિષય હતો.

જ્યારે ટપાલ આવી ત્યારે બધાં એકદમ દિવાનખાનામાં ભેગાં થઇ ગયાં. વિનોદરાયનો પત્ર આવ્યો હતો જ, તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

દાદર—મુંબાઈ.
તા. ૮–૫–

ચી૦ ભાઇ હસમુખ, ચી૦ રણજીત, અને ચી૦ બેન કુસુમ વગેરે,

આજરોજ અત્રે હું કુશળ આવી પહોંચ્યો છું. આવીને તરત મેં આપણ દાવા વિશે ખબર કાઢી. આપણને તાર અને પત્ર દ્વારા જે વિગત મળી હતી તે અક્ષરશઃ ખરી છે; એટલું જ નહિ, પણ હવે થોડા દિવસમાં આપણા કેસની તપાસ એક બીજા

અત્યંત નિષ્પક્ષપાત જજ સાહેબ આગળ ચાલવાની છે. હું એ બાબતમાં બધી તૈયારી કરવા માટે અત્રે થોડાક દિવસ રોકાઇ જવાનો છું. મને આશરે પંદરેક દિવસ લાગશે. મને તો ખાત્રી છે કે આપણને આ વખત સાચો ન્યાય મળશે અને તે પછી બનતાં સુધી થોડા જ દિવસમાં જાગીર પણ મળી જશે.

બીજું, આ સંબંધી ખટપટો કરવા માટે તથા વકીલ વગેરેની ફીને માટે મારે અત્રે પૈસાની જરૂર છે. આપણે હરિલાલ શેઠ વગેરે પાસેથી મારી મુસાફરીને માટે જે રૂ. ૫૦૦) ઉછીના લીધા હતા, તે હજુ આપણી પાસે જ છે અને મેં તે તિજોરીના વચલા ખાનામાં મુકયા છે. તેમાંથી હાલ તો અઢી સો રૂપીઆ મોકલશો. તે રૂપીઆ આપણી બેંકમાં મારે નામે ભરી દેજો, એટલે હું અહીં હેડ ઓફીસમાંથી મેળવી લઇશ.

મેં અહીં આવતી વખતે જે કામ કરવાનું તમને સોંપ્યું હતું, તે ડા. ચંદ્રકાંત સાથે વાતચિત કરી તમે નક્કી કરી નાંખ્યું હશે. હું આવું ત્યાં સુધીમાં એ વિશે બનતાં સુધી બધું જ નક્કી-શુભ થઇ જાય એમ હું ઇચ્છું છું.

ઘરમાં સર્વે સંભાળીને રહેજો. નાની કીકી તથા તનુમધુ બધાંની સંભાળ રાખજો અને કુસુમ વગેરેને કહેજો કે મારી તબીએત વિશે ઘણી ચિંતા ન કરે. શેઠ મથુરાદાસ સારી મદદ-માવજત કરે છે. તેમનાં માયાળુ પત્નીએ તમારી બાને-કુસુમને સર્વેને ઘટિત કહાવ્યા છે. ડાકટરને આ સર્વ બીના કહેશો. પત્રનો ઉત્તર લખજો.

લી. તમારા પિતાની આશિષ.

કાગળ વાંચી ઘરમાં સર્વત્ર આનંદ છવાઇ રહ્યો. દરેક જણ બસ એ જ વાત કરવા લાગ્યું. જાગીર પાછી મળશે એ વિચારે તેમનાં આજ સુધી દુઃખમાં દબાઇ રહેલાં હૃદય હવે હ-

ર્ષથી ઉછળવા માંડ્યાં. મધુસુદન તો ખરેખર નાચવા મંડી ગયો. તનુ હર્ષના આવેગથી ઘરમાં આમ તેમ દોડાદોડી કરવા લાગ્યો અને કીકી તો ટેબલ ઉપર ચઢીને કુદવા લાગી. સર્વનાં ચિત્તમાં એક જ પડઘો પડી રહ્યો હતો કે, જાગીરના ચઢેલા પચીસ હજાર રૂપીઆ હવે એકદમ ઘરમાં આવી પડશે!

એટલામાં હરિલાલે દિવાનખાનામાં પ્રવેશ કર્યો. ત્યારે કીકી ત્યાં લાકડીનો ઘોડો બનાવી સ્વારી કરતી હતી. હરિલાલ શેઠને જોતાં જ તે તો આનંદથી બોલી ઉઠી:–"ઓહો! કાકાજી સાહેબ! તમને ખબર છે? અમારી જાગીર અમને પાછી મળવાની છે. બાપાજી તે લેવાને મુંબાઇ ગયા છે. તે જાગીર લઇને મારે માટે એક મોટર લાવવાના છે–મોટર! હોં! પછી તેમાં બેસી હું તમારે ત્યાં સરોજ ભાભીને મળવા–મૂકવા અને તેડવા આવીશ!"

હરિલાલ તેની સાથે હસ્યા. તેમને મુંબાઇનાં પેપરો પરથી પેલા જજસાહેબની લાંચ–રૂશ્વતી વિશેના સમાચાર માલુમ પડ્યા હતા અને તેને પરિણામે વિનોદરાયવાળો દાવો કોર્ટમાં ફરીથી આવવાની વકી હતી, તે પણ તેમણે વાચ્યું હતું. કદાચ એ બીના વિનોદરાયના વાંચવામાં ન આવી હોય તો તેમને એ વિશે માહિતગાર કરવા તથા હસમુખને તેની નવી પદવી મળશે, તે માટે સમાચાર કહી અભિનંદન આપવા માટે તેઓ અહીં આવ્યા હતા.

પરંતુ દિવાનખાનામાં પ્રવેશતાંજ કીકીનાં વાક્યોથી તેમને પહેલી વધાઇ કહેવાની જરૂર રહી નહિ.

થોડી વારમાં તેઓ હસમુખની સાથે ભેગા થઇ ગયા. હસમુખે તેમને બે ત્રણ દિવસમાં બનેલી બધી વાત કહી. હરિલાલે તેને માટે સર્જન મુબારકબાદી આપી–અને પછી પોતાની વધાઇ જણાવી. "હસમુખલાલ, તમે બીજી કોઇ જગા બાબી કાઢી?"

"જી ના, હજુ મળી નથી. પણ એ તો મળશે. હાલ તો

પંદર દિવસ બાપાજી બહાર ગામ છે, એટલે તેમની જગા મારેજ સંભાળવાની છે. પંદર દિવસ પછી હું છુટો થઈશ તે વખતે મારે જગા ખોળવી પડશે..."

'તમારે નહિ ખોળવી પડે, હસમુખલાલ!' હરિલાલે કહ્યું.

"કેમ, આપને કોઇ જગાની ખબર મળી છે?"

"હા. અમારી એક લીમીટેડ કંપની માટે હેડ એકાઉન્ટંટની જરૂર છે. તેને માટે તમે યોગ્ય છો, એમ હું ધારૂં છું...તમે બેંકનો અનુભવ લીધેલો છે, એટલે હિસાબી કામ તો બરાબર કરી શકશો—ખરૂં ને?"

"જી હા. પણ તેનો માસિક પગાર શું હશે?"

"મહિને પોણોસો થી સો રૂપીઆ."



# પ્રકરણ ૪૩ મું

## મિલન

વિનોદરાયના ઘરની પાછળના નાનકડા બાગમાં એક પારિજાતકનું વૃક્ષ હતું. એ વૃક્ષ પર સંધ્યા સમયે હજારો નાનાં નાનાં પુષ્પો ખીલીને ચોમેર પોતાની પરિમળ પ્રસરાવતાં અને રાત્રિ દરમ્યાન સવાર સુધીમાં તે સર્વ ખરીને ભોંયે પડતાં.

વિનોદરાયના ઘરમાં સાંજનું વાળુ ઘણુંજ વહેલું–છેક છ–સાડા છ વાગે કરી લેવામાં આવતું. રણજીત વાળુ કર્યા પછી મધુ, તનુ અને કીકીને લઇને ઘણી વાર નદીકિનારે ફરવા જતો. હસસુખ પણ પોતાના મિત્રોની સાથે બહાર નીકળી પડતો. તે વખતે એકલી પડેલી કુસુમ આ સુંદર નાનકડી વાડીમાં આવીને બેસતી અને ઘણી વાર પોતાને હાથે રોપેલા અને ઉછેરેલા રોપાઓને ખાતર–પાણી કરવામાં વખત ગાળતી.

જ્યારે ઘરનાં સર્વ ફરીને આવતાં, ત્યારે કુસુમ તેમની સાથે દિવાનખાનામાં જતી અને સર્વે જણાં સાથે બેસીને સંધ્યા વંદન અને પ્રાર્થના કરતાં. પ્રાર્થનામાં ગીતાજીના અમુક શ્લોકો જે નાની કીકીને પણ મુખપાઠ હતા, તે પ્રથમ બોલવામાં આવતા. ત્યાર પછી હસમુખ અથવા રણજીત પ્રભુભક્તિના વિષયવાળા

કોઇ પણ પુસ્તકમાંથી થોડુંક વાંચીને નાનાં ભાઈબ્હેનોને તેનો અર્થ સમજાવતા. રાત્રે કુસુમ મહાભારત અને રામાયણમાંથી વાતો કહેતી.

સંધ્યાનો મનોહર સમય હતો.

કુસુમ દેવસેવા માટે પારિજાતકનાં પુષ્પો વીણતી હતી. તેનું હૃદય બે ત્રણ દિવસમાં બનેલા શુભ બનાવોને લીધે અત્યારે કંઇક ઉલ્લાસમાં હતું, અને તે ઝીણે પણ મધુરે સ્વરે ગાતી હતી–ગણગણતી અથવા ગુંજતી હતી.

"સંકટ સર્વ હરો! સંતોના સ્વામી,
સંકટ સર્વ હરો!
દિલનાં દુઃખ દહો– સંતોના સ્વામી,
સંકટ સર્વ હરો!"

શુદ્ધ હૃદયની મનોહર બાલિકા–યુવતિ–કુસુમ ગાવામાં તલ્લીન થઇ ગઇ હતી. પુષ્પ વીણવામાં તેનું ચિત્ત સંપૂર્ણ રોકાઇ ગયું હતું. તેવે સમયે મંદ પણ બેંચાણકારક સ્વરે પાછળથી કાંઇ શબ્દ આવતો સંભળાયો:–

"કુસુમકુમારી! ત્યાં આવવાની રજા છે?"

કુસુમે ચમકીને પાછળ જોયું. જોતાંવાર પ્રથમ તો તેના મુખ પરની લાલાશ ઉડી ગઇ. પળવાર તેનું આખું અંગ થરથર ધ્રુજી ઉઠ્યું. તેના હાથમાંથી ફુલનો કરંડીઓ પડતો પડતો બચી ગયો. કારણ કે બૂમ પાડનાર વ્યક્તિ બીજી કોઈ નહિ, પણ જેના શ્રમથી–કુશારક કદમથી–આખા કુટુંબની ગ્રહદશા બદલાઇ વિનોદરાયની તબીયત સુધરી ગઇ હતી, તે ડા૦ ચંદ્રકાંતજ હતા. તે છેક પોતાની પાસે–માત્ર ત્રણ ચાર ગજ દૂર–આવીને ઉભા રહ્યા હતા!

કુસુમના ચમકવાનું કારણ ચંદ્રકાંત એકાએક આટલા સમીપમાં આવીને બોલ્યા તેજ હતું. બીજી પળે તે સ્વસ્થ થઇ ગઇ. છતાં પોતાને બૂમ પાડનાર–સંબોધનારને શું ઉત્તર આપવો, તે તેને સમજાયું નહિ. સાદો–વિવેકનો–'કેમ ?' શબ્દ પણ કુસુમના ગળા સુધી આવીને અટકી ગયો.

કેટલીક ક્ષણ પરસ્પર જોઇ રહેવામાંજ વ્યતીત થઇ ગઇ. ડાક્ટર કુસુમના મુખ પ્રત્યે જોઇ રહ્યો હતો. કુસુમ ચંદ્રકાંતના પગ તરફ જોઇ રહી હતી. તે ડાક્ટર સાથે પોતાની દષ્ટિ મેળવવા અશક્ત હતી.

ડાક્ટર ચંદ્રકાંતે પછી શરૂઆત કરી–"કુસુમકુમારી ! મારે તમારી સાથે બે મિનિટ વાત કરવાની છે. તમને એક બે પ્રશ્નો પૂછવાના છે..."

કુસુમે કાંઇ જવાબ ન આપ્યો.

ડાક્ટરે ફરીથી કહ્યું–"હું એક બે વાતોના ખુલાસા મેળવવા ઇચ્છું છું."

હજુ કુસુમ કાંઇ ન બોલી. ડાક્ટરે ગમે તે રસ્તે તેની પાસેથી એકાદ પણ શબ્દ બોલાવવાનુંજ ધાર્યું. તેથી તે યુક્તિ કરીને બોલ્યો–"મને લાગે છે કે તમે અત્યારે મારી સાથે વાત કરવા ઇચ્છતાં નથી. કદાચ તમારી પ્રકૃતિ કે મરજી નથી. હું તો હસમુખભાઇના કહેવાથી મળવા આવ્યો હતો." એમ બોલી ડાક્ટરે વાતચિત માંડી વાળવાનો ઢોંગ કર્યો–જવા માંડ્યું.

કુસુમને હવે બોલ્યા વગર છૂટકો ન હતો.

"ના જી. મારી પ્રકૃતિ સારી છે. આપ ખુશીથી પૂછો."

ડાક્ટર અટક્યો અને ત્યાંજ પડેલી પથ્થરની ખુરશી ઉપર બેઠો. હવે કુસુમના ચિત્તમાં કંઇક ફેરફાર થતો તેણે જોયો.

પળવાર વિચાર કરી તેણે પૂછ્યું–"કુસુમકુમારી, મને કુ-

હેવામાં આવ્યું છે કે તમે આ સંબંધમાં સંપૂર્ણ રીતે સંમત થયા છો. શું એ ખરી વાત છે?"

ડાકટરે હાથે કરીને 'આ સંબંધ' તે કયો, તે સ્પષ્ટ કરવાનું ઉચિત ધાર્યું ન હતું. જો કુસુમે અમુક બાબતમાં પોતાની સંમતિ આપી હશે, તો તે શી બાબત છે તે તેનાથી અજ્ઞાત નહિજ હોય!

"ખરી વાત છે." કુસુમ તરફથી ટુંકોજ ઉત્તર મળ્યો.

"એટલે? તમે તમારી સંમતિ આપી છે, ખરું ને! પણ તે ખરી કે નટ્ટુટકેજ?"

"નટ્ટુટકેજ કેમ?" કુસુમે ચમકીને પૂછ્યું અને દૃઢતાથી ઉત્તર આપ્યો:—"ના ના. મેં મારી ઇચ્છાથીજ સંમતિ આપી છે."

"બાપાજીએ તમને સમજાવ્યાં ન હતાં?"

"તેમાં શું? વિકટ બાબતોમાં વાદવિવાદ તો થાયજ."

"મને ખબર છે કે પહેલાં તમે આ સંબંધની વિરૂદ્ધ હતાં!"

"ખરૂં. પણ હવે નથી." કુસુમે દૃઢતાથી ઉત્તર આપ્યો.

ડાક્ટર થોડી વાર ચુપ રહ્યો.

કુસુમમાં હવે બોલવાની હિંમત આવી હતી. તેણે પૂ-છ્યું: "હવે કાંઇ પૂછવું છે?"

"હા. તમને માઠું ન લાગે તો પૂછું."

"પ્રશ્ન જાણ્યા વિના હું કેમ કહી શકું કે મને માઠું નહિ લાગશે?" કુસુમે ઉત્તર આપ્યો. ઉત્તર આપતી વખતે તેના મુખ પર કંઇક આનંદનાં ચિન્હો ચંદ્રકાંત પારખી શકયો હતો.

તેણે પૂછ્યું—"કુસમ, આ બાબતમાં તમે તમારી ફરજ માત્ર જ બજાવતાં કયારે અટકશો?"

કુસુમ આ પ્રશ્નનો મર્મ એકાએક સમજી શકી નહિ.

તેણે પૂછ્યું, "આપ શું કહેવા ઇચ્છો છો ?"

"હું પૂછું છું કે—કે—" ડાકટર બોલતાં અચકાતો લાગ્યો. કુસુમે તેના શબ્દો પર ધ્યાન આપવા માંડ્યું.

તેણે એક વાક્ય ગોઠવી કાઢ્યું. "હું પૂછું છું કે તમે મને હૃદયથી ચ્હાતાં ક્યારે થશો ?"

કુસુમ આ સાંભળી વિચારમાં પડી ગઇ. તેણે હજુ સુધી આ વિશે કોઇ પણ વાર વિચાર કર્યો ન હતો. ચંદ્રકાંત માટે ધીમે ધીમે તેના હૃદયમાં લાગણી ઉત્પન્ન થતી હતી ખરી, પરંતુ તે હૃદયનો પ્રેમ કહેવાય કે નહિ એ તેનાથી સમજી શકાતું ન હતું. સાચો પ્રેમ ક્યારે ઉત્પન્ન થશે, કયી પળે ઉગી નીકળશે એ તો કોઇથી પણ કહી શકાય નહિ. પ્રેમના અંકુરો ફુટવાને કોઇ મુહૂર્ત જોઇતું નથી. તેમ તે વ્યર્થ અગર અકારણ પણ ફુટતા નથી.

કુસુમને વિચારમાં પડેલી જોઇ ડાકટરે થોડી વાર પછી પૂછ્યું—"તમે મને હૃદયથી ચ્હાતાં ક્યારે થશો, કુસુમ ?"

કુસુમે ઉત્તર આપ્યો—તમે મને તમારી બનાવશો ત્યારે —તમે મારૂં હૃદય જીતી લેશો ત્યારે."



# પ્રકરણ ૪૪ મું.

## વિવાહિત યુગલનો વાર્તાલાપ

કોઇક રસિકે કહ્યું છે કે, 'જન્મભરમાં સૌથી સુખમય વખત તો વિવાહિત યુગલના એકાંત વાર્તાલાપનો જ છે!'

છતાંયે—જે વખતે એકાદ મનોહર ઉદ્યાનના નિર્જન નિકુંજમાં આસન ઉપર એક વિવાહિતા સુંદરી—મુગ્ધા—હાથમાં બેધ્યાનપણે અડધા ઉઘાડા રહી ગયેલા પુસ્તક સાથે બેઠી હોય, અને સામે ઉભેલા, ભવિષ્યમાં પોતાના પતિ થનાર યુવકની સાથે દષ્ટોદષ્ટ મેળવતાં પણ સંકોચ પામી પગના નખ વડે ભોંય ખણુતી હોય, જે વખતે એ મોહક યુવાનના મુખમાંથી રસિક શબ્દોની ધારા છુટતી હોય અને એક શબ્દ પણ મહા શ્રમે નીકળે એવા બીડાયલા ઓષ્ઠવાળી કોમલાંગીના મુખને ચલાયનમાન કરવાનો પ્રયત્ન થઇ રહ્યો હોય અને આસપાસથી રખેને કોઇ આવી પહોંચશે—રખેને કોઇ જોશે—એવા ડરથી મૃગનયનીનાં ચપળ નેત્રો આમ તેમ આતુરતાથી ફરકી રહ્યાં હોય: પેલા યુવકને પણ જરા એ બીકથી ચમકાવતાં હોય—તે વખતે એ યુગલને છુટી પડી સ્વર્ગમાં પણ જવાના આમંત્રણનો સ્વીકાર કરવાની ઇચ્છા નહિ જ થાય.

ખરેખર, વિવાહિતાવસ્થાનો સમય પરિણીતાવસ્થા કરતાં પણ વિશેષ સુખકર છે. "ભાવિ સુખનાં સ્વપ્નાં" એ "સાચા સુખ" કરતાં પણ વધારે મધુરાં છે. અંગ્રેજી સમાજમાં પણ એ સ્વાભાવિક રીતે કબુલાયેલું છે કે, Happier is the time of courtship than that of married life.—"લગ્નજીવન કરતાં સ્નેહમિલન વધારે સુખકર છે."

જો એ નિયમ સાચો હોય તો, વાંચનાર, તને ખાત્રી થઇ હશે કે શેઠ હરિલાલના મકાનની આસપાસ આવેલા બાગમાં એક બાંક ઉપર બેઠેલાં હસમુખ અને સરોજ અત્યારે સ્વર્ગીય આનંદ અનુભવતાં હતાં. તેઓ સુખનાં સ્વપ્નાં રચી રચીને જાણે આકાશમાં ઉડતાં હતાં.

શું હસમુખ સરોજિની પાસે બેઠો હતો ?

હા. આજે ઘરમાંથી સરોજનાં ફોઇબા કોઇક સગાંને મળવા માટે ગાડી જોડાવી બહાર ગયાં હતાં અને તે છેક રાત્રે આવવાનાં હતાં. સરોજના બાપાજી પણ કંઇક કામે ગયા હતા અને તે ઘરમાં હોય તો પણ આવી મુલાકાતોની આડે આવતા નહિ. નોકર તો બધા સરોજબેનના પક્ષના—માનીતા હતા. સાહસિક સ્વભાવની સરોજ તેથી અત્યારે નિર્ભયપણે સ્નેહસાગરમાં મહાલતી હતી. તેણે પોતે જ ઉભા રહેલા હસમુખનો હાથ ખેંચી, પોતાની પાસે બાંક પર બેસાડયો અને બોલી—"હસમુખ, હજુ કયાં સુધી દૂર રહેશો અને રાખશો ?"

હસમુખ હસ્યો, અને બોલ્યો:—"તારી ઇચ્છા પર આપણું બધું સુખ આધાર રાખે છે, સરોજ !"

"મારી ઇચ્છા પર ? હું તો કહું છું—હું તો ઇચ્છું છું—કે કાલે જ આપણાં લગ્ન થઈ જાય ! અરે ! પણ કન્યાદાન દેનાર કોઇ નથી ? આશીર્વાદ દેવા પેલા વૃદ્ધ શંભરામ જોશી પણ નથી !"

"સરોજ, તારી એવી ઇચ્છા હશે તો આપણી સંધિનો કાંઈ સમય દૂર નથી. બાપાજી મુંબાઇથી આવી પહોંચે એટલી વાર છે."

"હું ધારૂં છું કે કુસુમબહેનનાં લગ્ન પણ સાથે જ થશે,"

"હા, બાપાજી આવે ત્યાર સુધીમાં ચંદ્રકાંત સાથે એ વિશેની બધી ગોઠવણ મારે જ કરવાની છે."

"મારાં લગ્નની તિથિ પહેલી ઠરાવજો!" સરોજે હસતાં હસતાં કહ્યું.

હસમુખે કહ્યું---"પ્રથમ હું પરણવા આવીશ–પછી તું !"

એજ વખતે પશ્ચિમમાંથી પવનનો એક ઝપાટો આવ્યો અને સરોજિનીના માથા પરથી વસ્ત્રનો છેડો ખસી ગયો. સરોજે તે સંકોરવાને પોતાનો ડાબો હાથ ઉંચો કર્યો, તેજ વખતે તેના વસ્ત્રમાંથી–કોણ જાણે કયાંથી–એક પાનની બીડી બહાર નીકળી પડી !

"ઓહો ! સરોજ ! તું તો પાન પણ સાથે રાખે છે કે શું ?" હસમુખ બોલી ઉઠયો.

સરોજને પાન ખાવાની ટેવ હતી, પરંતુ તે તેને ફોઇબાથી છુપાવવી પડતી. ફોઇબાએ કોઇ દિવસ તેનુ મ્હોં રાતું જોયું કે તરત જ તે બબડી ઉઠતાં–"નાની છોકરીને અત્યારથી પાન કેવાં !" આથી સરોજ છાનીમાની ફોઇબાના વાટવામાંથી બીડીઓ બનાવી લઇ પોતાની પાસે વસ્ત્રમાં કે ઓટીમાં સંતાડી રાખતી. તેમાંની એક બીડી અત્યારે બહાર નીકળી પડી હતી !

સરોજે કહ્યું–"મોંઘા પરોણાનું મોં લાલ કરવા કાંઇ તો જોઇએ ને ?"

"મને તો પાન ખાતાં જ આવડતું નથી !" હસમુખે કહ્યું.

સરોજ જરા પ્રેમાળ ગુસ્સો કરી બોલી–"લ્યો, હું શીખવું ?" એમ બોલતાં જ મસ્તીખોર સરોજે હસમુખના મ્હોંમાં તે પાનની બીડી મૂકી દીધી !

"અરે, મને નહિ ભાવે !..." હસમુખ એમ કહી તે પાનની બીડી કાઢવા જતો હતો.

"ખબરદાર ! હવે એ પાન કાઢશો નહિ. કાઢશો તો હું

તમ સાથે રીસાઇશ." એ રીતે સરોજ હસમખને હસાવતી ગઇ [illegible]વતી ગઇ—અને પાન પણ ચવરાવતી ગઇ!

[illegible]સમુખે કહ્યું—"સરોજ! તારે એટલો બધો ભયંકર હુકમ [illegible]ની જરૂર જ નથી. તેં મ્હોંમાં મૂકેલું પાન પાછું કાઢી [illegible]ખું એવો કાંઇ હું પાનનો કટ્ટો વિરોધી નથી...મારું તો [illegible] જ કહેવું હતું કે પાન તો ખાધેલું પચાવવા માટે જ ઉ[illegible]ગી છે."

[illegible]ણ યુવતીઓનો સ્નેહ પચાવવા—વધારવા અને મ્હોં રંગવા [illegible] પાનનો ઠીક ઉપયોગ કરી શકાય એમ છે." સરોજે કહ્યું.

એ [illegible] પાસેની ઝાડીમાંથી સહેજ સળવળાટ થવાનો અવાજ [illegible]. કોઇ આવી પહોંચ્યું હશે એમ હસમુખે ધાર્યું. એટલે ઝટ [illegible]મકી, જવા માટે ઉઠ્યો—"ચાલો! હવે તો હું જાઉં છું."

"હવે બેસો તો ખરા. વારંવાર શું 'જાઉં છું—જાઉં છું' કરો છો? હજુ આવ્યાને પા કલાક તો થયો નથી!"

"શું પા કલાક થયો નથી? સરોજ, અડધો કલાક ક્યારનો થઇ ગયો" હસમુખે કહ્યું.

"આવા પ્રસંગો માટે જગતનાં ઘડિયાળો એકી સાથે બંધ રહેતાં હોય તો કેવું? તમારા સુખકર સહવાસમાં સમય પણ જણાતો નથી. હજુ થોડી વાર તો બેસો." સરોજે હસમુખને આગ્રહ કર્યો.

"પણ કોઇ આવી પહોંચશે તો?" હસમુખે કહ્યું.

"કોણ આવી પહોંચવાનું હતું? કેમ બ્હીઓ છો? બાપાજી તો કંઇક કામે ગયા છે અને કાકા પણ બહાર ગયા છે, તે છેક રાત્રે આવશે. થોડી વાર તો બેસો, પાંચ મિનિટ! કોઇ

આવશો તો તેથી તમારી આબરૂ નહિ જાય; તે મારે જો
છે. બોલો ચાહ—ચેવડો—આઇસક્રીમ—શું ખાશો?"

હસમુખે કહ્યું, "સરોજનો સાચો સ્નેહરસ બસ છે!"

વળી કુચકુચ વાતો ચાલી. એ વાતો શું હતી. તે
કાંઈ હું કહી શકતો નથી—કહેવા ઇચ્છતો પણ નથી; કાર કે
યુવાન વરવહુની વાતો એટલે ગુલબંકાવલીના ખેલો! જે માં
સામાન્ય માણસોને કાંઇ રસકસ ન લાગે તેવીજ વાતો ન
દંપતીને મન ઘણી રસવાળી હોય છે. જે વાતને સંસાર લે
ચઢી ગયેલાં, જમાનાના ખાધેલ માનવીઓ ટાલ—ટાયલાં ગ જ
વાતોને ઉથલાવી ઉથલાવીને તેમાંથી પોતાને પ્રિય એવો ગ-
વવો એનેજ નવ યુગલ પોતાની અનુપમ સ્વર્ગીય લહાણ ે છે.

હસમુખ—સરોજની વાતો પણ એવીજ હશે, માની
જઈને આપણે એ યુગ્મના આ મનોહર સમાગમને ત પહોંચી
જઈશું. હસમુખ વળી થોડી વારે જવા ઉઠ્યો, ત્યારે પણ સરોજે
છેડાઇને કહ્યું—"ઠીક છે. હાલ તો તમે જાઓ; પણ યાદ રાખજો
કે પછી જ્યારે તમે મારા થશો, ત્યારે હું તમને તમારી ઇચ્છાથી
તો જવા દઇશજ નહિ."

હસમુખે હસીને ઉત્તર આપ્યો—"હાસ્તો. તે વખતે તું કહેશે
તેમ કરીશ, પણ જ્યાં સુધી હું તારો થયો નથી, ત્યાં સુધી
હું સ્વતંત્ર છું."

"વારૂ! પાછા ક્યારે આવશો?"

"કદાચ પરમ દિવસેજ. પણ નક્કી નહિ!"

"પ—ર—મ દિવસે? અને તે પણ કદાચ નકકી નહિ!"
સરોજ જરા મોં ચઢાવીને બોલી—"જાઓ—ત્યારે, બિલકુલ ન
આવશો."

"પણ હું ક્યાં ના કહું છું? બનતાં સુધી તો નક્કી પરમ

દિવસે આવીશ." હસમુખે કહ્યું.

"વળી 'બનતાં સુધી અને નક્કી!' એટલે? એમ બોલીને તમે મને છેતરવા માંગો છો, કેમ?"

"હું છેતરવા માંગું છું, સરોજ?"

"નહિ ત્યારે?......કહો કે કાલે આવીશ. આવતી કાલે આજ વખતે. ફોઇબા પણ બહાર જવાનાં છે, એટલે જરા બેસાશે પણ ખરૂં!"

હસમુખે "કાલેજ આવીશ" એમ પાકું વચન આપ્યું, ત્યારેજ સરોજે તેને છોડયો!



## પ્રકરણ ૪૫ મું

## વાદળ વિખરાયાં

પ્રિય વાંચનાર!

હવે આ વાતનો ભેદ શું છે, તે તારી કલ્પનાશક્તિથી અગમ્ય નહિ રહ્યું હોય. તેં જોયું હશે કે વિનોદરાયના કુટુંબ ઉપર આવેલી સંકટની વાદળી હવે વિખરાઇ ગઇ હતી. તે-

મને શિરે બેઠેલી રાહુ કેતુની માઠી દશાનો હવે અંત આવી ગયો હતો. અને એકાએક જે આપત્તિઓ ચારે તરફથી ભેગી મળીને તેમના ઉપર તૂટી પડી હતી, તે હવે એક પછી એક દૂર થતી જતી હતી.

પંદરેક દિવસ જોતજોતામાં વીતી ગયા.

વિનોદરાય મુંબાઈથી આવી પહોંચ્યા, જાગીરના દાવાનો ચુકાદો જો કે હજુ મળી ગયો ન હતો, પરંતુ તે તેમની જ તરફેણમાં આવશે એમ મોટા જજસાહેબ તરફથી તેમને ખાત્રી મળવા સાથે તેમને થયેલા ત્રાસ માટે તેમણે દિલસોજી પણ બતાવી હતી; એટલું જ નહિ પણ જાગીરની ગણોતના સરકારી તિજોરીમાં ભેગા થયેલા રૂપીઆમાંથી તેમને અત્યારે પાંચ હજાર આપવાનો હુકમ પણ થયો હતો. છેલ્લા ચુકાદાનો ઠરાવ બાર આઠ દિવસ રહીને હતો, એટલે વિનોદરાયે તેટલા દિવસ નાહક મુંબાઈમાં ખરાબ હવામાં રહેવાનું યોગ્ય ધાર્યું ન હતું.

વિનોદરાય શીલાને માટે એક સુંદર પણ સ્વદેશી બનાવટની રમવાની મોટર લાવ્યા હતા. તનુનું પાકીટ અને મધુનું બેટ પણ આવ્યું હતું.

ઘરમાં બંને લગ્નની તૈયારીઓ ધમધોકાર થવા લાગી. હરિલાલની હવેલીએ પણ તેવી રીતે બંને લગ્ન માટેની ધામધુમ થવા લાગી. કેમકે ડાકટરને માબાપ ન હોવાથી તેમનાં લગ્ન, હરિલાલ કાકા થતા હોવાથી તેમને ત્યાં જ થવાના છે.

શુભ મુહૂર્ત જોવાઈને અક્ષય તૃતીયા જેવો—આનંદમય દિવસ લગ્નક્રિયા માટે નિર્માણ થયો. યોગ્ય વખતે બંને સ્થળે સુશોભિત મંડપો રચાઈ ગયા. બંને વહેવાઈઓએ પોતપોતાનાં સગાં સ્નેહીઓને લગ્નની કંકોત્રીઓ મોકલીને તેડાવ્યા.

લગ્ન દિવસ પણ આજે જ હતો.

સરોજિનીનો સુકોમળ હાથ હસમુખના હાથમાં જે વખતે આવી પડયો, તેજ વખતે વિનોદરાયને આંગણે ચંદ્રકાંત અને કુસુમ લગ્નની પવિત્ર ગ્રંથિથી જોડાયાં. તેજ પળે સુશીલ કુસુમ 'કુમારી' મટી 'સુંદરી' થઇ, અને જ્યારે હસ્તમિલાપના દુંદુભિ વાગ્યાં, ત્યારે કુસુમના ઘુમટાથી ઢંકાયલાં નયનોમાંથી બે અશ્રુબિંદુઓ તેના મુખ ઉપર સરી પડ્યાં. પરંતુ મંડપની એક જ વ્યક્તિ–રણછત સિવાય ભાગ્યે જ તે બીજા કોઇની દૃષ્ટિએ પડયાં હશે.

પ્રભુ જાણે, એ અશ્રુ હર્ષનાં હશે કે...?

ડા. ચંદ્રકાંતને કુસુમનું કન્યાદાન આપવા માટે વિનોદરાય જ બેઠા હતા. કન્યાદાનમાં વિનોદરાયે સુમારે બે હજારના દાગીના આપ્યા હશે. હસમુખના લગ્નનું કન્યાદાન લેવા માટે હસમુખના મુંબાઇવાળા મામા–જે તે વખતે આવી પહોંચ્યાં હતા, તે–વેવાઇને માંડવે ગયા હતા. ત્યાંથી પણ વર-કન્યા સારી પહેરામણી લાવ્યાં હતાં !

વિનોદરાયના મંડપમાં સારા સારા ગૃહસ્થોમાં મિ. ગુલાબ-રાય પણ આવ્યા હતા. તેમની જોડે એક નબળી પડેલી વ્ય-ક્તિ હતી. તે જમનાદાસ હતા.

ચંદ્રકાંતે બતાવેલા પ્રયોગથી જમનાદાસને ખુલાસેથી શ્વાસ લેવાની શક્તિ આવી હતી ખરી. હવે તો તે કોઇક વસ્તુનો ટેકો દઇને પળવાર ઉભો રહી શકતો હતો. આથી રણછતે જ્યારે જમનાદાસને લગ્નમુહૂર્ત વખતે મંડપમાં તેડી જવાની ચંદ્રકાંત પાસે સલાહ પૂછી, ત્યારે તે તેને સહજ મળી ગઇ. પરંતુ જમનાદાસને ગાડીમાં જ લઇ જઇ શકાય એવી ડાકટરે સૂ-ચના આપી. રણછતે કહેતાં ગુલાબરાયે પોતાની ગાડી મોકલી જમનાદાસને 'કુસુમબહેન'ના લગ્ન સમયે બોલાવ્યા. જમનાદાસે

જીવતદાન આપનાર ડાક્ટરને સુંદર સોનાનો દોરો અને તેમનાં પત્ની જમનાભાભીએ કુસુમબેનને "શિવપાર્વતી"નું સૌભાગ્ય સાહી કિંમતી હીરાની એરીંગ જોડી ભેટ આપી.

સુશિક્ષિત બ્રાહ્મણો લગ્નવિધિના મધુર શ્લોકો એક પછી એક ભણ્યા જતા હતા, તે વખતે રણજીતના હૃદયમાં કેવી લાગણી થતી હશે? પોતાની વ્હાલસોઇ એકહૃદયી બ્હેનને–સ્નેહાળ કુસુમબ્હેનને હવે 'પરાયા' થતી જોઇને રણજીતના હૃદયમાં કેવી પીડા થતી હશે, તેનો ખ્યાલ વાંચનારેજ કરી લેવો.

લગ્નમંગલ ફર્યા પછી કુસુમ પિતાને પગે લાગી. રણજીતને મળવા તેના રૂમ તરફ ગઇ. રણજીત તે વેળા ટેબલ પર ઉંધું માથું મૂકી કાંઇ ઉંડા વિચારમાં પડેલો જણાતો હતો. તેની આંખમાંથી આંસુ પણ ટપકતાં હતાં.

"રણુભાઇ, આ શું કરે છે?" કુસુમે તેના માથે હાથ ફેરવી પૂછ્યું.

"રડું છું. પણ હું નિષ્કારણ નથી રડતો." રણજીત બોલ્યો.

"શું, તને કાંઇક દુઃખ થાય છે? શા માટે રડે છે?" કુસુમે સખેદ પૂછ્યું.

'હા, મને દુઃખ થાય છે. ઉંડું દુઃખ થાય છે અને તે એજ કે મેં કુસુમબ્હેનનું સખ્ય ગુમાવ્યું છે." રણજીતે અત્યંત દુઃખમય સ્વરે એમ કહી પહેલાંના સુખ દુઃખના અને રોજના સહવાસના પ્રસંગો યાદ દેવરાવ્યા. "કુસુમબ્હેન, એ દિવસો વહી ગયા. હવે કુસુમ રણજીતની બ્હેન મટી ડાક્ટરની પત્ની થઇ છે. હવે રણજીતને સંકટમાં કે મુશ્કેલીના પ્રસંગે સહનશક્તિ—ધીરજ આપનાર કોઇ નથી."

કુસુમે તરતજ રણજીતને મ્હોંડે હાથ દાબી દીધો...અને ગ-

ઓગળી થઇ બોલી—"રણજીતભાઈ! અત્યારે આવું સખત મ્હેણું મારાથી નથી સંભળાતું! ભાઇ, પણ તું આ ખરેખર કહે છે કે મર્મમાં કથે છે!"

"હું સાચુંજ બોલું છું, કુસુમબેન!" રણજીતે કહ્યું.

કુસુમથી હવે ન રહેવાયું. તે રણજીતનું માથું પોતાની પાસે લઇ કહેવા લાગી—"ભાઇ, રણુભાઇ! જગ્યો આ સંસારજ એવો છે. તે આવો અસાર છતાં શાસ્ત્રકારોએ—લોકોએ તેને સંસાર કેમ કહ્યો હશે તેજ મને તો સમજાતું નથી. ભાઇ, તું સમજતો નથી કે દીકરી તો સાસરેજ શોભે? હું તો કુંવારી રહેવાનુંજ પસંદ કરતી હતી, પણ તમે, મોટાભાઇએ અને બાપાજીએ મને અસાર સંસારમાં ધકેલી દીધી! કહે, હવે હું શું કરું? હવે મને પ્રાપ્ત થયેલા ધર્મથી—પત્નીધર્મથી કેવી રીતે ચલિત થાઉં? શું એ ધર્મ ન પાળવામાં મારું શ્રેય છે? ભાઈ, તુંજ કહે કે હું શું કરું?"

"તુંજ કહેને કે હું શું કરું?" રણજીતે તેને માથેજ ઢોળી પાડ્યું.

'ભાઈ! જો કે હું તને પહેલાંની માફક રોજ મળી શકીશ નહિ, છતાં તને હું પળભાર ભુલીશ પણ નહિ. અને તેથીજ તારા સુખ દુઃખમાં સાથી થાય, તને દુઃખમાં દિલાસો, સંકટમાં સહાય અને મુંઝવણમાં ધીરજ આપે, તેવી એક ભાભી તારે માટે શોધી કાઢવાની હું પેરવીમાંજ છું—અરે લગભગ શોધી પણ કાઢી છે! માત્ર બાપાજી વગેરેને કાને વાત નાખી દઉં અને તેમની સંમતિ મળી જાય એટલીજ વાર છે તું કોઇ રીતે ગભરાતો નહિ. પણ ભાઇ! હું કાંઇ કહું? રોષ ન લાવીશ હોં! એ ભાભી તને મળતી આપું તેના બદલામાં તું મને પછી ભૂલી તો નહિ જાય ને?" કુસુમે રણજીતની દિલગીરી દૂર કરવા

હાસ્ય કરીને કહ્યું.

રણજીતના વિવાહ ગુલાબરાય વકીલની પુત્રી પ્રમીલા સાથે કરવાની મિ. ગુલાબરાયે કુસુમબેનને છુપી સૂચના આપીજ મૂકી હતી. તેથી આ રીતે અચાનક રણજીતબાબુની સંમતિ લઈ પછી પોતાના માતાપિતાની મંજુરી લેતાં—લગ્ન મંડપમાં બેઠેલાં સર્વેએ તે સાંભળી—"મંજુર" કરી કહ્યું કે કુસુમબેન તો બધાનાં—કુટુંબનાં કારભારી થઈ પડયાં છે! ચાલો—બહુ સારા શુકન! આ લગ્ન પણ મંગલ અને વિવાહ પણ મુબારક!

એટલામાં હસમુખબાબુને પરણાવનાર ગોર ચાલાક હોવાથી—તે સજોડું સત્વર ઘેર આવી પહોંચ્યું.

આનંદમાં વધુ આનંદ સાથે સખત ઉનાળો હોવાથી બહુબોલા મધુએ ઝટ આઇસક્રીમ મંગાવી, નવી પ્રમીલાભાભી જે લગ્નમાં આવેલાંજ હતાં, તેમને હાથે સર્વેને અપાવ્યું.

લગ્નો સમાપ્ત થઈ ગયાં. નવપરિણીત યુગ્મો પોતપોતાને ઘેર ગયાં પોતાના કાલ્પનિક સ્વપ્નાના પ્રત્યક્ષ લ્હાવો લેવા લાગ્યાં છે.



# સ્ત્રી-ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

**૧ કમનસીબ સવિતા (વંધ્યા):** ૦-૪-૦

સવિતા જુવાન ગુજરાતણની આબેહૂબ મૂર્તિ છે. તેના હૈયાની વેદના ચીતરતી આ ચોપડી એકેએક વાંચકે વખાણી છે

**૨ કાકી:** ૦-૩-૦

શરદ બાબુની કલમે લખાયલી આ વાર્તા સ્ત્રીઓ માટે સરસ આદર્શ રજુ કરે છે.

**૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન (દરેક સ્ત્રી વાંચે):** ૦-૩-૦

હિન્દુ સ્ત્રીનું કાયદામાં કેવું સ્થાન છે, તેના હક્કો શા છે ને શા હોવા જોઇએ, પારસી, મુસ્લીમ, સ્ત્રીઓને કેવા હક છે વગેરે માહિતીથી ભરપૂર આ ચોપડી ગુજરાતીમાં એકજ છે. દરેક બાપે દીકરીને, ભાઇએ બહેનને, ને વરે વહુને વંચાવવીજ જોઇએ.

**૪ અર્ધાંગના:** ૦-૪-૦

સ્ત્રીઓ અણીને વખતે પુરુષને કેવી રીતે મદદગાર બની શકે છે તેના આદર્શ રજુ કરતી વાતો.

**૫ ગૃહવ્યવસ્થાની વાતો (બેટરી):** ૦-૬-૦

ઘરખટલાની આંટીઘુંટી પર અજવાળુ પાડનારી આ વાર્તાઓ ગુજરાતી સાહિત્યમાં નવીજ ભાત પાડે છે

૬ ખાંયણાં: ૦—૫—૦

કાઠીથી ગુજરાતણના હૈયામાંથી ટપકેલી જીવનની રસુજી, દયામણી, તેમજ આનંદી બાજુનાં ચિત્રો દોરતી આ લોકગીતોની ચોપડી ઘેરઘેર રાખવા લાયક છે.

૭ બલિદાન: ૦—૫—૦

આવતી પ્રજાને શૂરવીર બનાવવા માટે બહેનોમાં આ પરાક્રમની ગદ્ય કવિતાઓનો ખૂબજ પ્રચાર થવો જરૂરી છે. સર અવસરે તેમજ ખાસ કરીને સગર્ભાવસ્થામાં ભેટ આપવા જેવી રૂપાળી ચોપડી.

૮ અવારવી: ૦—૪—૦

હિંદુ સંસારમાં સ્ત્રીઓનાં જીવનની દયામણી બાજુ બતાવતી સાચી આત્મકથાઓ વાંચતાં આંખ ભીની થશે.

૯ મા: ૦—૪—૦

વર, વહુ, મા, બાપના પરસ્પર સંબંધ પ્રેમાળ અને વહાલસોયા કેવી રીતે બને તેની છણાવટ આ વાતોમાં કરેલી છે.

૧૦ જયાના પત્રો—કસોટીમય લગ્ન: ૦—૬—૦

વરવહુનું જીવન સુખી કેમ બને તે સમજાવતા અને વરે વહુ સાથે ને વહુએ વર સાથે કેવી રીતે વર્તવું તેના પર અજવાળું પાડનારા આ કાગળો બહુજ રસીલા છે.

૧૧ પતિની પસંદગી: ૦—૪—૦

વરવહુ પોતે એકમેકને પસંદ કરે એવા વિચારો ધરાવનારાઓએ આ વાર્તાઓનું ઝુમખું ખાસ વાંચવા ને વંચાવવા લાયક છે.

૧૨ લીલીની આત્મકથા: ૦—૩—૦

એક દુઃખીયારી બહેનની આ આત્મકથા સાવકા સહીયારાના દુઃખો પર અજબ જેવો નવીન પ્રકાશ પાડે છે. જગતમાં શું આવું ય બને છે ! !—એમ આશ્ચર્ય થશે.

**૧૩ ફેર્યા:** ૦–૬–૦

બંગાળાના ગામડાંઓમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી ખરાબ છે તેનો ચીતાર રજુ કરતી આ વાર્તા ઘણી જ રસિક તથા બોધક છે.

**૧૪ પારસી વાનીઓ: (શાકાહારી)** ૦–૬–૦

લગભગ સો ઉપરાંત ભાતભાતની લસલસતી, લહેજતદાર માંસમછી વગરની વાનીઓ બનાવવાની સહેલી, ઝટ સમજાય એવી રીતો આમાં આપેલી છે.

**૧૫ વિધવા:** ૦–૫–૦

હિંદુ સંસારની એ દુઃખદ બાજુની જુદી જુદી નજરે છણાવટ કરતી આ ચાર વાર્તાઓમાં ઘણો નવીન પ્રકાશ પાડેલો છે.

**૧૬ કોને પરણું?** કિં. રૂા. ૧–૪–૦

અભણ ગૌરી ગામડાની છે. ભણેલી ઇન્દુલેખા શહેરની છે. ગામડાની ગૌરી, ઇન્દુલેખા માટે જે ભોગ આપે છે તે ભોગ ઇન્દુલેખાના પોતાના ભોગ જેટલોજ મહાન છે? આર્યરમણીના હૃદયની ઉત્તમતાનું આ ચિત્ર જેટલું ભવ્ય છે તેટલુંજ રસિક છે.

**૧૭ સુઘડતા ને સુંદરતા:** ૦–૮–૦

વાળનું જતન, દાંતનું જતન, ચહેરાનું જતન, કપડાં અને ઘરેણાં પહેરવાની કળા, તંદુરસ્તી ખીલવાને સુંદર બનવાની કરામતની આ ચોપડીનો જોટો ગુજરાતી ભાષામાં નથી જ.

**૧૮ હાસ્ય ફુવારો:** ૦–૮–૦

શ્રી 'પ્રસાદ'ની રમુજી સામાજિક વાતોનો આ સંગ્રહ દરેક ઘરની બહેનોને અત્યંત રસિક લાગશે અને નિર્દોષ આનંદ આપશે.

**૧૯ ભૂતના ભડકા:** રૂા. ૧–૧૨–૦

શ્રી ધનસુખલાલ મહેતાની લખેલી આ સુંદર સામાજિક વાતોનો સંગ્રહ સર્વત્ર વખણાયો છે. પૃષ્ઠ બસો. ચિત્રો પણ પુષ્કળ આપેલાં છે.

**૨૦ વિષવૃક્ષ:** કિં. ૧–૮–૦

બંકિમબાબુની આ ત્રીજી સર્વમાન્ય નવલકથા હિન્દુ સંસારી કોયડાઓની છણાવટ ઘણી જ સરસ રીતે કરે છે. બંગાળામાં ઘેરઘેર વંચાય છે.

**૨૧ હાસ્ય કલાપ:** કિં. ૧–૮–૦

સામાન્ય કોટિનાં માણસો સ્ત્રીઓ બાળકોને પણ ખડખડ હસાવે તેવી, છતાં તદ્દન નિર્દોષ અને નિર્ભય વાર્તાઓનો આ સંગ્રહ ગુજરાતના હાસ્ય સાહિત્યમાં સારૂં સ્થાન પામ્યો છે.

**૨૨ દેવી ચૌધરાણી:** કિં. ૧–૮–૦

પ્રફુલ્લ નામની સાદી સીધી બાળા કેવા રીતે વીરાંગના બને છે તેનો અત્યંત રસિક અને પ્રેરક હેવાલ મૂળ બંકીમ બાબુએ લખેલો છે.

**૨૩ વીર રોઝા:** ([illegible]) કિં. રૂા. ૧–[illegible]–૦

ફ્રાન્સના નવલસમ્રાટ એલેકઝાંડર ડૂમાએ લખેલી એક જેલર બાળાના પ્રેમ અને શૂરાતનની અજબ જેવી ઈતિહાસ કથા.

**૨૪ હાસ્ય ઝરણાં:** કિં. ૧–૮–૦

હાસ્યરસના પ્રસિદ્ધ લેખક શ્રી હરિપ્રસાદ વ્યાસની આ વાતો આપણા સંસારની બૂરી બાજુ પર ચાબખા મારતાં મારતાં ખૂબજ કલ્લોલ કરાવે છે.

**૨૫ "જરા ચ્હા મૂકજો"** (હાય આસામ) કિં. રૂા. ૧–૦–૦

સવારે ને બપોરે મોજથી પીવાતા ચ્હાના પ્યાલાઓના બીજ રૂપ ચ્હાના બગીચાઓના મજુરોની કેવી કરૂણ દશા વસી છે, તેનું એક મજુરે લખેલું સાચું વાર્તારૂપ બયાન. જે વાંચીને સેંકડો માણસોએ ચ્હા ત્યજી છે.

૨૬ રાજા રજની : ( નવી આવૃત્તિ )   કિં. ૧-૧૨-૦

ગરબા પુસ્તકોની મહારાણી.

૨૭ જીવન પલટો:   ૦-૪-૦

આમાં ત્રણ જુદી જુદી સ્ત્રીઓનું જીવન જુદી જુદી રીતે બદલાઇ જાય છે તેનું વર્ણન આલેખતી રસિક ને બોધક વાર્તાઓ આપેલી છે.

૨૮ સુખી ઘર:   ૦-૩-૦

આપણા ઘરને સ્વર્ગ સમાન સુખી કેવી રીતે બનાવવું તેના પદાર્થપાઠ રૂપ ચિત્ર આલેખતી બોધકથા.

૨૯ ભરત ગુંથણ:   કિં. ૦-૧૦-૦

નાની બાલિકાઓ પણ સહેલાઇથી સમજીને શીખી શકે એવી શૈલીમાં એક અનુભવી પારસી બહેને લખેલું પુસ્તક, જાત-જાતની તરાહ તેમજ આકૃતિ સાથે.

૩૦ ચોર્યાસીનું ચક્કર:   કિં. ૦-૫-૦

ગુજરાતના એક અનુભવી હાસ્યરસના લેખકે આ પુસ્તકમાં સ્ત્રીઓને રસ પડે અને સ્હેલાઇથી સમજાય એવી રીતે સંસારના ગમ્મતભરી વાતો લખી છે.

૩૧ રઝિયા બેગમ:   ૦-૩-૦

દિલ્હીના ચક્રવર્તી સિંહાસન પર બેસી રાજ્ય ચલાવનારી પહેલવહેલી સમ્રાજ્ઞીનું જીવનચરિત્ર. બ્હેનો માટે ઉત્તમ છે.

૩૨ સુવર્ણવિવેક અને બીજી વાતો:   ૦-૬-૦

આમાંની મુખ્ય વાર્તામાં વિલાયતી અને દેશી સભ્યતા, ઘરની રીતભાતની તુલના કરેલી છે. બીજી વાર્તાઓ પણ ખુબ રસિક અને બોધક છે.

૩૩ યુવતીના પત્રો અથવા પ્રેમાળનાં હૈયાં: ૦-૮-૦

લગ્નની નિષ્ફળતાથી કંટાળી જઈને આપઘાત કરવા તત્પર થયેલી એક યુવતિને તેની બ્હેનપણી પત્રો દ્વારા ખરો માર્ગ બતાવે છે. દરેક માબાપે આ પુસ્તક પોતાની પુત્રીને પરણાવતાં પહેલાં આપવું ઘટે છે.

૩૪ સ્ટવનું શાસ્ત્ર: ૦-૩-૦

આ નાનકડી પુસ્તિકામાં પ્રાઈમસ સ્ટવ વિશે, તેની રચના, તથા જુદા જુદા ભાગો વિશે સચિત્ર અને વિગતવાર સમજુતી આપી છે.

૩૫ સ્ત્રીહૃદય: ૦-૩-૦

આ નાની સરખી નવલિકામાં સ્ત્રી હૃદયનો સાચો ચિતાર આપેલો છે. એક આદર્શવાદી યુવાન પાછળ ઘેલી બની જીવન બલિદાન આપનાર વારાંગનાની કથા એકકી બેઠકે પુરી કરવી ગમે તેવી છે.

૩૬ માતૃપ્રેમ અને બીજી વાતો: કિં. ૦-૪-૦

આ સંગ્રહની મુખ્ય વાર્તામાં એક માતા પોતાનાં સંતાનને ખાતર શું શું સહન કરી શકે છે તેનું આદર્શ દૃષ્ટાંત આપ્યું છે. બીજી વાર્તાઓમાં પણ ઉત્તમ સ્ત્રી પાત્રોનાં આલેખન છે.

૩૭ પારસી લગ્નગીતો અને ગરબા: કિં. ૦-૬-૦

શું પારસી લોકોમાં બી લગન વખતે ગીતો ગવાય છે? તમે નવાઈ પામશો. છતાં આ ચોપડી જોશો એટલે ખાત્રી થશે. કેટલાંક ગીતો તો ખૂબ રમુજી ને આનંદજનક છે.

૩૮ દામ્પત્ય જીવન: કિં. ૨-૮-૦

સંતાતનિયમન, કસુવાવડ, પતિપ્રેમ જાળવવાની કળા, શરીર નિરોગી ને સુડોળ રાખવાની કળા તથા માસિકને લગતી દરેક ફરિયાદો મટાડવાની વિદ્યા—એ બધું જ આ પુસ્તકમાં આપ્યું છે.

**૩૯ વહેમી પતિ:** કિં. [illegible]

એક સંસ્કારી અને સુધારક યુવાન પોતાની સુંદર અને સુશીલ પત્ની તરફ વહેમાય છે. એ 'વહેમ'ને કારણે તે પત્નીનો ભોગ લે છે. ને પછી ગાંડો બને છે. એ પાગલની આપવીતીનો કરુણ અને હૃદયસ્પર્શી હેવાલ ગૃહજીવનનો નવોજ કોયડો ઉકેલે છે.

**૪૦ આરોગ્ય અને સુખ:** કિં. ૦–૬–૦

આ પુસ્તકમાં દરેક સ્ત્રી પોતાના કુટુંબની તેમજ પોતાની સુખાકારી કેવી રીતે જાળવી શકે તેને લગતું જરૂરી જ્ઞાન, દરેક ખાદ્ય ચીજોના ગુણદોષ વગેરે આપેલું છે. દરેક ગૃહિણીએ આ જ્ઞાન પ્રાપ્ત કરવું જ જોઇએ.

**૪૧ સામાજિક વાતો:** કિં. ૦–૫–૦

સંસારના જુદા જુદા કોયડા ઉકેલતી તાદૃશ વાતો એકી બેઠકે પૂરી કરવી જ પડે તેવી રસિક છે.

**૪૨ રમુજી વાતો: (સ્ત્રીશક્તિની)** ૦–૪–૦

આ વાર્તાઓમાંની ઘણીક આપણા હંમેશના જીવનના દશ્યો-માંથી ઉપજાવી છે ને ખૂબ હસાવે તેવી છે.

**૪૩ ભલી ભાભી:** કિં. માત્ર ૦–૧–૦

એક સંસ્કારી સ્ત્રી પોતાના દીયરના અપકાર ઉપર ઉપકાર કરી તેને કેવી રીતે નમાવે છે, તેનું સુંદર દૃષ્ટાંત આમાં છે. વૈધવ્ય પામેલી આર્ય અબળા પોતાની નીતિ મર્યાદા સાચવીને પ્રમાણિકપણે પોતાનું ગુજરાન કેવી રીતે કરી શકે તેનો પણ બોધપાઠ છે. કીંમત પણ અલ્પ હોવાથી લ્હાણી કરનારા માટે બહુ જ સવડ દેવી છે.

**૪૪ પતિ પ્રભુ છે:** ૦–૧–૦

આ ચોપડી પણ લ્હાણી માટે ખૂબ સસ્તી કિંમતે કરેલી

છે. એમાંની વાર્તા પતિવ્રતાની બહુ જ સચોટ છાપ પાડે છે. સંસ્કારી પત્ની પોતાના દારૂડિયા ને રખડેલ પતિને વશ કરે છે.

**માંદગી અને માવજત:** ૦–૪–૦

દરેક સ્ત્રીને આ વિષયનું તો જ્ઞાન હોવું જ જોઇએ. માંદાની સારવાર સંબંધી ખૂબ ઉપયોગી સૂચનાઓથી આ પુસ્તક ભરેલું છે

**૪૬ વાતનું વતેસર:** કિં. ૦–૧–૦

બાળાઓ સ્હેલાઇથી ભજવી શકે એવું હાસ્યરસિક નાટક

**૪૭ ઘરેણાંનો શોખ:** કિં. ૦–૧–૦

વિમળા નામની એક ભોળી છતાં સૌંદર્ય શોખીન બાળાએ પોતાના ઘરેણાં–શોખને લીધે પોતાનો પતિ જેલમાં જાય એવા સંજોગો કેવી રીતે ઉભા કર્યા તેનો તાદશ ચિતાર આપતી આ વાર્તા સચોટ–અસરકારક છે.

**૪૮ પારસી સતીઓ:** કિં. ૦–૬–૦

રાજાબાઇ ટાવર પરથી બે પારસી બહેનોએ પોતાનું શીયળ સાચવવા ખાતર ભુસ્કા મારી કરેલા આપઘાત વિષેના ચરચા.

**૪૯ એકાદશી:** કિં. ૦–૧૧–૦

શ્રી સરોજિની મહેતા (એમ. એ) ની લખેલી અગીયાર સુંદર સામાજિક વાતો. બધીજ નવા સિદ્ધાંતો રજૂ કરે છે.

**૫૦ રાણકદેવી** કિં. ૦–૧૨–૦

હજાર વર્ષ ઉપર થઇ ગયેલી મહાન વિભૂતિની આ જીવનકથા અર્વાચીન શૈલીમાં ગુજરાતના એક ઉત્સાહી સિદ્ધહસ્ત લેખકે ઘણીજ રસિક લખેલી છે.

**૫૧ શિવાજીની મા**—મહારાષ્ટ્ર વીર શિવાજીને જન્મ આપી ઉછેરનાર વીર માતાનું રસિક અને પ્રેરણાદાયક જીવન-

ચરિત્ર દરેક બ્હેને એક વાર અવશ્ય વાંચવું જ જોઇએ.
(તેર આનાની ટીકીટ બીડવી) કિં ૦—૧૦—૦

૫૨ સાસુની શિખામણ—વહેમી માન્યતાઓને લીધે સ્ત્રીઓનાં જીવનની કેટલી હાનિ થાય છે તેની બોધકથા. કિં. ૦—૧—૦

૫૩ કાયદાનું અજ્ઞાન—એ અજ્ઞાનને લીધે બ્હેનો પોતાની ટુંકી દોલત કેવી રીતે ખુએ છે તેની બોધકથા. વ્યાજ ઉપજાવવાની જરૂરી માહિતી સાથે. કિં. ૦—૧—૦

૫૪ નામ વગરની નવલકથા—કપરા સંજોગોમાં મુકાયેલી એક પારસી બહેનના અનુભવોની રસિક વાર્તા. ડીટેકટિવ રસથી ભરપૂર. કિં. ૧—૮—૦

૫૫ નારીભિષક—સ્ત્રીઓના રોગોની ચિકિત્સા તથા ઉપચાર વિશેનું પ્રમાણભૂત પુસ્તક કિં. ૦—૪—૦

૫૬ માસિક ધર્મ—'અટકાવ' વિશેની ઉપયોગી માહિતીથી ભરેલ નિબંધ. ૦—૨—૦

૫૭ નવા સાથિયા—દિવાળીના દિવસોમાં પોતાનું આંગણું દીપાવવા માટેના સુંદર અજોડ નમુના આમાં આપ્યા છે. કિં. ૦—૨—૦

૫૮—૫૯ વીર તારા—(બે ભાગમાં) તોડાની વીરાંગનાનું પ્રેરણાત્મક ચરિત્ર. પૃ ૪૦૦ એક કાગળ. કુલ કિં. ૨—૪—૦

૬૦ ગોરમાનાં ગીતો—ગોરોમાં ગવાતાં ગીતોનો સંગ્રહ કિં. ૦—૧—૦

૬૧ મેડમ ડેમીડા—(નાહિલિસ્ટોના પંજામાં) આ એક રસિક રૂશીયન વાર્તા છે જેમાં મેડમ ડેમીડા નામની એક સ્ત્રી ભલભલાને હેરત ભરેલા તેમજ બુદ્ધિ—ચરાતનનાં કામો કરે છે. ૦—૧૨—૦

૬૨ સામાજિક વાતો ભાગ ૨.—લેખક શ્રી રમાકાન્ત દ્વિવેદી.
આમાં આપણા આધુનિક સમાજને સ્પર્શતી અને તેનાં જુદાં
જુદાં દૃષ્ટિકોણ રજુ કરતી રસિક નવલિકાઓ આપેલી છે. ૦—૩—૦

૬૩ ગુણીયલ ગૃહિણી—સારી ગૃહિણી કોણ? પોતે ભપકાદાર
સાડી પોષાક પહેરીને ઠેર ઠેર ભાષણો કરતી ફરે તે ? કે પોતે
આત્મભોગ આપીને પોતાનાં અને પોતાની આસપાસનાંઓને
સુખી કરવા પ્રયત્ન કરે તે ? આ પ્રશ્ન સમાજનો સનાતન પ્રશ્ન
છે. તેને વિશે વિચારો જગાડતી આ નાનકડી નવલિકા ખરેખર
વાંચવા અને વંચાવવા જેવી છે. ૦—૧—૦

૬૪ સ્ત્રી સ્વાતંત્ર્ય—સ્વતંત્રતાના અંધ ખ્યાલોમાં અથડાતી એક
યુવતી આખરે ઠોકરો ખાઇને કેવી રીતે પાછી સાચા માર્ગ
ઉપર આવે છે તેનું આ નવલિકામાં શ્રી રમાકાન્ત દ્વિવેદીએ
સરસ આલેખન કર્યું છે. કિં. ૦—૧—૦

૬૫ દક્ષિણી રાંધણકળા—મહારાષ્ટ્રમાં બનતી રસોઇની વાનીઓ
કેવી રીતે બનાવવી તેનું આ પુસ્તક ગુજરાતમાં વસતી
એક ચતુર દક્ષિણી બહેને લખેલું છે. કિં. ૦—૩—૦

૬૬ સતી જસમા—પ્રતિવ્રતની ખાતર પ્રાણ આપનારી આ
વીર નારીની જીવનકથા સરળ, સાદી ને રસઝરતી ભાષામાં
આલેખી છે. કિં. ૦—૬—૦

૬૭ સંસાર દર્શન—સંસારમાં ડગલે ને પગલે અનેક મુંઝવતા પ્રશ્નો
આવી પડે છે. આ પ્રશ્નોને જુદી જુદી નજરે ટુંકી ટુંકી વા-
તોમાં નીરખીને વણી લીધા છે. કિં. ૦—૬—૦



# સ્ત્રીશક્તિ ગ્રંથમાળા વિશે

## પ્રશંસાના ઉદ્દગારો.

**ભરત ગુંથણ**—વિશે લોકવાણીના તંત્રીજી લખે છે—

"આ પુસ્તક ઘેર ભરત ગુંથણ કરતાં અને શાળામાં અભ્યાસ કરતાં બહેનોને સારું માર્ગદર્શક થઇ પડે એવું છે." ભરત ગુંથણની પદ્ધતિ એમાં સમજાવવામાં આવી છે ને એ પદ્ધતિને સાનુકૂળ ચિત્રો પણ પુષ્કળ આપવામાં આવ્યાં છે...આ પ્રકારનું પુસ્તક બહુ ઉપયોગી થઇ પડે તેમ છે.

**સુખી ઘર**—વિશે પ્રસ્થાનના તંત્રીજી લખે છે—

સ્ત્રીઓને ગૃહિણી તરીકે સ્વમાન કેળવવાનો, ઘરકામને દીપાવવાનો, સંસ્કારી થવાનો બોધ મળે તેવું સાહિત્ય આ પુસ્તકમાં ટુંકામાં ને સુગમ ભાષામાં આપેલું છે.

**ભલી ભાભી**—વિશે સાપ્તાહિક મુંબાઈ સમાચારના તંત્રીજી લખે છે—

આ નાનકડી પેમ્ફલેટ સ્ત્રીઓને ઉદારતાનો બોધપાઠ આપવાનું કાર્ય બહુજ સુંદર રીતે કરી શકે તેમ છે...એની લ્હાણી થવી જોઇએ.

**પતિ પ્રભુ છે**—વિશે સા. મુંબાઈ સમાચારના તંત્રીજી લખે છે—

આ ચોપડી પણ લ્હાણી કરવા જેવી છે. એક દારૂડીઆ ધણીની સ્ત્રી પોતાના પતિને ખાતર ખૂબ સંકટો સહન કરે છે. આખરે તે વશ થાય છે ને પોતાની કુટેવો છોડે છે. ને બેઉ સુખી થાય છે.

# સ્ત્રીહિત ગ્રંથમાળા વિશે
# પ્રશંસાના ઉદ્‌ગારો.

**સ્ટવનું શાસ્ત્ર**—વિશે લોહાણા હિતેચ્છુના તંત્રીજી લખે છે—

આ પુસ્તકમાં સ્ટવના જુદા જુદા ભાગો, તેનું કાર્ય તથા સ્ટવ વાપરવાની કળા સર્વગ્રાહી ભાષામાં સ્પષ્ટપણે સમજાવી છે.

**રઝીયા બેગમ**—વિશે એન્પાયરના તંત્રીજી લખે છે—

દિલ્હીની ગાદી ઉપર પહેલ વહેલી જે સુલતાના થઇ ગઇ તે વીર નારી રઝીઆનું આ જીવનચરિત્ર બહાર પાડીને સ્ત્રી સાહિત્ય મંદિરે બહુ સારી સેવા બજાવી છે લેખકોએ આ પુસ્તક ખરેખર પોતાના ઘરની સ્ત્રીઓને વંચાવવું જ જોઇએ, જેથી તેમને ખ્યાલ આવે કે સ્ત્રીઓ પણ આવી મોટી પાદશાહત ચલાવી શકે છે ખરી...

**આરોગ્ય અને સુખ**—વિશે પ્રજાબંધુ લખે છે—

સ્ત્રીઓએ પોતાના તેમજ કુટુંબના આરોગ્યની સાચવણી કેવી રીતે કરવી તે વિશે પત્રો દ્વારા સારી માહિતી આપવામાં આવી છે.

**સખીના પત્રો**—વિશે પ્રતાપના તંત્રીજી લખે છે—

આ પ્રકારની પત્રમાળા કદાચ આપણી ભાષામાં આ પ્રથમજ છે; ને તે માટે લેખક અને પ્રકાશકને ધન્યવાદ ઘટે છે.

**પારસી લગ્નગીતો**—વિશે ફુરસદના તંત્રીજી લખે છે—

આ જમાનો જ અજાયબીનો છે. અને તેથી એમાં એક વધુ આ અજાયબી જોવાય છે કે પારસી લગ્નગીત અને ગરબાની ચોપડી વર્ષો થયાં કોઇ પારસીએ નહિ બહાર પાડી, પણ આખરે એક હિંદુ પ્રકાશકેજ તે બીડું ઝડપ્યું. ખચીત એમ કરી આ શાક્ત મંદિરે પોતાના નામને જેબ આપનારૂં કામ કર્યું છે...

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળા વિશે પ્રશંસાના ઉદ્ગારો.

**માંદગી અને માવજત—વિશે મુંબાઈ સમાચાર લખે છે—**

આપણે સ્ત્રીઓની સ્વતંત્રતા ને સમાનતા વિશે ગમે તેવી વાતો કરીએ, છતાં સ્ત્રીઓમાં જે નૈસર્ગિક કળા છે તેને પુરૂષો કદિ પહોંચી શકવાના નથી. તેમાંની એક કળા તે નર્સીંગ છે.... દરેકે દરેક સ્ત્રીના હાથમાં આ પુસ્તક મૂકાય તો તેથી તેને એ વિષયનું સારૂં જ્ઞાન પ્રાપ્ત થાય એ નક્કી છે.

**પ્રજાબંધુના તંત્રીજી લખે છે—**

ઘરમાં સ્ત્રીને માંદાની માવજતનું જ્ઞાન હોય તે હિંદુ સમાજમાં ખૂબ જરૂરનું છે. એ જોતાં તેમની દૃષ્ટિએ લખાયલું આ પુસ્તક કીંમતી થઇ પડશે.

**રઝીયા બેગમ—વિશે પુસ્તકાલયના તંત્રીજી લખે છે—**

આ પુસ્તિકામાં તેરમી સદીની આ સુલતાનાનો સરસ પરિચય અપાયો છે...લેખન શૈલી વખાણવા જેવી છે.

**ગૃહવિવેક—વિશે તેઓ લખે છે—**

વાર્તાઓ બોધક છે. સ્ત્રીઓ માટે પુસ્તક મઝાનું ને આવકારપાત્ર છે. મહિલા પુસ્તકાલયો જરૂર ખરીદે.

**સખીના પત્રો—વિશે લોહાણા હિતેચ્છુના તંત્રીજી લખે છે—**

આ ઉપયોગી પત્રમાળાને પુસ્તકનું રૂપ આપી સ્ત્રી સા. મંદિરના સંચાલકોએ વર્તમાન જગતને પોતાની એક ઉણપનું જ્ઞાન આપ્યું છે. આવાં પુસ્તકોનો વધુ પ્રચાર કરવાની સૂચના સાથે લેખક તથા પ્રકાશકને અભિનંદન.

---

દેશબંધુ...પ્રેસ–સુરત.

શ્રી સાહિત્ય મંદિર, સુરત.



અભણ માબાપ પોતાની દીકરીને દાગીનાથી લાદે છે.

રૂા. ૩૪)ની કિંમતનાં ૬૭ પુસ્તકોનો સટ રૂા. ૩૦) માં

